(શ્રીમદ્વિઠ્ઠલનાથજીના ચતુર્થ લાલજી)

# શ્રી ગોકુલેશજીનું જીવન ચરીત્ર.

આ શ્રીગોકુલેશજીએ માળા તિલકનો વિજયધ્વજ ફરકાવવા માટે **જહાંગીર** બાદશાહ સામે ધર્મનું દ્વંદ્વ યુદ્ધ કરી પોતાની અડગ ટેક ટકાવી રાખી હતી તે સર્વ ભાઇના જાણવામાં છે. હાલમાં અમોએ ૪૦૦ વર્ષનાં પ્રાચિન પુસ્તકોમાંથી આ શ્રીગોકુલેશજીનું જીવન ચરિત્ર નીચે પ્રમાણે બે ભાગમાં છપાવવું શરૂ કર્યુ છે.

**ભાગ ૧ લો**—પ્ર. ૧ કુટુંબની પૂર્વ પિઠિકા, પ્ર. ૨ શ્રીગોકુલેશજીનું પ્રાગટય, પ્ર. ૩ શ્રીમાહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, શ્રીગોકુલેશજી, કળીયુગમાં પૂર્ણ પુરુષોત્તમ રૂપે પ્રગટ થશે તે માટે વેદ, પુરાણાદિનાં પ્રમાણો ટીકા સાથે, પ્ર. ૪ પ્રાગટય મહોત્સવ, પ્ર. ૫ વર્ષ ગાંઠનો ઉત્સવ, પ્ર. ૬ બાળલીલા પ્ર. ૭ કૌમારલીલા, પ્ર. ૮ પૌગંડલીલા, પ્ર. ૯ ઉપનયન સંસ્કાર પ્ર. ૧૦ વિદ્યાભ્યાસ પ્ર. ૧૧ અડેલથી ગઢાનો પ્રવાસ પ્ર. ૧૨ ગઢામાં નિવાસ, પ્ર. ૧૩ ગઢાથી મથુરા પ્રવાસ, પ્ર. ૧૪ મથુરા નિવાસ, પ્ર. ૧૫ વ્યાહ ઉત્સવ, પ્ર. ૧૫ શ્રી ગોકુલવાસ, પ્ર.૧૭ ગુજરાતનો પરદેશ, પ્ર.૧૮ કુરૂક્ષેત્રની યાત્રા.

**ભાગ ૨ જો**–**માળાપ્રસંગ**–પ્ર. ૧ ચિદ્રૂપ નામના સંન્યાસીની શીખવણીથી જહાંગીર બાદશાહે કરેલો માળા ઉતારવાનો હુકમ, પ્ર. ૨ ચિદ્રુપ અને શ્રીગોકુલેશજીનો મુલાકાત તથા તેમણે કરેલો શાસ્ત્રાર્થ, પ્ર. ૩ શ્રી ગોકુલ

તથા મથુરામાં ચિદ્રુપે વર્તાવેલો કેર, પ્ર. ૪ માળા નહી ઉતારવાનો દ્દઢ નિશ્ચય, પ્ર. ૫ શ્રીગોકુલેશજીની ચિદ્રૂપ સાથેની બીજી મુલાકાત, પ્ર. ૬ માળાના રક્ષણાર્થે શ્રી ગોકુલેશજીનું કાશ્મીર જવું, પ્ર. ૭ બાદશાહની મુલાકાત, પ્ર. ૮ કાશ્મીરથી વિદાયગીરી, પ્ર. ૯ સોરમમાં વાસ. પ્ર. ૧૦ ચિદ્રૂપનો પરાજય, પ્ર. ૧૧ શ્રીગોકુળ દ્દઢવાસ.

ઉપર પ્રમાણે પ્રકરણો સાથેનો આ ગ્રન્થ અમોએ શ્રી ગોકુલેશ પ્રભુની સૃષ્ટિમાં ઘણા ગામોમાં મુસાફરી કરી પ્રાચીન હસ્ત લિખીત પુસ્તકો મેળવી મહાન્ પરિશ્રમે તૈયાર કરી વૈષ્ણવ વર્ગની સમક્ષ મુકીએ છીએ. આશા છે કે અમને યોગ્ય મદદ આપી તેના ગ્રાહક થઈ પોતાનું નામ નોંધાવી આભારી કરશોજી.

આ ગ્રન્થમાં શ્રી ગોકુલેશજીનો બાલ્યાવસ્થા, યુવાવસ્થા. અને વૃદ્ધાવસ્થાનો એમ ત્રણ સુશોભીત ફોટાઓ કે જે આ ગ્રન્થ માટેજ ખાસ તૈયાર કરાવેલા છે તે આવશે.

આ ગ્રન્થના બન્ને ભાગ ભેગા, જાડા ચીકણા કાગળમાં, સુંદર છપાઇ, મજબુત છીંટનું પાકુ પુઠું, અને ત્રણ ફોટા સાથેના થશે. આટલું છતાં તેની કીંમત ફક્ત રૂ. ૨-૦-૦ **બે રૂપીઆ રાખી છે.**

અગાઉથી થનાર ગ્રાહકો પાસેથી **ચાર આના** ઓછા લેવામાં આવશે.

**લલ્લુભાઇ છગનલાલ દેસાઇ.**

ચગપોળ, ખતરાપોળ—અમદાવાદ.

॥ श्री कृष्णाय नमः ॥

॥ श्री गोकुलेशो जयति ॥



શ્રીમદ્વિઠ્ઠલનાથજીના ચતુર્થલાલજી.

# શ્રી ગોકુલેશજીનાં ધોળ

તથા

# પદ સંગ્રહ.

(તદ્દન અપ્રગટિત ધોળ પદનો મહાન્ સંગ્રહ.)

શ્રી કૃષ્ણાબ્દ. ૫૧૪૨ — શ્રી વલ્લભાબ્દ. ૪૩૮



સં. ૧૯૭૩ — સને ૧૯૧૬

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,
લલ્લુભાઈ છગનલાલ દેસાઈ.
ચંગપોળ, ખતરીપોળ—અમદાવાદ.
કીમત રૂ. ૧—૦—૦.

ગુજરાતી પ્રથમાવૃત્તિ. | પ્રત ૨૦૦૦

સર્વ હક્ક સ્વાધિન રાખ્યા છે.

શ્રી રામકૃષ્ણ પ્રિન્ટિંગ પ્રેસમાં શા. મગનલાલ હરિવલ્લભદાસે છાપ્યું. ઠે. કાળુપુર. ટંકશાળની પોળ—અમદાવાદ.

# श्रीगोकुलेश स्तवनम्.

## शार्दूल विक्रीडितं.

उद्धर्त्तुं धरणी तले निजबले नैव स्वकीयान् जनान् ।
आविर्भूय तथा कृपाधरवशः श्री विट्ठलेशाऽलये ॥
यः श्री भागवतस्य तत्व विवृतेश्चक्रे प्रवाहंवचः ।
पीयुषै रति पोषणाय सततं श्री गोकुलेशोऽवतु ॥ १ ॥

## पृथिवी वृत्तं.

हसद्वदन पंकज स्फुरदमन्दमारद्रुम् ।
कपोलविलसद्दृगद्वय विमिश्रताम्बूलदः ॥
समुन्नतसुनासिका सरसचारुबिम्बाधरो ।
हरत्वखिलसेविनां चिर वियोग तापंक्षणात् ॥ २ ॥
मनोजमधुराकृतिर्निजमनो विनोदोद्यतः ।
कृतिर्जनमनो हृतौ विरतिकारकः संस्तुतौ ॥
स्वभाव परिपोषकः भवसमुद्र संशोषकः ।
करोतु वरणं सदा सफलमत्र वै वल्लभः ॥ ३ ॥

वसंततिलकावृतं.

गोधूममेचक मनोहर वर्ण देहो । यः केश कृष्णनिचयोल्लसदुत्तमाङ्गः॥
सूक्ष्मोत्तरीय कटिवस्त्र विराजिताङ्गः । संगतनोतु मुदमद्भुतगोकुलेशः ४
यः पुष्टिमार्ग गतभाव विभावनैक। दक्षः समक्षमपि सन्निधि सेवकानां
यो ज्ञानगूढ हृदयः सदयः सदैव ।सेवासुखं मम तनोतु स गोकुलेशः

शार्दूल विक्रीडितं.

यः सेव्यः सततं सतां निजफलप्रप्सावतावर्तिना ।
माचार्यो दिन शुद्ध पुष्टि सुपथे नित्यानुकंपाधरः ॥
यो दृष्टयेव हृदंधकार निचयं यायात् क्षणात् क्षीणता ।
मानंदं मुहुरातनोतु मधुराकारं प्रभुर्वल्लभः ॥ ६ ॥
यो मायामतवर्ति दुष्टवदन ध्वंसं वचोभिर्निजैः ।
कुर्वन्सेवक सर्व लोक हृदयानंदं सदा पोषयन् ॥
तद्भावं सुदृढं करोति कृपया दासैक हृद्यानघो ।
यातानां शरणं सतां समनसां मोदं सदायच्छतु ॥ ७ ॥
ताताज्ञैकपरायणाश्रयविदां वर्यः परानंददो ।
मालायेन सुरक्षिता निज महायत्नेन कण्ठे सतां ॥
धर्मो येन विवर्द्धितः पितृपदाचारः प्रचारैः सदा ।
सः श्री गोकुलनायकः करुणया भूयाद्दूरो सेविनाम् ॥ ८ ॥
सर्वं साधन जातमत्र विफलं नूनं विदित्वा जना ।
नित्यं तं भजतान्ययं प्रभुपदं त्यक्तवेतरस्याश्रयम् ॥
तन्नामानि जपन्तु रूपमखिलं संचिन्तयन्तु स्वयम् ।
सोख्यं तत्पद भावतोऽभिवाञ्छितं सर्वं स्वतः प्राप्स्यति ॥ ९ ॥

## શ્રીગોકુલેશજીના પ્રાગટ્યનું કવિત ૧ લું.

અગહન માસકું પ્રકાશ કીનો જગતમેં,
શ્રી ગોકુલેશ પ્રગટ વ્હે આનંદ બઢાયો હે;
મંગલ મંગલ ગાન ઉચ્છવ ઉચ્છવ દાન,
પ્રગટ પ્રમાન યહ તીન લોક ગાયો હે. ૧
રૂકિમની કુખ નાથ વિઠ્ઠલકે ગેહ નેહ,
ભક્તનકે ભાગ્ય અતિ મોદ મન છાયોહે;
નાગર વધાઇ સુની સાતહુ સમુદ્ર પાર,
સકલ બ્રહ્માંડ બ્રહ્મા વેદ શીર નાયોહે. ૨

### કવિત ૨ જું.

શ્રીગોકુલેશ નામકો એ અર્થ તો પ્રસિદ્ધ કહ્યો,
વલ્લભકે નામ કહો કેસે કરી જાનીયે;
કારન સહીત હીત કોને ધર્યો કોને કાજ,
કેસે કરી જયમાંજ નાગર પ્રમાનીયે. ૧
પુછીએ તો કાકુ અબ કોન સમજાવે મૂઢ,
ગુઢ એ પ્રકાર કહ્યો કેસે ઉર આનીયે;
મહદકી કૃપા આશ ઓર નહિ આસપાસ,
દાસ વ્હે કે માગીએ તો ઠાનીએ તો ઠાનીએ. ૨

# પ્રસ્તાવના.

આ ગ્રન્થ વીશે જે કંઇ કહેવાનું છે તે સઘળું ઉપોદ્‌ઘાત, આભાર-દર્શન ને વિનંતી પત્રથી કહેવાશે. છતાં પણ પ્રસ્તાવના લખવાની જરૂર જણાય છે ને તે એ કે—ઉક્ત વિષયોમાં આ ગ્રન્થ પ્રગટ કરવાનું કારણ દર્શાવ્યું છે, જેથી આ સ્થળે તેના તેજ વિષયોનું સ્પષ્ટીકરણ કે ઐક્યતા આપીએ તો તે "પિષ્ટ પેષણ છે" એમ લખાશે. પણ આ ગ્રન્થમાં વિષયાનુક્રમણિકા આપી છે તત્સંબંધે વૈષ્ણવ બન્ધુઓને કંઇક જણાવવાની જરૂર છે તે આથી જણાશે.

૧ આ ગ્રન્થ રચવામાં જો કે કોઇપણ જાતનું ખાસ નવિનપણું તો નથીજ પણ માત્ર અપ્રસિદ્ધ ધોળ પદનો સંગ્રહ, વાંચતાં સરલ પડે ને થોડી મહેનતે વધુ લાભ લેઇ શકે તેવા હેતુથી જુદાં જુદાં ૧૫ પ્રકરણોથી આ ગ્રન્થ બહાર પાડ્યો છે.

૨ આ ગ્રન્થ તે "**શ્રીગોકુલેશજીનાં ધોળ તથા પદ સંગ્રહ**" એ નામનો છે. તેથી શ્રી ગોકુલેશજીના પ્રાગટ્ય સંબંધનું વર્ણન પ્રથમજ થવું જોઇએ, માટે તે આ પુસ્તકના પ્રકરણ ૧–૨–૩ અને ૪ માં આપ્યું છે. વળી પ્ર. ૫ માં નિત્ય ચરિત્રનાં ધોળ આપ્યાં છે, તે શ્રી ગોકુલેશજીનો આખા દિવસનો હમેશનો કાર્યક્રમ છે; જેનો વૈષ્ણવોએ હમેશાં નિત્ય નિયમ પૂર્વક પાઠ કરવા લાયક છે. ને તદનુસાર કેટલાક ભાવિક ભક્તો હજુ પણ હમેશાં પાઠ કરે છે. વળી પ્ર. ૬ઠ્ઠામાં મંગળાથી શયન પર્યંતનાં સવારથી સાંજ સૂધીનાં ગાવાનાં પદ આપ્યાં છે કે જેને વૈષ્ણવોએ પોતાને ઘેર શ્રીની સેવા વખતે ગાવા માટેનાં છે. આ છ પ્રકરણથી શ્રીના પ્રાગટ્યથી તે નિત્યના કાર્યક્રમ સૂધીનો હેવાલ આવ્યો. હવે બાર માસિક ઉત્સવો આવે

તો તેનાં પદ માટે પ્રથમ મહા ઓચ્છવ (માગસર સુદિ ૭) થી શરૂ કરવું જોઇએ તો તેનાં પદ કીર્તન પ્ર. ૧ થી ૪ સૂધીમાં આપી ગયા છીએ; ત્યાર પછી વસંતને હોળી ઉત્સવ આવે છે તો તેનાં પદ આ પુસ્તકના પ્ર. ૮માગાં આપ્યાં છે. તે પછી વિવાહનો ઉત્સવ આવે છે, તો તેનાં પદ, શોભન વગેરે આ પુસ્તકના પ્ર. ૯ મામાં આપ્યાં છે. તે શિવાય બાકીના બીજા ઉત્સવનાં પદ પ્ર. ૭ મામાં આપ્યાં છે. આ પછી શ્રીના યશ માહાત્મ્ય માટે વર્ણન થવું જોઇએ, તો તે શ્રીનાં માળા પ્રસંગનાં કવિત, પદ અને ધોળ આ પુસ્તકના પ્ર. ૧૦ મામાં આપ્યાં છે. તે પછી પ્ર. ૧૧ માં વિનતીનાં ધોળ, અને પ્ર. ૧૨ માં આશ્રયનાં પદ આપ્યાં છે.

૩ આ એ પ્રકરણોમાં જણાવ્યા પ્રમાણેનાં ધોળ પદ મેળવતાં જે જે ધોળમાં × આવી નિશાની જોવામાં આવે તે જગાએ અક્ષરો ઓછા છે મૂળ પ્રતોમાં બરાબર શુદ્ધતા પૂર્વક નહી વંચાયેલા તેથી આ ચિન્હો મૂક્યાં છે. જો કોઇ કૃપા કરી જણાવશે તો બીજી આવૃત્તિમાં સુધારો કરીશું. ને તેમનો ઉપકાર માનીશું.

૪ આ પ્રમાણે આ પુસ્તક છપાવતાં પહેલાં અને છપાવતી વખતે વચ્ચે વચ્ચે કેટલાક મહાનુભાવિ ભગતોની સલાહ લેવાતી હતી ને તેઓ જેમ જેમ સૂચના કરતા હતા તે મુજબ યોગ્ય વર્તન પણ થતું હતું. તદનુસાર મળેલાં શ્રી લક્ષ્મણલાલજી મહારાજનાં ધોળ પ્ર. ૧૩ માં, શ્રી કન્હૈયાલાલજી મહારાજનાં ધોળ પ્ર. ૧૪ માં અને શ્રી વલ્લભલાલજી માહારાજનાં ધોળ પ્ર. ૧૫ માં આપ્યાં છે.

૫ આ પુસ્તકના પાછળના ભાગમાં શ્રી ગોકુલેશજીના અંતરંગ ભગવદીય ૭૮ નું ધોળ કે જે ઘણા વૈષ્ણવો જાણતા પણ નહોતા જે મળી આવવાથી તે પણ આપ્યું છે. આટલે સૂધી આ ગ્રન્થ છપાવ્યા પછી મને ૮૪ વૈષ્ણવની નામાવળીના શ્રી ગોકુલેશ પ્રભુએ બનાવેલા શ્લોકો મળી આવવાથી તે પણ આપ્યા છે ( જુઓ પૃષ્ટ. ૪૮૧ )

૬ મૂળપુરૂષથી શ્રી ગોકુલેશ પ્રભુ તથા તેમની પછી શ્રી ગોકુલની ગાદીએ બિરાજેલા હાલ સુધીના બાળકોની વંશાવળી વંશ વૃક્ષ ૧-૨-૩ થી આપી છે. ( જુઓ પૃષ્ઠ ૪૭૬ થી ૪૭૯) જેમાં કેટલુંક અમને નથી મળ્યું તેની તે જગાએ સુચના આપી છે તે ઉપરથી ઘટતી હકીકત કોઇ ભગવદી કૃપા કરી જણાવશે તો હવે પછી બીજી આવૃત્તિમાં સુધારો કરી શકાશે.

૭ આ પુસ્તકમાં પ્રથમ તો ફક્ત શ્રીગોકુલેશજીનોજ ફોટો આપવાનો વિચાર હતો પણ આવા પ્રકારનું આ પુસ્તક અમારા તરફથી પ્રગટ થાયછે એવું જાણમાં આવવાથી કેટલાક ભાવિક વૈષ્ણવોએ અમને શ્રી કન્હૈયાલાલજી મહારાજ તથા શ્રી વલ્લભલાલજી મહારાજનો ફોટો આપવા માટે ઇચ્છા દર્શાવી તેથી તે બન્ધુઓની કૃપાથી અમે તે બે ફોટા મળી કુલ ત્રણ ફોટા આ પુસ્તકમાં આપ્યા છે.

૮ મારા વૈષ્ણવ બન્ધુઓને અમારી આ પ્રસ્તાવના, ઉપોદ્‌ઘાત, આભાર દર્શન, વિનંતી પત્ર વગેરે લંબાણ લખાણ વાંચતાં કદાચ કંટાળો ઉપજશે, પણ તેમ નહી કરતાં કૃપા કરી આ સઘળું લખાણ ફક્ત એકજ વખત પુરેપુરૂં વાંચી, સમજી, મનન કરી તે વિષે મારા પ્રત્યેના જે દ્વૈત ભાવ ઉત્પન્ન થાય તે માટેની શિક્ષા પત્ર દ્વારા આ સેવકને જણાવવા કૃપા કરશો તો આભારી થઇશ.

૯ ચાલુ લડાઇના સબબે આ પુસ્તકમાં વપરાતા કાગળોના ભાવમાં એકના ત્રણ ગણા જેટલો વધારો થઇ ગયો છે. વળી છપામણી બંધામણીના ભાવો પણ પ્રમાણમાં વધી ગયા છે, ફોટા માટે પણ આર્ટ પેપરના ભાવ સખ્ત મોંઘા થઇ પડયા છે. આવા વિકટ સંકટમાં પણ અમે અમારા વૈષ્ણવ બન્ધુઓની સેવા કરવાનું ભુલ્યા નથી; તે સંયોગો ધ્યાનમાં લેવાથી આ પુસ્તકની ન્યોછાવર રૂ. ૧) રાખી છે તે વધારે તો નથી જ જેથી આશા છે કે વૈષ્ણવ બન્ધુઓ ગ્રાહક થઇ મદદ આપી આભારી કરશે.

૧૦ આ પુસ્તકમાં આપેલાં ધોળ પદનો અમારાથી બની શકે તેટલો પ્રાચિન પ્રતો મેળવી શુદ્ધતા ને સુધારો વગેરે ચોકકશ તો કર્યું છે જ છતાં પણ દૃષ્ટિ દોષથી, હસ્તદોષથી કે પ્રેસ દોષથી રહેલી અશુદ્ધિ માટે કૃપા કરી અમને જણાવશો તો બીજી આવૃત્તિમાં સુધારો કરી શકાશે.

૧૧ આ પુસ્તકમાં આપેલા વિષયો, પ્રસ્તાવના, ઉપોદ્દ્‌ઘાત, આભાર દર્શન અને વિનંતી પત્ર વગેરે એટલે આ પુસ્તક આખું અથથી ઇતિ સુધી વાંચી જોતાં કેટલું ઉપયોગી છે, તે વૈષ્ણવ બન્ધુઓની ધ્યાનમાં આવશે, ને તેથી જેટલું ઉપયોગી નીવડશે તેટલોજ મારો શ્રમ સફળ થયો છે એમ માનીશ.

૧૨ આવા પ્રકારનો આ ગ્રન્થ પ્રાચિન પુસ્તકોમાંથી પ્રગટ કરવાની ઇચ્છા મારાં ભગવદીય માતૃ ચરણના પિતૃ ચરણ કપડવણજ નિવાસી પરી ગોવર્દ્ધનદાસ દલસુખરામ કે જેમના દ્વારા આ રંક સેવકને પુષ્ટિ ભકિતનું દાન થયું હતુ, ને તેમનીજ કૃપા અનુગ્રહથી, તેમજ તેમણે સીંચન કરેલા સત્સંગ દ્વારા આ ગ્રન્થ પ્રગટ કરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ છે. જેથી આ ગ્રન્થ પ્રગટ કરવા ખાતે જો મને કંઇ પણ માન મળતું હોય તો તે મને પોતાને નથી પણ ઉકત કપડવણજ નિવાસી મર્હુમ પરી. ગોવર્દ્ધનદાસ દલસુખરામનેજ છે. વૈષ્ણવ બન્ધુઓ પ્રત્યે મારી વિનંતી છે કે–ભગવત્ ભજનમાં કીર્તન સમાજમાં આ દાસને સંભારી શુધ કરશો તો મારો થયેલો શ્રમ સર્વાંશે સફળ થયો છે એમ માનીશ.

૧૩ મનુષ્યમાત્ર ભુલને પાત્ર છે તેથી આ ગ્રન્થમાં રહેલી અશુદ્ધિ તરફ લક્ષ નહિ આપતાં " हंसो यथा क्षीरमिवाम्बु मध्यात् " હંસ જેમ જલમાંથી દૂધ ગ્રહણ કરે છે તેમ આ ગ્રન્થમાંથી સાર ગ્રહણ કરવા સુજ્ઞજનોને વિનંતી છે.

રંગપોળ, ખત્રીપોળ–અમદાવાદ.<br>માઘ કૃષ્ણ પક્ષ સપ્તમી.<br>( શ્રીનાથજીનો પાટોત્સવ )<br>સંવત ૧૯૭૨.

લી. આપનો દાસાનુદાસ.<br>કૃપાકાંક્ષી વૈષ્ણવ<br>**લલ્લુભાઇ છગનલાલ દેસાઇના**<br>**દીનતા પૂર્વક જય શ્રી કૃષ્ણ.**

# ઉપોદ્‌ઘાત.

ભગવત્પ્રિય વૈષ્ણવો ! આ સ્થળે એક સ્વાભાવિક પ્રશ્ન થશે કે ઉપોદ્‌ઘાત એટલે શું ? વળી પુસ્તકોમાં ઉપોદ્‌ઘાત લખાતો હશે તેનું કારણ શું હશે ? જવાબકે—કોઇ પણ કાર્ય કરવાનો આપણે આરંભ કરીએ તો પ્રથમ તો તે કાર્ય ઉત્પન્ન કરવાનું મૂળ કારણ કંઇક હોવુંજ જોઇએ. તો આ ગ્રન્થમાં આપેલાં ધોળ-પદ પ્રગટ કરવાનું કારણ તેના કર્ત્તા આગળ થઇ ગયેલા મહાનુભાવિ મહદ્ ભગવદીઓ છે. તેમણે આપણા ઉપર તે દ્વારા જે મહત્ કૃપા કરી છે, તે કૃપા કાળે કરીને લુપ્ત થવા જેવું થયું છે. તે તેમ ન થતાં કોઇ પણ રીતે બચે અને આધુનિક જીવો તેનો યત્કિંચિત્ પણ લાભ લેઈ શકે; તે છે. તે કારણ જણાવવું તેનું નામ તેજ ઉપોદ્‌ઘાત છે. હવે ! આ ઉપોદ્‌ઘાત તે પોતે કરેલા કાર્યની પોતેજ પ્રસંશા કરે છે. તેથી મૂળમાં તો તે લખવાની મારી ઇચ્છાજ ન હોતી, પણ કદાચ કોઇ કહેશે કે મૂળ કર્તા પુરૂષો જ્યારે કરી ગયા છે; તો વળી આ તમે કેમ ? અને શા માટે ? કર્યું. જેથી ઉપોદ્‌ઘાત લખવો માંડીવાળ્યો હતો, પણ કારણ એ જણાયું કે--મહત્તાની ખાતરતો નહિજ, પણ નામના કાર્યની ખાતર આ ગ્રન્થ કરવાનું કારણ જણાવવા આ દીનને હીન સેવક દ્વારા જે થયું છે તે નીચે આપેલાં કારણોથી જણાશે જે આ ગ્રન્થ પ્રગટ કરવાનું મુળ પ્રયોજન છે.

૧ વૈષ્ણવો ! આ ગ્રન્થની ઓળખ તો પુસ્તકના નામ ઉપરથીજ થઇ ચુકી છે. તેથી તેની વધુ ઓળખ આપવી તે સોનાને ઢાળ ચઢાવવા જેવું છે.

વળી સૂર્યને ઓળખવાનો હોય કે ? સોનાને વળી કસવાનું હોય કે ? પણ હા ! છે. કારણકે—આ કલિ કાળમાં ભગવદ્ ભક્તિ એજ ભગવત્કૃપાનું સાધન છે. જ્યારે બીજાં સાધનો જેવાં કે દેશ, કાળ, દ્રવ્ય, મંત્ર, કર્તાને કર્મો શાસ્ત્રાધારે સૂચવ્યા પ્રમાણે દૃઢ મનના અભાવે ફળીભૂત થાય તેમ નથી, તેમજ કેવળ જ્ઞાન અને કર્મમાર્ગને અનુસરવાથી ભક્તિ સિવાય ભગવત્પ્રાપ્તિ પણ થઇ શકતી નથી, જ્યારે ભગવત્પ્રાપ્તિ નથી થતી ત્યારે તેમની લીલાનુભવ તો હોયજ ક્યાંથી ? જુઓને ! અષ્ટાદશ પુરાણાદિના કર્તા **શ્રીમદ્ વેદવ્યાસજી** જ્ઞાન માર્ગ[1] પારંગત હતા છતાં પણ જ્યારે તેમનું મન સંતોષ પામ્યું નહિ, ત્યારે શ્રીનારદજીની સૂચનાથી સારસ્વત કલ્પમાં પૂર્ણાવતાર રૂપે પ્રગટ થયેલા શ્રીકૃષ્ણ ભગવાનની લીલાઓનું સમાધિદ્વારા નિરક્ષણ કર્યું, અને તેના તત્વરૂપે શ્રીમદ્ ભાગવત (મહાપુરાણ) રચ્યું ત્યારેજ તેમને સંતોષ થયો હતો. આવી રીતે જ્યારે જ્ઞાન અને કર્મમાર્ગ કરતાં ભક્તિમાર્ગ શ્રેષ્ટ છે, ત્યારે ભક્તિ કરવાથી પ્રભુના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થાય, ભગવદ્ ભક્તિ પ્રાપ્ત થાય ને પ્રભુ કૃપાનો અનુગ્રહ થાય એજ આ ગ્રન્થ પ્રકટ કરવાનું પ્રથમ પ્રયોજન છે.

૨ મારાં ભગવદીય પુજ્ય માતૃ ચરણના પીતૃ ચરણની પ્રસાદી દ્વારા પ્રાપ્ત થયેલ ભગવદ્ ભક્તિ અને તેમણે સીંચન કરેલા સત્સંગ દ્વારા તેમની કૃપા અનુગ્રહના પ્રતાપે મળેલ ભગવદ્ ભક્તિનો વારસો પ્રાપ્ત થતાં, તેમજ તેઓ શ્રીગોકુલેશજીના ઘરના સેવકો હોવાથી, મારી આ શ્રીગોકુલેશજી પ્રત્યેની વિશેષ આશક્તિ તે આ ગ્રન્થ પ્રગટ કરવાનું દ્વિતિય પ્રયોજન છે.

૩ ઉક્ત રીતી પ્રમાણે મળેલ ભગવદ્ ભક્તિના વારસાના બીજરૂપે જ્યારે મારા તરફથી "વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભા ૧ લો" એ નામનું (ઘણાં

---

૧ બ્રહ્માદિ મહામુનિ અતિ જ્ઞાન પારંગતા, તે મધુ સિંધુ ના કહીએ માખા.
(વલ્લભાખ્યાન. ૭ મું.)

અપ્રગટિત ઘોળ પદ સાથેનું) પુસ્તક બહાર પડયું ત્યારે તેમાં આ શ્રીગોકુલેશ પ્રભુનાં થોડાં ઘોળ પદનો સમાવેશ કરેલો હતો. ઉક્ત પુસ્તકમાંનો એ સંગ્રહ જોઇ બીજા મારા પ્રેમી બન્ધુઓએ આવાં ઘોળ પદનો એકત્ર સંગ્રહ બહાર પાડવાની સૂચના કરવાથી તે માટે ઘણો સતત્ પ્રયત્ન કરી આ ગ્રન્થ પ્રકટ થાય છે. જે આ ગ્રન્થ પ્રગટ કરવાનું તૃતીય પ્રયોજન છે

૪ અમારા તરફથી પ્રગટ થયેલા "વિવિધ ઘોળ તથા પદ સંગ્રહ ભા ૧ લો તથા ૨ જો" પ્રગટ કરવા માટે પ્રાચીન હસ્ત લીખીત પુસ્તકોનો સંગ્રહ એકત્ર કરતાં આ શ્રીગોકુલેશ પ્રભુનાં કેટલાંક પદ હાથ લાગ્યાં હતાં. જ્યારે મારા પ્રેમાળ બન્ધુઓની ચારે તરફથી માગણી થતાં તદનુસાર તે માટેનાં હસ્ત લીખીત પુસ્તકો મેળવી તેનુ અવલોકન કરતાં જણાયું કે આ શ્રી ગોકુલેશ પ્રભુજીએ પણ ભૂતળ ઉપર પધારી દૈવીજીવોને ભક્તિનું અદેય દાન દીધું છે, તે રસની કણીકા માટે તેમના ઘરના હાલના વૈષ્ણવો માટે મારે કહેવું પડશે કે તે ઘણે ભાગે અજ્ઞાત જ છે. અને હું જ્યારે આ સંગ્રહ એકત્ર કરવા માટે આ શ્રીગોકુલેશ પ્રભુના સેવકોની સૃષ્ટિમાં જેટલા ગામે ગયો છું તેટલા ઉપરથી મારા અવલોકન ને અનુભવ પ્રમાણે જોતાં મારી ચર્મ ચક્ષુ તો એમજ કહે છે કે શ્રીગોકુલેશ પ્રભુની ભક્તિના આનંદ માટે તો તેમના હાલના વૈષ્ણવો મોટે ભાગે તદ્દન અજ્ઞાત્ જ છે. તેમ કહે-વામાં મને તો કાંઈ અતિશયોક્તિ લાગતી નથી, તે આંગળ વાંચવાથી સ્પષ્ટ જણાશે. એ આ ગ્રન્થ પ્રગટ થવાનું ચતુર્થ પ્રયોજન છે.

૫ અત્યાર સુધીમાં આ શ્રીગોકુલેશ પ્રભુનાં ઘોળપદ કોઇ પણ ઠેકાણે પ્રસિદ્ધ થયેલાં નથી. ફક્ત અમારા "વિવિધ ઘોળ તથા પદ સંગ્રહ ભાગ ૧લામાં" યત્ કિંચિત્ કણીકારૂપે ૪૦ ઘોળજ પ્રગટ થયેલાં હતાં જે ઉપરથી આ તદ્દન અપ્રગટિત પદનો ઘણાં પ્રાચિન પુસ્તકોમાંથી સંગ્રહ કરી આવા પ્રકારનો સ્વતંત્ર ગ્રન્થ કરવો તે આ ગ્રન્થ પ્રગટ થવાનું પંચમ પ્રયોજન છે.

૬ આ સ્થળે એક દાખલો આપી જણાવું છું કે-શ્રીમદ્ ગોકુલેશ પ્રભુના પ્રાગટ્ય મહોત્સવના વર્ણનનું એક ખાસ ધોળ કે જે. "**ધન્ય ધન્ય છઠની રાત સોહામણી**" (જુઓ આ પુસ્તકમાં પ્રકરણ ૩ જું પૃષ્ટ ૮૪) આ ધોળ તેમના દરેકે દરેક વૈષ્ણવે હમેશાં મનન કરવું જોઇએ છે. તે માટે પ્રથમ અમને પ્રાચીન પુસ્તકની બે પ્રતો મળેલી તેમાં ગતાનુગતિ હસ્ત દોષની ઘણી ભૂલો યાને તદ્દન ખોટું જ એમ પણ નિર્વિવાદજ કહેવામાં અડચણ નથી. કારણ કે લહીઆઓએ માત્ર મારા પ્રેમી બન્ધુઓના ફોગટના પૈસા પડાવી લેવા ખાતર જેમ તેમ લખેલાં તે ઉપ-રથી ઉત્તરોત્તર ભુલો વધતી થતી આવેલી પણ તેનો યથાર્થ વિચાર નહી કરેલો કે કોઇ મહાનુભાવિ ભગવદીઓ દ્વારા શુદ્ધ કરાવીએ તો ઠીક પણ કંઇજ નહી એ તો એમજ ગાડુ ચાલવા દીધેલું. પછી આ ધોળ માટે અમે હસ્ત લીખીત પુસ્તકોની ૧૦ પ્રતો જુદા જુદા ઠેકાણેથી મેળવી બનતા પ્રયાસે શુદ્ધ કર્યું છે. છતાં કંઈ ભુલ હોય તો કોઇ ભગવદી કૃપા કરી જણાવશે. બીજી આવૃતીમાં ઘટતો ફેરફાર કરીશું ને તેમનો ઉપકાર માનીશું એ આ ગ્રન્થ પ્રગટ થવાનું ષષ્ટમ પ્રયોજન છે.

૭ વળી બીજો દાખલો કે આ પુસ્તકના પ્ર. ૫ મામાં નિત્યચરિત્રનાં ધોળ આપેલાં છે, કે જેનો કેટલાક શ્રીગોકુલેશ પ્રભુના ચુસ્ત વૈષ્ણવો હજુ પણ નિત્ય નિયમમાં પાઠ કરે છે. તેવા ધોળ માટે અમને ફક્ત ૩ ત્રણ પુસ્તકજ મળ્યાં હતાં જે શુદ્ધતાપૂર્વક થયાં તો હશેજ. અમે ઘણો પ્રયાસ કર્યો પણ તેનો મુકાબલ કરવા માટે બીજાં પુસ્તક મળ્યાં નહી, ને જ્યાં હતાં ત્યાંથી અમને આપ્યાં નહી, જેથી નિરૂપાયે "ઇતીશમ્" કરી માંડી વાળવું પડેલું છે. એ આ ગ્રન્થ પ્રગટ કરવાનું સપ્તમ પ્રયોજન છે.

૭ ત્રીજો દાખલો એ કે ૮૪ અને ૨૫૨ વૈષ્ણવોનાં ધોળ તથા વાર્તા-ઓ પ્રસિદ્ધ છે, ને તેનો કેટલાક ભાવિક ભકતો નિત્ય નિયમ પૂર્વક પાઠ

પણ કરે છે. તેવીજ રીતે આ શ્રીગોકુલેશ પ્રભુના ૭૮ ભગવદીઓ મુખ્ય ગણાયા છે, તેમની નામાવળીનું ફક્ત એકજ ધોળ અમને મળ્યું છે. ને તે આ પુસ્તકના પ્રકરણ ૧૫માં આપ્યું છે. તે ધોળમાં ૭૮ નામ તો હોવાંજ જોઇએ. આ માટે અમે પ્રાચિન પુસ્તકોની ૭ પ્રતો મેળવી હતી, મુળ એક પ્રતમાં ૫૭ નામ થતાં હતાં, બીજામાં ૬૧, ત્રીજામાં ૬૮, પછી ૭૦-૭૧-૭૨-૭૩-૭૪ થયાં, છેવટે ભરૂચના મહાનુભાવી ભગવદીય **કાળીદાસભાઇ** કે જેઓ શ્રીગોકુલેશ પ્રભુના **ભરૂચી વૈષ્ણવ સમાજમાં** ચુસ્ત અને અગ્ર ગણ્ય મનાય છે. તેઓશ્રીની મુલાકાતે મળતાં તેમના દ્વારા એ નામની ભુલ નીકળતાં ૭૬ થયાં, હવે બીજાં બે નામ તો ઘટતાંજ રહ્યાં. આવી રીતે હસ્ત લીખીત પુસ્તકોમાં ઉત્તરો ઉત્તર ભૂલો થતી આવેલી આથી છેવટે જયારે અતિશય આતુરતા થતાં એકાએક એક દિવસ સહેજજ આ ધોળ વિચારતાં બાકીનાં બે નામ મળી આવ્યાં. આ તે શ્રી ગોકુલેશ પ્રભુની કંઇક પૂર્ણ કૃપાજ થઇ છે એમ જણાયું. ખ્યાલ કરો ! કે આ સંગ્રહ પ્રગટ કરવાની કંઇક પ્રભુની ઇચ્છા જ જણાય છે. આથી આ ગ્રન્થ પ્રગટ થવાનું આ અષ્ટમ્ પ્રયોજન છે.

૯ પ્રિય વાચક ! અષ્ટ પ્રયોજનના આ ઉપોદ્‌ઘાતથી આપને જણાયું તો હશેજ ! કે આવું પુસ્તક પ્રગટ થવાની કેટલી આવશ્યકતા હતી ? વળી આ નવમ પ્રયોજનથી જણાવવું પડે છે કે—આ સંગ્રહ માટે અમોએ છેલ્લાં ત્રણ વરસથી પ્રયત્ન જારી રાખ્યો હતો. તેમાં વળી છેલ્લા એક વરસથી તો આ શ્રીગોકુલેશ પ્રભુની સૃષ્ટિનાં મુખ્ય ગામો કપડવણજ, વાલાશિનોર, બારીયા, વીરપુર, મોડાસા, લુણાવાડા, વગેરે ગામોમાં જઇ, ત્યાંના મહાનુભાવી ભગવદીઓને મળી, પ્રાચીન પુસ્તકોનો એકત્ર સંગ્રહ કર્યો. તેમાંથી બની શકે તેવાં ને તેટલાં ધોળ શુદ્ધ કરીને લીધાં છે. જો કે આ શ્રી ગોકુલેશ પ્રભુના ગુણાનુવાદ ગાવા માટે મહદ્ ભગવદીઓએ આ-

પણા માટે ઘણું કર્યું છે, અનેક પ્રકારે ગુણાનુવાદ ગાયા છે, અને તે માટેતાં ઘણાં મોટાં મોટાં પુસ્તકો પણ લખી ગયા છે, આધુનીક સમયની માફક આગળ છાપખાનાંઓના અભાવે તે ગ્રન્થો છપાયેલા નહી. જેથી માત્ર હસ્ત લીખીત પ્રતો અમુક અમુક ઠેકાણે રહેલી પણ આપણાં દૂર્ભાગ્ય છે કે આવાં પુસ્તકોનો સંગ્રહ છે તો ખરો, પણ તે અપ્રાપ્ય છે, મળવો મહા દુર્લભ છે, ને જ્યાં છે, ત્યાં તેવા ગ્રન્થો વંચાતા પણ નથી, માત્ર પેટીઓમાં, તાળાંમાં કે વાજોરીઓમાં રહેલા છે. આથી જ્યાં જ્યાં આવો સંગ્રહ છે, ત્યાં ત્યાં જઇએ છીએ, વિનંતી કરીએ છીએ, પૂછીએ છીએ, કે કંઇ ગ્રન્થનાં દરશન કરાવશો ? તેમાંથી કંઇ છપાવવા જેવું હોય તો ઉતારવા દેશો ? તો કહે છે કે-આ તો ભાવનાના ગ્રન્થો ! જોવાયજ નહી !! વંચાયજ નહિ !!! વળી સ્પર્શ તો કરી શકાયજ નહી !!! અરે એ તો અરાર્શમાંજ રાખવાના !!!! આ ગ્રન્થો તો ફક્ત સેવા માટેના છે, દર્શન માટેના છે, જોવા માટેના નથી ! આ તો તેના અધિકારી જ જોઇ શકે ! એવા એવા જવાબ મળે છે. તે બન્ધુઓ પ્રત્યે અમે વિનંતી કરીશું કે આપ આ ઉપોદ્ઘાતમાં લખેલી હકીકત રૂપી અમારી વિનંતી, વળી પેરેગ્રાફ ૪-૬-૭-૮માં જણાવેલી હકીકત ધ્યાનમાં લઈ આવાં પુસ્તકો પ્રત્યે જ્યારે આપને માત્ર દરશન ને સેવાનો ભાવ છે. અને તેથીજ જ્યારે ભક્તિ સ્ફુરાયમાન થાય છે. ત્યારે તેમાં લખેલું વાંચીને તેનો વિચાર કરી મનન કરશો તો શું તમને તે દ્વારા આનંદ નહી થાય ? શું તેથી ભગવદ્ ભક્તિ નહી સ્ફુરે ? ત્યારે શું તમને તે વાંચવા પ્રત્યે અરૂચિ થાય છે ? આનો જવાબ ફક્ત એકજ ન્યાયનો છે કે-ના. ગમે તેમ કરો, કથો, સમજાવો, જણાવો પણ તે ગ્રન્થો મળેજ નહી. ત્યારે શું તેના અધિકારી તમે નથી ? છીએ. ત્યારે તમે કેમ વાંચતા નથી ? સમજણ પડતી નથી. તો કોઇ અનુભવી ભગવદીય પાસે જઇ તેનું અવલોકન

કરો ? તો કહે કે ચોરાઇ જાય છે. બસ ! આ મોટો આક્ષેપ વૈષ્ણવો પર મૂકે છે. તેથી તેમાંનું કંઇ થતું નથી. પરીણામે તે ગ્રન્થો પેટીમાં કે તાળાંમાં કે સેવાના સાહીત્ય સાથે હસ્તી કંનખપના બંધનમાંજ સડી જાય છે. એક સ્પષ્ટ પુરાવો કે આ સંગ્રહ મેળવતાં અમને હાથ લાગેલાં પ્રાચીન પુસ્તકો પૈકી એક પુસ્તક સડી ગયેલું હતું કે જેમાંથી શાહીથી લખયેલા અક્ષરો છુટા પડે, ને કોરા કાગળનો ભાગ છુટો પડે, છેવટે તેમાંથી ફક્ત બે જ પદ ઘણી મુસીબતે ઉતારી લીધાં ને પુસ્તક મલીકને પાછું સોંપ્યું. આ ઉપરથી અમે તેવાં પુસ્તકોના સંગ્રહ કર્તાઓને વિનંતી કરીશું કે વરસમાં ૫-૭ વખત આ ગ્રન્થો ઉકેલી, પાનાં હેરફેર નહી કરો તો પરીણામે આના જેવું ૦ શુન્ય થવાનું પ્રિય સગ્રહવગેરે ! આટલા ઉપરથી જ આપને જણાયું તો હશેજ કે-કેવળ સેવા કરવા કરતાં તેનું અવલોકન વધારે શ્રેયસ્કર થઇ પડે છે, તેથી પોતે તરે છે, ને બીજાને સાથે તારે છે. જેમ

"ગોકર્ણે શ્રીમદ્ભાગવતની સપ્તાહ વાંચી તો પોતે તથા શ્રોતા ગણસમેત પ્રભુના ધામમાં પહોચ્યા" જો એજ ભાગવત બાંધી રાખ્યું હોત તો કદાચ સેવાના બળે પોતે તો તરત પણ બીજાઓને તેનો લાભ મળત જ નહી.

આથી જે ભગવદ્ ભક્તિ શ્રીમદ્ ગુરૂચરણ દ્વારા મળી હશે, તેમાં ઓર વૃદ્ધિ થશે. જુઓને શ્રી હરિરાયજી પોતે પણ આજ્ઞા કરે છે કે-ગ્રન્થોનું મનન તાદશી વૈષ્ણવો. ભગવદીઓ સાથે મળને કરવું. જેથી ભક્તિ સ્ફુરાયમાન થશે. જો કેવળ ગ્રન્થોની સેવા કરવાથી જ ભક્તિ મળતી હોત તો, શ્રી હરિરાયજી જેવા ગ્રન્થોનું અવલોકન કરવાની આજ્ઞા કરત જ નહી. વળી તે સંગ્રહ કર્તાઓ પ્રત્યે બીજો એક અગત્યનો પ્રશ્ન કરીશું કે-મહદ ભગવદીઓ શ્રીની લીલાના છત્ર હતા, તેઓ પોતે જાણતા

હતા, તેમ અનુભવી પણ હતા, તેમ તેમના હૃદયમાં પ્રાણેશ પ્રભુ પણ બિરાજતા હતા; તો તેમને આવા પ્રકારના ગુણાનુવાદ લખી જવાનું શું પ્રયોજન હશે ? કંઇ નહી. તો તે મદદ ભગવદીઓએ શા માટે લખ્યું હશે ? જવાબ કે—આધુનીક કળીકાળના જીવો મોહ માયાના પિંજરમાં પુરાયા હોય તેમને તે ગ્રન્થો દ્વારા પ્રભુની લીલાનુભવ જાણવાનું મળે તેથી તેઓ લખી ગયેલા હશે ? તો તમે કેમ જોતા કે વાંચતા નથી ? જવાબ કે—સમજણ પડતી નથી. તો તમે કોઇ સારા શાસ્ત્રી કે મહાનુભાવી ભક્તો પાસે જઇ બતાવો, વંચાવો, અવલોકન કરો, સમજો ને તમે સમજી બીજાઓને સમજણ પડે તેવા રૂપમાં યોગ્ય લાગે તેવી હકીકત છપાવો. તો કહેશે કે છપાવાયતો નહી. અમે તેમને પુછીશું કે—છપાવાય નહી, સમજાય નહી, જોવાય નહી, અડકાય નહી, ત્યારે શું તેને સડાવી દેવાય ! આ તે "સેવા કે સડો" આનો જવાબ શું ? કંઇજ નહી. પ્રથમ કહ્યું તેવું કે એક અક્ષરની "ના" કે કોઇને અપાય નહી. આતે કેવી અયોગ્ય માન્યતા હશે કે કંઇ થાય નહી. જેની પાસે ગ્રન્થો નથી, તે તલસે છે, ને છે તેઓ માતબર પણામાં મગરૂર થઇ કંઇ કરતા નથી. જેથી તેઓ ભાઇ પ્રત્યે અમે પુનઃ પુનઃ (૩) વિનંતી કરીશું કે કૃપા કરીને તેવા પુસ્તકોમાંથી સઘળા વૈષ્ણવ સમાજને સમજાય તેવી રીતે કંઇક છપાવો તો ઠીક, નહી તો પછી જેવી આપની ઇચ્છા એ પ્રભુની ઇચ્છા છે એમ માનવાનું. આ એક આ ગ્રન્થ પ્રગટ કરવાનું નવમ્ પ્રયોજન છે.

આ ગ્રન્થમાં આપેલો સંગ્રહ એકત્ર કરવામાં જે હસ્ત લિખિત પુસ્તકો મેળવ્યાં હતાં તે પૈકી એક પુસ્તક સંવત ૧૭૮૧ ની શાલનું લખેલું હતું કે જે તદ્દન જરી ગયેલું હતું. બીજાં પુસ્તકો અનુક્રમે સંવત ૧૮૮૫, ૧૯૧૧, ૧૯૨૪, ૧૯૩૧, ૧૯૫૯ એમ જુદી જુદી સાલોનાં લખાયેલાં હતાં તે સઘળાંમાંથી જેટલાં સારાં, રસિક ને શુદ્ધ થઇ શકે તેવાં ને તેટલાં જ દરેકમાંથી થોડાં થોડાં પદ ઉતારી લીધાં તે શીવાય નાનાં નાનાં પુસ્તકો

૨૫–૩૦ મેળવ્યાં હતાં. કોઈમાંથી કંઇ, કોઇમાંથી કંઇ, એમ કરી આટલો સંગ્રહ એકત્ર કર્યો છે. વાચક વૃંદ ! ખ્યાલ કરો કે–આવાં પુસ્તકો જે રૂ.૫–૧૦–૧૫–૨૦ સુધીની ન્યોછાવરનાં, અને તે પણ મહા મુશીબતે મળતાં, તે પણ જોઇએ તેવી શુદ્ધતા પુર્વક તો નહિજ, એ તો નિર્વિવાદજ છે. તાજોજ દાખલો કે–હમણાંજ કપડવણજના મંદિરમાં શ્રીગોકુલથી આવેલું પુસ્તક કે જે સં. ૧૯૬૯ ની શાલનું લખાયલું છે. જેના માટે મને પોતાને એમ માન હતું કે હમણાં આવેલું આ પુસ્તક ભાષામાં ઘણું શુદ્ધ હશે માટે જો આ પુસ્તક મળે તો મુકાબલ કરવાની ઘણી મહેનત મટી જશે એમ ધારી તે માટે ખાસ કપડવણજની મુસાફરી કરી મંદીરના વહીવટ કરતા કાર્યવાહકો પાસે માગણી કરતાં કેટલાક ભાવિક ભકતોએ તરતજ કૃપા કરી પુસ્તક પધરાવી આપવા હા કહી. વળી કેટલાક મારા પ્રેમીબન્ધુ-ઓએ ના કહી. આમ ત્રણ દિવસના સતત્ પ્રયત્ને તે પ્રત મેળવી. મારા પ્રિય ને ભાવિક ભકતોને આ સ્થળે એક દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરવાનું કામ સોંપીશ કે–આ પુસ્તક તે રૂ ૧૬) ની ન્યોછાવરનું હતું. વળી એક વરસ પુર્વેથી લહીઆઓ પાસે ઉગરાણી કરતાં તે પ્રાપ્ત થયેલું હતું. તેમાં લગભગ ૨૦૦ થી ૨૫૦ ધોળ પદ હશે. જો કે તે, આ પુસ્તકમાં આપેલાં તેટલાં તો નહીજ. આવી રીતે આ સઘળાં પુસ્તકોમાં જે પદ લખાયેલાં હતાં, તે મુળમાં તો આટલો સંગ્રહજ નહિ, વળી જોઇએ તેવી શુદ્ધતા પણ જળવાયેલી નહિ, ભાષા પણ કિલષ્ઠ, શબ્દો પણ ઉકલે તેવા નહિ, કેટલાંક પદ કેવળ નિરસ કે નામનાં પાનાં ભરવાની ખાતર ૪–૫ લાઇન પોતે બનાવી પ્રાચીન કર્તાનું નામ મૂકી પદ પુરૂં કરવું, વળી ગ્રન્થ મોટો દેખાવા ખાતર એક એક પદ બે બે વખત પણ લખાયેલાં હોય, આવાં પુસ્તકો ઉપરથી બાજી પ્રત થાય કહો કે તે કેવી શુદ્ધતાવાળી ને સમજણ પડે તેવી થાય ? દીર્ઘ દૃષ્ટિથી વિચાર કરવાનું તે આ હતું. જોકે હું એમ તો કહેતો નથી કે આવાં પુસ્તકોનો સંગ્રહ નહિ કરવો, પણ ના ! અવશ્ય તેનો સંગ્રહ કરી તે માટેની ૨–૪ પ્રત મેળવી શુદ્ધ કરી તેમાંથી યોગ્ય હકીકત પ્રગટ કરવી.

વાચકો ! આ ઉપરથી તમે સમજ્યા તો હશો જ કે પ્રાચીન પુસ્તકોનો સંગ્રહ કરી, તેને શુદ્ધ કરી છપાવવો એ કેટલું અગત્યનું છે. તેમ કરવાથી આપે સંપ્રદાયની મહત્ સેવા કરી છે. એમ મનાશે. આધુનિક સમયમાં અન્ય સંપ્રદાયવાળાઓ પોતાનો મત સિદ્ધ કરવા માટે હજારો ગ્રન્થો બહાર પાડે છે, પણ આપણા આ ઉજ્વળ પુષ્ટિમાર્ગના ગ્રન્થો જોઇએ તેવા ને તેટલા પ્રમાણમાં બહાર પડતા નથી. લેશ અંશે **અમદાવાદના વૈષ્ણવ હરિદાસ ઝવેરદાસ** દ્વારા કેટલાંક પુસ્તકો પ્રગટ થયાં છે, ને હજુ પણ થાત, પરંતુ તેઓ હવે વયોવૃદ્ધ તેમજ વ્યાધિ ગ્રસ્ત થવાથી તેવી સેવા કરવા અશક્ત થયા છે. પ્રભુ તેમને સામર્થ્ય અર્પો એમ ઇચ્છીએ છીએ. વળી **નડિઆદ નિવાસી મહાનુભાવી શ્રીયુત ત્રીભોવનદાસ પીતાંબરદાસ** (મંત્રી, શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય) કે જેઓએ પોતે સતત્ પ્રયત્ને કેટલાક ગ્રન્થો બહાર પાડયા છે, ને હજુ પણ ઉત્તરોત્તર નવિન ગ્રન્થો પ્રગટ કરવા માટે પ્રયત્ન કરી રહ્યા છે. વૈષ્ણવ બન્ધુઓ તમે ચેતો ! તમારાથી બને તેવી ને તેટલી મદદ આપશો તો હજુ પણ તેમના દ્વારા અનેક ગ્રન્થો થઇ શકે તેમ છે. તેમના ચિરંજીવી પુત્ર હવે યોગ્ય ઉમ્મરે આવી પહોચ્યા છે, તેમને પણ આપણે વિનવીશું કે તેઓ પોતના શ્રીયુત પિતાશ્રીના પગલે અનુસરીને સાંપ્રદાયિક સેવા બજાવવા ઉત્સાહી થશે.

આવા પ્રકારનો ગ્રન્થ પ્રગટ કરવામાં પ્રાચિન પુસ્તકોમાંથી છૂટાં છવાયાં પદ મેળવવાનું, ને તેને બીજી પ્રતો સાથે મેળવી શુદ્ધ કરી પ્રાયઃ મુદ્રણ કરાવવાનું જેટલું અગત્યનું છે, તેટલુંજ મહામુશ્કેલ પણ છે. જો આવા ગ્રન્થો પ્રાયઃમુદ્રણ નહી થાય તો કાળે કરીને લુપ્ત થઇ જશે. આ પણ એક ખાસ અગત્યનું છે. જેને મારા વાચક બન્ધુઓએ ભૂલવું જોઇતુ નથી.

કોઇપણ કાર્ય કરવામાં ભગવાનનો હાથ રહેલોજ હોય છે. તેના આજ્ઞા કે કૃપા શિવાય કંઇ થતુંજ નથી, એતો નિર્વિવાદજ છે. જેમકે " પુરૂ' ના

**પડે નાથજી તમારી કૃપા વિના, સાત સાંધું ત્યારે તેર તુટે"** તો આ પણ પ્રભુની ઇચ્છા ને તેના આજ્ઞા કે કૃપા શિવાય થયું નથી એમ માનવામાં અતિશયોક્ત નથીજ. કારણ કે અત્યાર સૂધીમાં આવો સંગ્રહ કોઇ પણ ઠેકાણે પ્રસિદ્ધ થયો નથી, ને આ પ્રથમ પ્રયાસ થાય છે. જેથી આ કાર્ય પ્રભુ ઇચ્છાથી થયું છે, એમ માનવાનું છે.

મારી પોતાની ફરજ જ છે કે કંઇક નવિન, પ્રાચિન અને ઉપયોગી ગ્રન્થો મારા જોવામાં, જાણવામાં કે સાંભળવામાં આવે તેને આધુનિક જમાનામાં યોગ્ય લાગે તેવા રૂપમાં છપાવી વૈષ્ણવોની સેવામાં રજુ કરવાં. એ આધારે જો કંઇ પણ સેવા થતી હોય, તો તે સેવાના **બીજરૂપે** મારા તરફથી પ્રગટ થયેલ "વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભાગ ૧ લો છે" ને તેના **ફળરૂપે** તેજ પુસ્તકનો ભાગ ૨ જો છે. અને તેના **રસરૂપે** આ "શ્રી ગોકુલેશજીનાં ધોળ તથા પદ સંગ્રહ" એ નામનું પુસ્તક છે. કે જેને વૈષ્ણવોના કર કમલમાં મૂકતાં મને આનંદ થાય. છે જેનો વૈષ્ણવ બન્ધુઓ સ્વીકાર કરશે તો મારો થયેલો શ્રમ સફલ થયો માનીશ.

આ ગ્રન્થ પ્રકટ કરવામાં મારા તરફની લેશ માત્ર પણ કૃતિ નથી. તેમજ ખાસ નવિન પણું પણ નથી, છતાં જો કંઇપણ નવિનપણું ભાસે તો તે આ ગ્રન્થ પ્રગટ કરવામાં મને મદદ કરનાર વૈષ્ણવ બન્ધુઓની કૃપાથી આ સેવકના નિમિત્તદ્વારા, કંઇક થયું છે. અને જે થયું છે તે ખાતે જો મને કંઇપણ માન મળતું હોય તો તે મને પોતાને નથી, પણ ઉક્ત રીતીએ મને મદદ કરનાર વૈષ્ણવ બન્ધુઓનેજ તે માન ઘટે છે. માત્ર મારી વિનંતી છે કે ભગવદ્ મંડળીમાં, કીર્તનસમાજમાં, આ દાસને સંભારી શુધ કરશો તો મારો થયેલો શ્રમ સર્વાંશે સફળ થયો છે એમ લખાશે.

માઘ કૃષ્ણપક્ષ-સપ્તમી<br>(શ્રી નાથજીનો પાટોત્સવ)<br>સં. ૧૯૭૨

લી. આપનો કૃપાકાંક્ષી<br>**લલ્લુભાઇ છગનલાલ દેસાઇ**<br>ચંગપોળ, ખતરી પોળ-**અમદાવાદ.**

# આભાર દર્શન.



આ ગ્રન્થ પ્રગટ કરવામાં અમોએ ફક્ત પ્રાચિન હસ્ત લિખિત

પુસ્તકોનોજ આશ્રય લીધો છે.

જે જે મહાનુભાવી વૈષ્ણવોએ અમને આવાં પુસ્તકો આપ્યાં છે, અપાવ્યાં છે, નકશો ઉતારી આપી છે, અને બીજી અનેક પ્રકારની જે પારમાર્થિક મદદ કરી છે તેમજ વખતો વખત પોતાનો અમૂલ્ય ટાઇમ ગુમાવીને સલાહ ને સુચના આપી છે. તે સઘળાઓનો આ સ્થળે અંતઃકરણ પૂર્વક અમે આભાર માનીએ છીએ. તેમનાં અચળ ને અમર નામ વૈષ્ણવ બન્ધુઓની જાણની ખાતર અથવા પોતાને તેમનું અનુકરણ કરવા ખાતર નીચે જણાવીએ છીએ.

**કપડવણજથી** પુસ્તકો વગેરે મળેલાં તેમનાં નામ.

૧ મહાનુભાવી ભગવદીય શ્રીયુત્ **ગોવર્દ્ધનદાસ દલસુખરામ**-જેઓ મારા માતુલ ગૃહ દાદા થાય છે. તેમને ત્યાંથી લગભગ. ૧૫૦–૨૦૦ વર્ષ પૂર્વેનાં ૧૦–૧૫ પુસ્તકોનો અખુટ ભંડાર તેમના ચિ. પુત્રો દ્વારા અમને પ્રાપ્ત થયો હતો. જેના માટે અમો ઘણા આભારી છીએ. હાલમાં તેમના ચિં. પુત્ર શ્રીયુત્ **બળદેવદાસ ગોવર્દ્ધનદાસ** કે જેઓ **બી. એ. એલ, એલ, બી. વકીલ** થયા છે. જો કે તેમણે પશ્ચિમની કેળવણી પ્રાપ્ત કરી છે, છતાં તેઓ શ્રીની સંપ્રદાય પ્રત્યે જેવી દૃઢ શ્રદ્ધા છે તેવીજ અચલ રહો, અને સાંપ્રદાયિક વકીલો પૈકી **રા. વાડીલાલ નગીનદાસ, રા મુળચન્દ તુલશીદાસ તેલીવાળા, રા. ધીરજલાલ વૃજલાલ સાંકળીઆ**

વગેરે "**પુષ્ટિ ભક્તિ સુધા**" દ્વારા સુધાનું પાન કરાવે છે, સંપ્રદાયની અથાહ સેવા બજાવે છે. તેવીજ રીતે તેઓ શ્રી, અથવા બીજા પણ તેવા કેળવાયેલા યુવક વૈષ્ણવો પ્રત્યે અમે પુનઃ પુનઃ વિનંતી કરીએ છીએ કે ઉક્ત વૈષ્ણવોને પગલે અનુસરી સાંપ્રદાયિક સેવા કરવા ભાગ્યશાળી નીવડો.

૨ શ્રીયુત્ **ઓચ્છવલાલ દામોદરદાસ**, તથા **સાંકળચંદ ગોપાળદાસ** પારેખને ત્યાંથી પણ એક એક પુસ્તક મળ્યું હતું તેમાંથી કેટલાંક રસિક પદ મળ્યાં હતાં.

૩ એક પુસ્તક મોટા મંદીરમાંથી મહાજનના વૈષ્ણવો પાસેથી મહા પરા કાષ્ઠાએ અમને પ્રાપ્ત થયું હતું (જુઓ આ પુસ્તકનો ઉપોદ્ઘાત પેરો. ૧૦ મો.) તેમાંથી પણ કેટલોક સંગ્રહ મેળવ્યો હતો.

૪ મોટા મંદીરના હાલના **પુરાણી પુરુષોત્તમદાસ** તથા **વૈકુંઠરાયે** પણ અમને કેટલીક સલાહને સુચના દ્વારા મદદ કરી છે.

૫ ગુજરાતમાં જ્યાં જ્યાં શ્રી ગોકુલેશ પ્રભુની સૃષ્ટિ છે તે સઘળા કરતાં **કપડવણજમાં પ્રાચિન ગ્રન્થોનો અખૂટ ભંડાર બિરાજે છે.** એમ ઘણાઓનું માનવું છે, તે ઉપરથી ઉકત મંદિરનો વહીવટ કરતા કાર્ય વાહકો તથા મહાજનના અગ્રગણ્ય નેતાઓને અમે વિનંતી કરીશું કે આવા ગ્રન્થો પેટીમાં ભરી મૂકવા કરતાં તેનુ પ્રાયઃ શુદ્ધ મુદ્રણ કરાવી વૈષ્ણવોને અલભ્ય લાભ આપવાની આ અમૂલ્ય તક ગુમાવશે નહિ.

૨ **દેવગડ-બારીયાથી** પુસ્તકો વગેરે મળેલાં તેમનાં નામ.

૧ **શ્રીયુત્ છગનલાલ વલ્લભજી** કે જેમણે આ ગ્રન્થ તૈયાર કરવા માટેની ઘણી સુચનાઓ આપી છે, તેઓશ્રી મહાનુભાવી ભગવદીય છે તેમજ શ્રીમદ્ ગોસ્વામી શ્રીવલ્લભલાલજી માહારાજના પુર્ણ કૃપાપાત્ર છે. તેમને પણ અમે વિનંતી કરીશું કે શ્રીગોકુલેશ પ્રભુના ગુણાનુવાદનું પ્રાચિન પુસ્તકોમાંથી

શુદ્ધ મુદ્રણ કરાવી વૈષ્ણવોને અમૂલ્ય લાભ આપવાની આ સોનેરી તક ગુમાવશે નહી.

૨ **શ્રીયુત મગનલાલ હરિલાલ** બક્ષી તથા **નરોતમદાસ ગોવરધનદાસ** કોઠારી(સેક્રેટેરી શ્રીવિઠ્ઠલેશ પાઠશાળા) એમણે કેટલાંક ધોળ પદ મેળવી આપ્યાં છે, નકલ કરી આપી છે, તેમજ કેટલીક પ્રાચિન હકીકતો મેળવી આપી છે. તેમજ મંદીરના પુરાણી કોદરલાલે પણ કેટલીક સલાહ આપી છે.

૩ **વાડાશીનોરના પુરાણી શ્રીયુત ગોકળદાસ** કે જેમના ઉપર શ્રીમદ્ ગોસ્વામી શ્રી કન્હૈયાલાલ બાગની અપુર્વ કૃપા છે તેમણે, અમને મળેલાં પ્રાચિન માળા પ્રસંગનાં કવિત કે જે ઘણાં અશુદ્ધ હતાં તે શુદ્ધ કરી આપ્યાં છે. ને તેમણે પણ કેટલાંક મેળવી આપ્યાં છે.

૪ **નડીઆદ—શ્રીયુત ત્રીભોવનદાસ પીતાંબરદાસ** ( મંત્રીશ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલ ) દ્વારા પણ એક પુસ્તક મળ્યું હતું.

૫ **વીરપુરના** પુરાણી તથા અન્ય વૈષ્ણવોએ પણ પદ મેળવી આપવા કૃપા કરી છે.

૬ શ્રીયુત **ભાઇલાલ છગનલાલ** ( મુખીયાજી બોરસદ ) તેમણે આ ગ્રન્થ પૈકીનાં કેટલાંક પદ રાગ રાગણીમાં શુદ્ધ કરી આપવા પોતાનો સેવાનો અમૂલ્ય વખત ગુમાવીને પણ અમને ઘણી મદદ કરવાની કૃપા કરી છે.

૭ **મોડાસા—શ્રીયુત મોહનલાલ લાલજીભાઈ** ગાંધીએ પણ કેટલાંક પદ, ધોળ, વિવાહ ઉત્સવનાં શોભન વગેરે મેળવી આપવા કૃપા કરી છે.

૮ **અમદાવાદ—શ્રીયુત મથુરાંદાસ હરજીવનદાસે** પણ એક પ્રાચિન પુસ્તક આપવા કૃપા કરી છે.

૨ **શ્રીયુત–જીવનલાલ અમરશી મહેતા** ( મેનેજર–પ્રિન્ટિંગ વર્ક અને ન્યુસ એજન્સી, જ્ઞાન વર્ધક પુસ્તકમાળા ) કે જેઓ મારા શેઠ થાય છે. તેમણે આવા પ્રકારના ગ્રન્થો રચી પ્રસિદ્ધ કરવા માટેની સાહીત્યને લગતી, વ્યાપારીક અને બીજી પણ કેટલીક અમૂલ્ય સલાહને સૂચના આપી વખતો વખત ઘણા પ્રકારની અંગત મદદ કરી ઉત્તેજન આપેલું છે. કે જે ઉત્તેજન દ્વારા આવા પ્રકારના ગ્રન્થો પ્રસિદ્ધ કરવા હું ભાગ્યશાળી થયો છું. જેના માટે હું પોતે આ સ્થળે તેઓશ્રીનો જેટલો આભાર માનું તેટલો ઓછોજ છે. તેમજ મારૂં આવાં કાર્યોમાં લક્ષ જવાથી ઑફીસના કોઇ અગત્યના કામમાં કદાચ વિલંબ થયો હશે તેના માટે તેઓ શ્રીએ દર ગુજર કરેલ છે.

૩ **શ્રીયુત્ કેશવલાલ હરગોવીન્દદાસ શેઠે** પણ ધોળ પદની નકલ કરી આપવા કૃપા કરી છે.

૪ **ભરૂચ—શ્રીયુત્ કાળીદાસ ભગવાનદાસે** પણ કેટલાંક ધોળ શુદ્ધ કરી આપવા કૃપા કરી છે.

આ શિવાય પણ ઘણા વૈષ્ણવોએ આ ગ્રન્થ માટે પરમાર્થીક મદદ કરી છે. પણ સ્થળ સંકોચ અને ગ્રન્થ વિસ્તાર થવાના અભાવે તેઓનાં મુબારક નામો આપી શકયા નથી. તેઓ શ્રી પ્રત્યે અમારી અંતીમ માગણી છે કે આપ જેવી રીતે મદદ કરતા આવ્યા છો તેવીજ રીતે હરહમેશ આવાં સાંપ્રદાયિક કાર્યો કરવા ભાગ્યશાળી નીવડો **અસ્તુ.**

| ખાંગપોળ, ખતરીપોળ<br>અમદાવાદ<br>માઘ કૃષ્ણ પક્ષ–સપ્તમી<br>(શ્રીનાથજીનો પાટોત્સવ)<br>સંવત ૧૯૭૨ | લી. આપનો કૃપાકાંક્ષી<br>દાસાનુદાસ વૈષ્ણવ<br>**લલ્લુભાઇ છગનલાલ દેસાઇના**<br>દીનતા પુર્વક જય શ્રી કૃષ્ણ. |
|---|---|

# વિનંતી પત્ર.

**સ**મસ્ત શ્રી ગોકુલેશ પ્રભુની સૃષ્ટિના વૈષ્ણવો ! આથી અમે આપના પ્રત્યે વિનંતી કરીએ છીએ કે-શ્રી ગોકુલેશ પ્રભુના ગુણાનુવાદ માટેના પ્રાચિન ગ્રન્થો જેવા કે-**કલ્લોલ, શ્રી ગોકુલેશપુર, ભકત ભાવાર્થ, પ્રાગટ્ય સિદ્ધાન્ત, ગુજરાત પ્રસંગ, માળાપ્રસંગ, તૃતિયાતરંગ, પંચમતરંગ** સિવાય બીજા અનેક પ્રકારના ગ્રન્થો છે. તે સઘળામાંથી મથન કરી તત્વરૂપે પ્રમાણભુત હકીકતના ગ્રન્થો આધુનીક જમાનામાં અનુકુળ થાય તેવી પદ્ધતિસર પ્રગટ કરી, કરાવી, કરનારને મદદ કરી સમસ્ત સૃષ્ટિને તેનો અલભ્ય લાભ આપવા કૃપા કરશોજી.

સાંભળ્યું છે કે **ભરૂચી વૈષ્ણવ સમાજના** સેવકો પાસે આવા ગ્રન્થો ઘણા મોટા જથામાં બિરાજે છે તો તે સમાજના અગ્રગણ્ય મનાતા વૈષ્ણવોને પણ અમે આથી વિનંતી કરીએ છીએ કે આવા ગ્રન્થો કાળે કરીને લુપ્ત ન થઇ જાય માટે તેમાંથી કંઇક હકીકત સૃષ્ટિની જાણ માટે પ્રસિદ્ધિમાં લાવવા કૃપા કરશો.

ગૃહસ્થ વૈષ્ણવો પ્રત્યે અમારી અપીલ છે કે-તમે તમારા હજારો રૂપીઆ અન્ય માર્ગે જ્યારે ઉડાવો છો ત્યારે તેમાં થોડી કસર કરી આવાં **સાંપ્રદાયિક પુસ્તકો પ્રગટ કરવામાં કંઇક મદદ કરશો તો "યાવત્ ચન્દ્ર દિવાકર વંશ પરંપરા"** આપની કીર્તિ ઉજ્વળ ને અમર રહેશે. પણ દિલગીરીની વાત છે કે આવા ધનાઢ્ય વૈષ્ણવોનું લક્ષ તે તરફ દોડાતુંજ નથી. માટે તેમ નહી કરતાં કંઈક મદદ કરશો તો સમસ્ત સૃષ્ટિ ઉપર આપે મહત્ ઉપકાર કર્યો છે એમ મનાશે. **सुज्ञेषु कीं बहुना.**

| | |
|---|---|
| ચંગપોળ, ખતરીપોળ-**અમદાવાદ.** | લી. આપનો કૃપાકાંક્ષી દાસાનુદાસ. |
| સં. ૧૯૭૨ માઘ કૃષ્ણ પક્ષ-૭ | **લલ્લુભાઈ છગનલાલ દેસાઈના** |
| **શ્રી નાથજીનો પાટોત્સવ.** | દીનતા યુક્ત જય શ્રી કૃષ્ણ. |

# ग्रन्थ समर्पण.

પરમ પૂજ્ય ગોલોકવાસી.

अखंड सौभाग्यवती

વ્હાલી માતુશ્રી-પરસન

त्हमारी श्रीमद्गोकुलेशजी प्रत्येनी दृढता

ભકિત પ્રત્યેની ઉત્કૃષ્ટતા અને ઉદારતાના પ્રતાપે

पुष्टि भक्तिना जे कांई शुभ संस्कारोनां बीजनुं

ત્હમારા ઉદરે જન્મ આપીને પ્રેમપૂર્વક લાલન પાલન કરીને

शुद्ध वात्सल्य भावे आरोपण करेलुं

ત્હેના ફળરૂપે સ્વલ્પ પ્રયાસના પરિણામે થઇ શકેલો

आ ग्रन्थ त्हमारा पवित्र चरण कमलमां

સિંધુ સમાન માતૃ ઋણમાં બિંદુ પ્રમાણ પુષ્પાંજલી રૂપે

समर्पण करुं छुं.

ત્હમારો સદાનો ઋણી અને વિયોગી પુત્ર.

લલ્લુ.

॥ श्रीमद्गोस्वामि श्रीगोकुलनाथजी ॥

પ્રાગટ્ય—અડેલ. સં. ૧૬૦૮ માગશર સુદી ૭ ગુરુવાર.



તિરોધાન. શ્રીગોકુળ.—સં. ૧૬૯૭ મહા વદિ ૯. સ્થિતિ વર્ષ ૮૯-૨-૧૭.

नमामि श्रीपतिं देववल्लभं वल्लभात्मजं ।
यः करोतिसदाऽरण्येमङ्गलं जनवर्जितं ॥१॥
मायावादि चिद्रूपादि प्रतिबन्ध निवारकः ।
दर्पहा दुर्मदांधानां पायाद्वो भक्तभूषणः ॥२॥



॥ श्री कृष्णाय नमः ॥

॥ श्री द्वारिकेशो जयति ॥

॥ श्रीमद्गोकुलनाथो विजयते ॥

( શ્રીમદ્વિઠ્ઠલનાથજીના ચતુર્થલાલજી. )

# શ્રી ગોકુલેશજી મહારાજનાં





# ધોળ

તથા.

# પદ સંગ્રહ.

## मंगलाचरण.

बर्हापीडं नटवरवपुः कर्णयोः कर्णिकारं
बिभ्रद्वासः कनककपिशं वैजयन्तीं च मालाम् ॥

रन्ध्रान्वेणोरधरसुधया पूरयन्गोपवृन्दै
र्वृन्दारण्यं स्वपदरमणं प्राविशद्गीतकीर्तिः ॥ १ ॥
अहं हरे तव पादैकमूलदासानुदासो भवितास्मि भूयः ॥
मनः स्मरेतासुपतेर्गुणांस्ते गृणीत वाक्कर्म करोतु कायः ॥ २ ॥
सौन्दर्यं निजहृद्गतं प्रकटितं गूढभावात्मकं
पुंरूपं च पुनस्तदंतरगतं प्रावा विशत् स्वप्रिये ॥
संश्लिष्टावुभयोर्बभौ रसमयः कृष्णो हि यत्साक्षिकम्
रूपं तत्त्रितयात्मकं परमभिध्येयं सदा वल्लभम् ॥ ३ ॥

सायङ्कुञ्जालयस्थासनमुपविलसत्स्वर्णपात्रं सुधौतं
राजद्यज्ञोपवातम्परितनुवसनङ्गौरमम्भोजवक्त्रम् ॥
प्राणानायम्य नासापुटनिहितकरंकर्णराजद्विमुक्तं
वन्देऽर्धोन्मीलिताक्षम्मृगमदतिलकं विट्ठलेशं सुकेशम् ॥ ४ ॥
नमामि गोकुलाधीशं लीलामानुषविग्रहम् ।
व्रजाधीशं विश्वविभुं पार्वतीप्राणवल्लभम् ॥ ॥ ५ ॥
ज्हांगिराद्रक्षिता माला ह्यधर्माद्रक्षिता जनाः
चिद्रूपाद्रक्षिता धर्मो पातु वः पार्वतीपतिः ॥ ॥ ६ ॥



# પ્રકરણ ૧ લું.

## જન્મોત્સવની વધાઈ.



### રાગ બિભાસ. પદ ૧ લું.

આયો આયો આનંદ રંગ રંગ સુન્યો રૂકિમણિ સુત જાયો.
જુવતિનકે મનમેં રહે રહે હસી હસી મંગલ ગાયો. ૧
સબ સુરતિ સંગ લગાયે, પ્રફુલ્લીત મુખ નિરખી હૈયે;
હાવ ભાવ કરી કટાક્ષ, લીયો મનકો ભાયો. ૨
વૃંદાવનચંદવલ્લભ રસહીરસ, રસમેં કામ અનેક લાડ લડાયો. ૩

### પદ ૨ જું.

સર્વ્સ્વ વારી વારી હોં દેહોં.
સુની રાની રૂકિમની તેરે ઢોટાકો, જબહી કનિયા લેહોં. ૧
ભયો મનોરથ સબહી મેરો, લાલહી ઉરહી લગેહોં;
વૃંદાવનકો ચંદ પ્રગટ ભયો વલ્લભ, ભાંતિ ભાંતિ લડેહોં. ૨

પદ ૩ જું.

આવત આઇહો મંગલચાર બધાઇયાં.
પૂરે ભાગ્ય સુહાગિનિ રાની, રૂકિમનિ ઢોટાજાયો. ૧
જા દિનકો સોચતહેં સુંદરી, સો દિન આજ અનુપમ પાયો;
વૃંદાવન વલ્લભ મુખ નિરખત, કછુ કહ્યો કછુ કહત ન આયો. ૨

પદ ૪ થું.

ધન્ય ધન્ય તેરી કુખી રાની ભાગ્ય સુહાગ ભરી.
જાયો જીને શ્રીવલ્લભ પૂત સુફલ ફલન ફરી. ૧
ઓર જો જન્મેં તે કોન ચાડ સરી,
વૃંદાવન ચંદ પ્રગટયો શુભ નક્ષત્ર શુભ ઘરી. ૨

પદ ૫ મું.

તેં પુત જાયોરી રાની શ્રી ગોકુલકી મણી.
ધન્ય ધન્ય તેરી કુખાં રાની, ધન્ય ધન્ય તું ધન્ય. ૧
તેં જાયો સબહીકો વલ્લભ, ઓર ભક્તન કો જીવન;
વૃંદાવન ચંદ શ્રીવલ્લભ, કોટિ લાવણ્ય સંપન્ન. ૨

પદ ૬ ઠું.

પ્રગટ ભયોરી આલી શ્રી ગોકુલકો ચંદ. .
રૂકિમનીફુલી ન માય નિરખા આનંદ કંદ. ૧
જુવતિ જન નેન ચકોર, ગાવત મંગલ છંદ;
વૃંદાવન ચંદ પ્રગટયો શ્રીવલ્લભ, શ્રીવિઠ્ઠલકો નંદ. ૨

પદ ૭ મું.

શ્રીગોકુલ આયોરી વલ્લભ આનંદકો કંદ.
રૂકિમનીજુકી કુખિ પ્રગટયો ત્રૈલોક ચંદ. ૧
જાકી ગતિ અતિ અપાર ન જાનત શ્રૃતિ છંદ;
લીલા કહેત પ્રગટે વૃંદાવનચંદ. ૨

પદ ૮ મું.

ધન્ય ધન્ય અગહન માસ સૂદિ સાતેં આજનીકી.
માહાપ્રભુ કેસરસોં ન્હાત, ભકતનકે સર્વસ્વ જીકી. ૧
અંગ અંગ નિરખે સુંદર છબિ હોકી;
પ્રાગટય વ્હે કે પૂજઈ ઇચ્છા વલ્લભદાસ સબહીકી. ૨

પદ ૯ મું.

એ આજ આનંદ મંગલ વધાવો.
પ્રગટ ભયે શ્રી વલ્લભલાલ, સબ મિલિ મંગલ ગાવો. ૧
કરો મનોરથ મંગલ સકલ નિધિ મોતીન ચોક પુરાવો;
બાજે બજાવો નાચો રીઝાવો, બલ્લભદાસ પ્રિય લાડ લડાવો.

પદ ૧૦ મું.

આજ પ્રગટ ભયેરી સુખદાઈ. પુરુષોત્તમ મેરે માઈ.
શ્રીવલ્લભલાલ શ્રીવિઠ્ઠલચ્રહ, ઘરઘર હોત વધાઇ. ૧
ભક્તનકે આનંદ પ્રગટ ભયો, અલૌકીક મહાનિધિ પાઇ;
પરમ અદ્ભૂત પુષ્ટ પુષ્ટ પ્રાગટય, શ્રી ગોકુલ મણિ રાઇ. ૨

અનેક દાન દાતા રસ સુકૃત હે, ઇચ્છા પ્રગટ ભઇ મન ભાઇ;
અપની ઓર વિચારી કૃપાનિધિ, સ્વકીયન પર ઢરિ આઈ. ૩
શ્રીગોકુલેશ વર સુધારસ વૃષ્ટિ પ્રગટાઈ,
કીયે મનોરથ મનકી ઇચ્છા સબ, વલ્લભદાસ મહાનિધિ પાઈ.૪

રાગ લલિત પદ ૧૧ મું.

આયો આયો શુભદિન શ્રીવલ્લભકે પ્રાગટયકો,
હોત વધાયો વ્રજ જન ઘર ઘર.
કરત ઉવટનો નૌતન અતિહીં સુગંધ લેત,
ભુખન સાજ આજે દ્દોરી દુર દુર. ૧
મોતીન ચોક પુરાયેરી વિતાન તનાયે,
મંગલ સકલ સઘલી ધ્વજાકે ફર ફર;
વિવિધ ફુલેલ આપ કરી સ્નાન,
પ્રાન પ્રિયા કુમકુમ નિર ઘટ ડારત હેં ઢર ઢર. ૨
જીત તીતતેં જે જે કાર ફુલે ફીરે નરનાર,
ભકતન હિયે હુલાસ દુષ્ટ કાંપે થર થર;
વલ્લભદાસ બલિ પાયો ચરણામૃત,
નિડર ભયેરી છુટયો કાલ ડર ડર. ૩

રાગ દેવગંધાર. પદ ૧૨ મું.

આગમ જન્મ મહોત્સવકે દિન, ભયો સબન ઉત્સાહ.
મંગલ સાજ કરત મનોરથ, અપને અપને ચાહ. ૧

નિત્ય નૌતમ શિંગાર કરત મન, બાઢયો મોદ અથાહ;
આઈ આઇ ઇહ ભાંતિ સુહાગીની, નિરખત વલ્લભ નાહ. ૨

પદ ૧૩ મું.

આજ જનમદિન વલ્લભલાલ;
તેલ સુગંધ ચુપરિ સોંધે સોં, ન્હાયે રસિક રસાલ. ૧
કેસર રંગ ઉપરના ધોતી, ઓર મુકતાફલ માલ;
આરતિકો સુખ દેહુ વૃંદાવન, ભક્ત જનન પ્રતિપાલ. ૨

પદ ૧૪ મું.

યહ સુખ કયોં હુ કહત ન આવે.
સુખનિધિ રસસોં ન્હાત રસહી રસ, ભાગ્ય રાસજો ન્હાવેં. ૧
નિજ જન નિરખી નિરખી સુખ પાવત, વલ્લભ રસ બરખાવે;
ભક્તિ કૃપા પૂરન તેં બલ, અપને નેનન નિરખી સુખપાવે. ૨

પદ ૧૫ મું.

અદ્‌ભુત શ્રી વલ્લભનંદન ગ્રહ, મહા મહોત્સવ આજ.
પ્રગટ ભયે પૂરણ પુરુષોત્તમ, શ્રીગોકુલેશ મહારાજ. ૧
અગહન સુદિ સાતેમ શુભ વેળા, ઉદિત જનન કે હેત;
ચારોં વ્યુહ કલા અંશાદિક, વભવ અમિત સમેત. ૨
મિટે અશુભ સબ નિજ ભક્તનકે, આનંદ સિંધુ વહ્યો;
ચિત્તે ચિત્તે મુખ ચંદ મનોહર, ચોગુનો ચાહ ચહ્યો. ૩

નાચત ગાવત કરત વધાઈ, કનક રતન પટ અંબર દેત;
વિષ્ણુદાસ પ્રભુપર ન્યોછાવરી, કરી કરી સબનકો દેત. ૪

પદ ૧૬ મું.

ભયો શ્રી વિઠ્ઠલકે મન મોદ.
પરમ પુન્ય ફલ શ્રી ગોકુલેશ સુત, ધાય લયે જબ ગોદ. ૧
વાર વાર વિધુ વદન વિલોકત, ફુલે અંગ ન માત;
બાલ દિશાકી નવલ માધુરી, અચવત દ્રગ ન અધાત. ૨
ઓર કાજ વિસરાયે ચાહત, ચુટકી દે કિલકાવત;
છિનુ છિનુ હોત પ્રેમ પુલકિત તન, હરખી હરખી હીયલાવત.૩
યહ સુખ દેખેહી બની આવે, કહીકો શકે સુજાન;
યહું ઓરકી અદ્‌ભુત શોભા, કૃષ્ણદાસકે પ્રાણ. ૪

પદ ૧૭ મું.

જાચોં શ્રી ગોકુલનાથ ગુસાંઈ.
મન કર્મ વચન મેરે શ્રીવલ્લભ, ઓર ન દુજો સાંઇ. ૧
છાંડી અષ્ટ મહાસિદ્ધિ નવનિધિ, અરૂ દાતા પુરન તાઇ;
શ્રીગિરિધરકે પદ પ્રતાપતેં, કોટિ સંપદા પાઈ. ૨
ઓર જાચોં તો જનની લાજે હે, કરૂનામય મન ભાઇ;
વિષ્ણુદાસ પુરૂષોત્તમ દેખત, તન ત્રય તાપ નસાઈ. ૩

### પદ ૧૮ મું.

શ્રી ગોકુલનાથ વિલોકત નેનન અતિ આનંદ ભયો.
પાપ તાપ દુઃખ દુરિત દેહકો, તબહી દુર ગયો. ૧
શીતલ સુખદાયક ચરણાંબુજ, તહાં મન મધુપ રહ્યો;
ભાન સુતા સુખ સિંધુ વહ્યો અતિ, આનંદ ઉમંગ વહ્યો. ૨

### પદ ૧૯ મું.

શ્રી ગોકુલનાથ વિમલ યશ ગાઉં,
શ્રી વલ્લભજુકી સહેજ માધુરી, શ્રવનન સદા સુનાઉં. ૧
દેખી રૂપ રસાલ નેનન ભર, તન ત્રય તાપ નસાઉં;
મન કર્મ વચન મેરે યહ જીવન, ચિત્ત ચરણાંબુજ લાઉં. ૨
કરૂણાસિંધુ કૃપાલ કૃપાનિધિ, એક શ્રી વલ્લભ પાઉં;
વિષ્ણુદાસ દ્વારે કો જાચક. અનત ન જાચન જાઉં. ૩



### રાગ બીલાવલ. પદ ૨૦ મું.

આજ આનંદ ભરી ડોલત જુવતી જન ત્રિથન વિથન મંગલ ગાવે.
વિવિધ ભાંત ભુખન પહરે તન, નવ સીંગાર બનાવે. ૧
ગ્રહ ગ્રહ તેં નિકસી પ્રફુલ્લિત તન, મીલી પ્રફુલિત મોદ બઢાવે;
અંગ અંગ રસરંગ ઉમગિ અતિ, ભવન લાલકે આવે. ૨
આંગન આય ભર્યો ચહું ઓરતેં, નિરખી નિરખી લાલન સુખપાવે;
યહ ઉત્સવ પરમ સુખદ સુખ, વલ્લભ કે મન ભાવે. ૩

### પદ ૨૧ મું.

જન્મ મહોત્સવ કે રસ બોલત, અપને અપને કાજ.
મંડપ ચિત્ર વસન બહુ ભાંતિન, કરત સુહાગિન સાજ. ૧
આનંદ મોદ સકલ આનન, ઝુરી રહ્યો રૂપ નગરાજ;
કહેત પરસ્પર હસિ હસિ હિતસોં, અતિ મંગલ સબદિન ગાજ. ૨
કોઉ કાહુસોં માગત હઠ કરી, દેત લેત નહિ લાજ;
વલ્લભલાલ રસાલ કે સોહાગવર, ફુલ્યો ફિરત સમાજ. ૩

### પદ ૨૨ મું.

ઉત્સવ અલૌકીક કહ્યો ન જાઈ.
ભકતનકે ઉર સદા વસત પ્રભુ, પ્રગટ ભયે સુખદાઈ. ૧
શ્રી ગોકુલેશ પ્રાગટય સર્વોપર, લીલા રસિક સુહાઇ;
ભક્તિ રસિક રસમય પ્રભુ પ્રગટે, વલ્લભદાસ મહાનિધિપાઇ. ૨

### પદ ૨૩ મું.

હમારે અલૌકીક ઉત્સવ આયો.
પ્રાગટય અલૌકીક વલ્લભલાલકો, દશોદિશ મંગલ છાયો. ૧
વરસ દિના લોં મંગલ ઇચ્છિત, સો મંગલ દિન પાયો;
વલ્લભદાસ જનમ દિનરાજે, ઘર ઘર હોત વધાયો. ૨

### પદ ૨૪ મું.

વલ્લભ વલ્લભ વદનારવિંદ જહીં હોં દેખો.
તબહી ચિત ચેન હોઇ જનમ સુફલ લેખો, ૧

કઙ૮૫



સુંદર રસરંગ મૂરતિ મનમેં અબરેખો;
વૃંદાવનચંદ નિરખી નેનન લાગે ન મેખોં. ૨

પદ ૨૫ મું.

શ્રીવલ્લભલાલ અતિ સુખદાઇ, પ્રગટે ભાગ્ય હમારે.
ભક્ત રસિક ન્હવાવે કેસર, રસ રંગ વ્હે રહ્યો ભારે. ૧
શ્રી અંગ સુંદર રંગ વ્હે રહે, શોભા મોંપેં કહી ન જાયે;
પ્રગટે શ્રી ગોકુલનાથ ભક્તાહિત, વલ્લભદાસ મહા નિધિપાયે. ૨

પદ ૨૬ મું.

મહા શ્રી ઉત્સવ રાજત ભુપ.
અંધકાર સબ દૂર કીયોહે, આપુ શ્રીગોકુલં ભુપ. ૧
જીવનકી દિશા સબનકી ફેરી, આનંદ બઢયો અનુપ;
વલ્લભદાસ પ્રભુ દાન દીયો બહુ, એક ચિત્ત ભયે સ્વરૂપ. ૨

પદ ૨૭ મું.

પ્રાગટ અલૌકીક આજ હમ દેખ્યો.
શ્રી વિઠ્ઠલનાથ ઘર હોત વધાઇ, ઠોર ઠોર યહ અવલેખો. ૧
બાજેં બાજત નાચત ગાવત, નેંનન મહારસ પેખ્યો;
વલ્લભદાસ પ્રભુ જન્મ દિવસહે, જીવન સફળ કરી લેખ્યો. ૨

પદ ૨૮ મું.

મંગલ મંગલ એક છબિ રાજે.
ઘર ઘર મંગલ દશો દિશ મંગલ, મંગલ જહાં તહાં છાજે. ૧

મંગલ ભક્ત ભાવ સબ મંગલ, મંગલ સહીત સમાજે;
વલ્લભદાસ પ્રભુ મંગલ પ્રગટયો મંગલ ગોકુલ ગાજે. ૨

પદ ૨૯ મું.

આજુ સબ મંગલ મંગલ ગાવે.
આનંદ મોદ પ્રફુલ્લિત મંગલ નિધિ, મંગલ સાજ બનાવે. ૧
આનંદ ભક્ત ભાવ મંગલ મન, મંગલ પ્રગટ કરાવે;
આનંદ મંગલ મંગલ વલ્લભ, મંગલ લાડ લડાવે. ૨

પદ ૩૦ મું.

શોભા રાજત વલ્લભ અંગ.
શ્રી વિઠ્ઠલરાજકુમાર ઉઠે પ્રફુલ્લિત મન, આળસ સબહી કરભંગ. ૧
નેનન પીક તિલક ખંડીત નિશ જગે પ્રિયાકે સંગ;
ડગ મગાત પગ ધરત ધરની પર, રસભરેં ભરત અનંગ. ૨
ચરન પખારી આચમન કરકે, કીનો તેલ અભ્યંગ;
કરી સ્નાન અંગુછો વારન, છબીકી ઉઠત તરંગ. ૩
પહેર્યા પીત ધોતી ઉપરેના, કેસરી તિલક સુરંગ;
વૃંદાવન નખ શીખતેં નિરખત, મનસા વ્હે રહી પંગ. ૪

પદ ૩૧ મું.

યહ આનંદ સબકો બડભાગી.
સબ મંગલ શિર મો: મહોત્સવ, આયો પરમ સુહાગી. ૧

ઘર ઘર અતિ ઉત્સાહ મોદ મન, રહે પ્રેમ રંગ પાગી;
નખ શીખલોં સીંગાર સજ્યો હેં, સુંદરિ અતિ અનુરાગી. ૨

પદ ૩૨ મું.

આનંદ ભર ડોલત વ્રજબાલ.
કુમ કુમ તિલક કટોરન ભર ભર, મંગલ દેત સબનકે ભાલ. ૧
હસત પરસ્પર પ્રેમ મુદિત મન, પૂરત પ્રેમ રસાલ;
ફુલનસોં નિરખત વલ્લભવર, રસિક રસિલે બાલ. ૨

પદ ૩૩ મું.

ફુલો ડોલત માલનિ બાંધત બંદન વાર દ્વારે દ્વારે.
વલ્લભ નૌતમ દેત પરાગ રંગ ભાંતિ વિચિત્ર સંવારે. ૧
કદલી સ્થંભ રોપે દુહું ઓરન, ઝુકી ઝુકી રહી પાતનકી ડારે;
અતિ આનંદ પ્રગટ ભઇ શોભા, યહરૂપ નિહારે. ૨
ભૂખન વસન તહાં પહરાયે, સુંદરિ કરી મનુહારે;
વલ્લભલાલ લડેંતેકો જન્મ, ઉત્સવ આજ હમારે. ૩

રાગ બીલાવલ. પદ ૩૪ મું.

ખુલે દ્વાર આનંદ પ્રગટ ભયો, નિરખી લાલ મુખ સુખ પાયોરી.
રતિ વિલાસ સોં વિહસી રહે અંગ, નેન લોલ રસ ભરી આયોરી. ૧
જુવતિનકે શણગાર શિરોમનિ, ભુષણ ભૂષિત મન ભાયોરી;
રીઝી રીઝી પ્રિય વલ્લભ તન રૂચિત, પ્રેમ રસ ઉપજાયોરી. ૨

પદ ૩૫ મું.

શ્રી મુખ નિરખી નિરખી સુખ પાયો,
શ્રી વલભલાલ બેઠે મન ભાયો;
ધોતી ઉપરના સુરંગ ધરેરી, તિલક ભાલસોં લગત સુહાયો. ૧
ભક્ત સબેં અવલોકત ફીર ફીર, શ્રીઅંગ સુંદર શૃંગાર બનાયો;
વલ્લભદાસ પ્રિય શ્રી ગોકુલેશ વર, દેત દર્શ અતિ રસ ઢરી આયો. ૨

પદ ૩૬ મું.

રૂકિમની સોદિન આયો આજ.
જાદિનકો તુમ સબદિન સંચિ કેં, રાખ્યો હો સબ સાજ. ૧
અબ ખરચો વિલસો બહુ ભાંતિન, પૂજો મનકો કાજ;
વૃંદાવનકો ચંદ પ્રગટભયો, સબ ગોકુલ શિરતાજ. ૨

પદ ૩૭ મું.

ચાલ–અબ જગ પ્રગટે શ્રી ગોકુલનાથ જુ, તબ હુતે શ્રી રઘુનાથ જુ;
છંદ–રઘુનાથ વ્હેકે ધર્મપાલે નામ લીયે જગ તરેં,
અબ દયા શ્રી ગોકુલનાથજુકી જીવ કલિકે નિસ્તરે;
ફીર કરો ગોકુલ રાજલીલા ભક્તિ તુમતેં જાનીયે,
હરિદાસ જન તુમ ચરન વંદે, શરન અપને આનીયે. ૧
ચાલ–પ્રભુ યશ અધિક બઢયો સંસારમેં,
ઠાડી સિદ્ધિ સર્વે પ્રભુદ્વારમેં;
છંદ–દ્વારમેં સબસિદ્ધિ ઠાડી દેવલોક બખાનીયે,

દૃઢ ભક્તિ શ્રી ગોકુલનાથજીકી ઓર વાત ન જાનીયે;
જે નામ પાવે સુજશ ગાવે ધર્મ કે વ્યવહારમેં,
હરિદાસ જન તુવ ચરન વંદે જશ વધ્યો સંસારમેં. ૨

ચાલ—પ્રભુ જે શરને આયે તીન ગતિ પાઈ,
પ્રભુ તુમ દયા નિધિ ભક્તિ દીખાઇ.

છંદ—કરી ભક્તિ એક શ્રીનાથજીકી દીન જાની દયા કરી,
નિજ ભજન કરી જે લોક પાલે નાથ મનમેં યહ ધરી;
સ્થિર રહો શ્રી વિઠ્ઠલેશ નંદન, અસ્તુતિ સબ જગ કરે,
હરિદાસ જન તુમ ચરન વંદે શરન આયે તે તરે. ૩

ચાલ—પ્રભુ સુખ ફલન ફલી ઇંદ્ર લજાનો,
શ્રી ગોકુલનાથ ધની કૃષ્ણ સમાનો.

છંદ—કૃષ્ણ જો જશ જગત્ પ્રગટે ધર્મયાતેં સ્થિર રહે,
પ્રગટ પરમાનંદ સ્વામી કછુક જન વિનતિ કરે;
કરી કૃપા અપની ભક્તિ દીજે, કહોં કીર્તી હોં ભલી,
હરિદાસ જન તુમ ચરન વંદે સહજ સુખ શાખા ફલી. ૪

પદ ૩૮ સું.

ચાલ—અગહન સુદિ સાતેં શુભ દિન આયો,
શ્રી વલ્લભ પુત રાની રૂકિમની જાયો;
જુવતી સબ મલી મંગલ ગાયો, શ્રી ગોકુલનાથ હમારે જુ આયો.

છંદ—આયો શ્રી ગોકુલનાથ કલીમેં, ભક્ત મન ભાયો કીયો;

ધન્ય ધન્ય કુખ ધન્ય ધન્ય એ, પ્રગટ જન્મ જહાં લીયો,
બાંધતી બંદન દ્વાર ઘર ઘર, હોત આનંદ બધાયો;
વૃંદાવનકો ચંદ શ્રી વલ્લભ, સપ્તમી દિન આઈયો. ૧
ચાલ—આરતી કરી કરી સબ મુખ દેખે, જીવન જન્મ સુફલ કરી લેખે;
દેત આશિષ સબ વ્રજબાલા, જીવો શ્રી વિઠ્ઠલનાથકો લાલા.
છંદ—જીવો શ્રી વિઠ્ઠલનાથકો સુત, શુભ જન મનકી હરિ;
કહેત ન આવે નિમિષકો સુખ, આજ શુભ દિન શુભ ઘરી.
એક બદન ઉઘારી નિરખેં, અંગો અંગહી પેખીયે;
વૃંદાવનકો ચંદ શ્રી વલ્લભ, આરતિ કરી મુખ દેખીયે. ૨
ચાલ—જીતતિત હોત કુલાહલ ભારી, નાચત ગાવત સબ નરનારી;
સર્વસ્વ દેત કછુ એ ન સંભારી, મગ્ન ભયે તન મન ધન વારી.
છંદ—વારતિ તન મન પ્રાણપિય પર, નિરખી મુખકી શોભા;
કહત ન આવે નિમિષકો સુખ, લાલચી રસ લોભા;
મોહની સબ અંગ જાકે, એસી લીલા ધારી;
વૃંદાવનકો ચંદ શ્રી વલ્લભ, હોત કુલાહલ ભારી. ૩
ચાલ—અજન જન્મ ધરકે ભૂત આયો, નિગમ જાકો પાર ન પાયો;
રાની રૂક્ષમનિ લે ગોદ ખીલાયો, ભકતન આનંદ લાડ લડાયો.
છંદ—આનંદ લાડ લડાયો ભકતન, કીયો મનકો કાજજુ;
સકલ શોભા સહિત રાજે, મહારાજ રાજ ધીરાજજુ.

**જૈસેહી જેહી ભાંત ચાહત, તેસેહી તિન પાયો હે;**
**વૃંદાવનકો ચંદ શ્રી વલ્લભ, જન્મ ધરી ભુવ આયો હે. ૪**

**રાગ બીલાવલ. પદ ૩૯ મું.**

ચાલ—અગહન સુદિ સાતેં શુભ દિન આયો,
ઉલટ સબ ભકતન મન ભાયો;
અતિ ઉમગ ભઇ હરખન ગાવે, તિનકે મનકો પાર ન પાવે.

છંદ—પાર ન પાવે નહિ તીનકો, પ્રભુકી લીલા અથાય સહી;
લીલાકો પાર કીનહું ન પાયો, અબહીકો પાવે નહિ.
અસાધારણ પ્રાગટય અભિનવો, કહેત બની ન જાઈ,
ગોપાલદાસ કે પ્રભુકી, સુદિ સાતમ શુભ આઈ. ૧

ચાલ—એ પ્રભુકી છબિપર બલિહારી, તન મન ધન સબ ડારત વારી;
મોહન મોહક પરમ અનુપ, થકિત ભયે વે ભક્તિ નિરખી સ્વરૂપ.

છંદ—રૂપ નિરખત થકિત વે ભયે, દેહ શુધ ન સમારે;
મગ્ન હોત વે આપ આપસમેં, રસ ભરે નર નારે;
આશીષ દેત સબ કામ પૂરન, હસિ દેત કર તારી,
ગોપાલદાસ જો ગાવત પ્રભુકી, છબિ પર જો બલિહારી. ૨

ચાલ—ઘર ઘર ન્યોછાવરિ મન ભાઈ, હરખ ઉત્સાહ મનમેં ન સમાઇ;
**ભાંતી ભાંતી કે બાજન બાજે, કીતન હોત વલ્લભજી બિરાજે.**

છંદ—બિરાજે શ્રી વલ્લભજી તહાં, બાજે કીર્તન પખાવજ તાલ;
અતિ પ્રફુલ્લીત આનંદ આનન ભરિ,કેસર ન્હાત શ્રી રૂક્મણીલાલ,
ધોતી ઉપરણા કેસરી અતિ, પ્રભુજીને પહેરાય;
ગોપાલદાસ કે પ્રભુ પર, કરી ન્યોછાવરી મન ભાય. ૩

ચાલ—ગાદી તકીયા આપ બિરાજે, કરી ભેટ પહેરામણી ભકત સમાજે;
પ્રભુકી છબિ પર મોહે એસેં,જો સુધિ ન સંભારે કબહું કેસે.

છંદ—કેસે કબહુ સુધિ ન સંભારે, વ્યાકુલ ભયે તન મન કે એસે;
એસે ભકત સૌભાગી રસભરે, પ્રભુ પ્રાનજીવનકે;
તીનકે ચરનકી રેન મેરે શીશ સુંદર છાજે;
ગોપાલદાસકે પ્રભુ ગાદી તકીયા આય બિરાજે. ૪



રાગ આસાવરી. પદ ૪૦ મું.

મહોચ્છવ ફુલન ફુલે આયો;
મનોરથ ઇચ્છત આજુ હમારે લાલ રૂકિમની જાયો. ૧
નવ નવરંગ સિંગાર સુહાગિન, સુહાગિન અંગ સુહાયો;
આનંદ મંગલ નિર્તત ડોલત, મોદહી મોદ બઢાયો. ૧
કંચન થાર કલશ કેસર ભરિ, મંગલ સાજ બનાયો;
ઘર ઘરતેં નિકસી ઉમડે રસ; ગાવત રંગ બધાયો. ૩

આઇ સબ સુંદરિ મંદિર, આંગન ઉત્સાહન છાયો;
કરત કલોલ અલોલ પરસ્પર, હરખન હૃદયે સમાયો. ૪
દેતી અશિશ પરમ પ્રમુદિત મન, યહ સુખ સુબસ બસાયો;
પૂરન કામ નિરખી સચુપાવત, વલ્લભ મનકો ભાયો. ૫

પદ ૪૧ મું.

શ્રીવલ્લભલાલ જનમ દિન આયો.
અગહન સુદિ સાતેં શુભ દિન, શુભ મંગલ સાજ બનાયો. ૧
આનંદ મોદ ભયો સબહીન મન, મોતીન ચોક પુરાયો;
દાસ મનોહર મોહન પિય શ્રીગોકુલપતિ અતિ મન ભાયો. ૨

પદ ૪૨ મું.

શ્રીયે સબ મંગલ ભાંતિ નઇ.
આવત ગ્રહ ગ્રહ તેં સુંદરિ મિલ,અતિ રસ મગ્ન ભઇ. ૧
ભૂખન વસન સિંગાર નયે રૂચિ, રચિ વિધ રૂચિર ઠઇ,
આનંદ ઉર ન સમાત ઉમડી રસ, રાજત રંગ મઇ. ૨
કેસર કલશ થાર આરતિ કર, શોભા રહી છઇ;
હેમ રજન કે ફુલ સુભગ, મુક્તા ભરિ ગોદ લઈ. ૩
× × × શત શાખા ભયે, નવ પલ્લવ ફુલ જઇ;
રૂક્મિનીલાલ લાડીલે વલ્લભ, નિરખી અશીશ દઇ. ૪

પદ ૪૩ મું.

ચઢિ ચઢિ રહી અટા ઘર ઘર, ગાન કરત વ્રજ ભામિની;
નૌતન વિધિ પકવાન સવારતિ, ફીરત ચપલ ગતિ દામીની. ૧
ચહું દિશ સ્વર માધુરી મંગલ. ધુનિ હોત ઘોસ ઓર જામીની;
વલ્લભલાલ મહોત્સવકે રસ ભરી, સકલ અંગ કામીની. ૨

પદ ૪૪ મું.

સંવારતિ અપને અપને ધામ.
ચિત્ર વિચિત્ર બનાવત નિત્ય નવ રૂપ રસિલિ વામ. ૧
એક એકલે આઇ બુલાઇ દિખાવત કહી કહી નામ,
આવહુરિ નિત્યહીં મહોત્સવ વલ્લભ પૂરન કામ. ૨

પદ ૪૫ મું.

મોદ ભરિ માગતી જુ વધાઇ એસી યે મોહી દીજે.
જાયો પૂત બડભાગ્ય રૂકિમની પહેલે યહ સુનિ લીજે. ૧
હુલસી આઈ મુખ ચુંબતિ ભામિની, જો ભાવે સો લીજે,
વલ્લભલાલ વધાઇપર તન મન ન્યોછાવર કીજે. ૨

પદ ૪૬ મું.

શ્રીવિઠ્ઠલ ગ્રહ પ્રગટે ચંદ સબ વ્રજ વાત સુની,
ઘર ઘર મંગલ ગીત ગાવત નીકસી હે આપુ બની. ૧
આઇ હે આંગન ભવન મેં જાય દેખત પ્રાણ ધની,
રાણિ રૂકિમની જાયો પૂત પૂજી આશ ઘની. ૨

એક થાર ભરી ભરી લાઈ રોરી ધની,
એક સિંધ દ્વાર લે દેત હાથા હાથ અપની. ૩
એક લે લે હરદિ રંગ છિરકત છીંટ નઈ,
એક મગન ભઈ આગે અંગ શુધ બુધ ભૂલિ ગઈ, ૪
તબ ભક્ત પરસ્પર આય એ રસ હાથ લીયો,
દધિ કાદોં આંગન માંહી મહેકે શીશ મહી, ૫
ચહું દિશ ઘોષ નિશાંન બાજે બહોત બજે,
ઝાંઝ મૃદંગ ઉપંગ તાલ પખાવજ બજે. ૬
વ્રજ ગોપીજન ગાવત ગીત રૂચી અપની નઇ,
તે માત ન આંગન ભીર રપટતરી તનઇ. ૭
મીલી ગાવત આયે દ્વાર, શ્રીવલ્લભ પ્રાગટ્ય સુની,
જેહને જો જાચ્યો સો દીનો શ્રી વિઠ્ઠલેશ ધની. ૮
નામ ધર્યો શ્રીગોકુલનાથ વ્રજ આનંદ ભયો,
તબ બ્રહ્મલોક ભઇ વાત દ્વિજવર રૂપ ધર્યો. ૯
નભ છાયો વિમાનન સૂર પોહોપન વૃષ્ટિ કરી,
સુર લોક રહ્યો નહિ કોઇ જે જે શબ્દ ઉચ્ચરી. ૧૦
ધન્ય ધન્ય માગશર માસ સુદિ સાતમ ભલી,
ધન્ય ધન્ય શ્રીરૂક્મિણીજીકી કુખ એ ધન્ય ધન્ય આજઘડી. ૧૧
તહાં કુલ વધુ મિલ આઇ પોહોચી હમારી રલી,

મંડપની શોભા તે શી કહીયે, વ; તેનો કહેતાં પાર ન લહીયે. ૭૦
એઉના ઘરનાં વહુ બેટી જેહ, વ, ઓઢી પહેરીને ઉભાં છે તેહ. ૭૧
ભાઈ વિનતિ કરવાને આવ્યા, વ; સાથે વૈષ્ણવ સર્વને લાવ્યા. ૭૨
આવી બેઠકમાં દંડવૃત્ત કરી, વ; હાથ જોડીને વિનતિ કીધી. વ. ૭૩
તેતો શ્રીજીએ માનીને લીધી, વ; રાજ કેસરે ન્હાવા પધારો. વ. ૭૪
મહારા મનોરથને સધારો, વ; મારૂં સર્વસ્વ ધન છો રાજ. વ. ૭૫
માહારી દોરી તમારે હાથ, વ; રાજ અમને કૃતારથ કરી. વ. ૭૬
મારી વિનતી ચિત્તમાં ધરો, વ; દીન જાણી દયા કાંઇ કરો. વ૦ ૭૭
મેં કેસરે ન્હાવા પધારૂં, વ; તમારો મનોરથ હું સધારૂં. વ૦ ૭૮
મેરે તુમ સમાન નહિ કોઇ, વ; એવી સત્ય પ્રતિજ્ઞા હોઇ. વ૦ ૭૯
જે જે ઓચ્છવ કેરો સાથ, વ; સરવે આણીને રાખ્યો છે રાજ. ૮૦
ભાઈ હવેલીમાં આવ્યા, વ; સાથે નાથાભાઈને તેડી લાવ્યા. વ. ૮૧
આભુષણના તે બંટા ભરાવ્યા, વ; વસ્ત્રના તે ગંઠા લેઇ. વ. ૮૨
આવ્યા બેઠકમાં આનંદ મઈ, વ; વસ્ત્રના તે ગંડા આવ્યા. વ. ૮૩
લઈ મંદીરમાં ધરાવ્યા, વ; કેસર ઘોળ્યાં છે ઝાઝે કટોરે. વ. ૮૪
રૂપા કુંડીયો ભરી મૂકી જોડે, વ; સાંધો સ્નેહનો જોડે. વ. ૮૫
તાતાં જળના તે ગગરા મગાવ્યા, વ; લઇ કઠેડામાં તે ધરાવ્યા. ૮૬
જમુનાં જળના તે ગગરાજેહ, વ; બેઠકમાં ધરાવ્યા તેહ. વ૦ ૮૭
સોનાની ચોકી હીરે જડી, વ; તેતો લઈ બેઠકમાં ધરી. વ૦ ૮૮

ચોર પાસે જડાવની કોર, વ; આગળ પાછળ સોનાના મોર. ૮૯
ચોકીના તે સંચા જોઇ, વ; શ્રીજીનું તે મન રહ્યું મોહી. વ૦ ૯૦
એ ચોકી તે કયાંથી મગાવી, વ; મેરી નજરે તે કબહુ ન પાઈ.૯૧
ત્યારે બોલ્યા તે શ્રી ભાગ રાસ, વ; રાજ વીલાયતથી મગાઈ. ૯૨
રાજ વિલાયતથી આવી આજ, વ; એ ચોકીનો તે કરો સંજોગ.૯૩
આવે રાજશ્રીને ઉપયોગ, વ; ગાદી મુખમલ કેરી મગાવી. વ. ૯૪
તેતો શ્રીજીના મનમાં ભાવી, વ; ગાદી ઘણું અમુલખ જોગ. વ. ૯૫
ત્યારે બોલ્યા તે ગોકુળભાઈ, વ; સરવે વૈષ્ણવના સુખદાઇ. વ. ૯૬
રાજ દોહરો મગાવ્યો છે સાજ, વ, ન્યારો શ્રી નાથજી કેરેકાજ.૯૭
શ્રીજી ઘણું થયા પ્રસન્ન, વ; ધન્ય ધન્ય ભાગ્ય તેરો મોહન. વ. ૯૮
તેરી સેવાકા મેં કહા કહું, વ, નિત્ય ઋણી તેરો મે રહું. વ૦ ૯૯
એવાં શ્રી મુખનાં વાયક સાંભળી, વ; ભાઇ રહ્યા તે હાથ બેઉ જોડી.
મનમાં ઘણું અકળાય, વ, સનમુખ શ્રીજીને ઉત્તર ન થાય. વ.૧૦૧
એવાં સુંદર સ્વરૂપને જોઇ, વ; ભાઇજીનું તે મન રહ્યું મોહી. ૧૦૨
રાજ કેસરે ન્હાવા પધાર્યા, વ; સહુ પ્રાણ સહિત ઓવાર્યા. ૧૦૩
આવી કઠેડા મધ્યે ઉભા, વ; સહુ નિરખે છે વરજીની શોભા.વ૧૦૪
ફુલેલના તે કટોરા ભર્યા. વ; લઇ શ્રીજીની આગળ ધર્યા. વ. ૧૦૫
ભાઇજી તે અંગ લગાવે, વ; ઘણું શ્રીજીના મનમાં ભાવે. વ. ૧૦૬
કેસર શ્રી હસ્તે મુસ્તક ઢોળે, વ; ભાઈજી તે સરવે અંગે ચોળે.૧૦૭

એહુના ઘરનાં વહુ બેટી જેહ, વ; ઓઢી પહેરી ને ઉભાં છે તેહ.૧૦૮
આભુષણ ભેટ અતિશય લાવ્યાં વ; શ્રીજી એઉના મનને હરે.૧૦૮
નાના મોટાને છોટા જેહ, વ; ભાઇજીએ સમર્પ્યાં તેહ. વ. ૧૦૯
તેતો ત્યાં નિવેદન કરે, વ; શ્રી જીતે અંગીકાર કરે. વ. ૧૧૦
શ્રીજી બોલ્યાતે મધુરી વાણી, વલ્લભ લાલ રંગ રંગ હે;
તેડયા નાથાભાઇને કારણ જાણી, વલ્લભ લાલ રંગ રંગ હે: ૧૧૧
પાસે બેસાડીને પૂછીવાત, વ; તેડયો સાતે તે ઘરનો સમાજ. ૧૧૨
ત્યારે નાથાભાઈ એમ બોલ્યા, વ; અવશ્ય કરી એને ચિત્તમાં ધરીયે.
સાતે ઘરનાં વહુ બેટી આવ્યાં, વ; ખેંચી ચાંદનીને પેંડાપાવે.૧૧૪
તેને લઇ ભીતર પધરાવે, વ; માંહો માંહે તે કરે વિચાર. વ. ૧૧૫
દરશન કરવું તે સત્ય નિરધાર, વ,
ત્યારે શ્રી લક્ષ્મી વહુજી તે એમ બોલ્યાં. વલ્લભ. ૧૧૬
જાણી એ રસનાં દ્વાર તે ખોલ્યાં, વ; આપણા ઘરની તે નથીયહાંરીત
ભાઇજીતે કરે છે એહુની પ્રીતે, વ; શ્રી ગુસાંઇજીના ઘરની તે રીતે.
સપ્તમીએ તે કરીશું ઘણી પ્રીતે, વ; ઉભાં જાળી અટારીયે ઝાંખે.૧૧૯
બોલ્યું કોઈનું તે નવસાંખે, વ; ત્યાં તો ભીડ તણો નહિ પાર.૧૨૦
સહુ બોલે તે જય જયકાર, વ; ચરણામૃતનો સમે જ્યારે થયો ૧૨૧
ભાઇજીએ તે મનમાં લહ્યો, વ; નાહી વસ્ત્ર અંગે કીધું. વ. ૧૨૨
ભાઈજીને તે મહાદાન દીધું, વ; શ્રીજી સર્વેને ચરણામૃત આપે.૧૨૩

ચરણામૃત આપી હૃદેમાં સ્થાપે, વ; ખાસા ધોતી ઉપરણા જેહ.૧૨૪
ભાઈજીએ સમર્પ્યાં તેહ. વ; ભેટ કીધી મોહોર સોળ હજાર. ૧૨૫
ગુપ્ત ભેટ તણો નહિ પાર, વ; ભાઈજીના મનોરથ થયા. વ. ૧૨૬
લઇ શ્રીજીની આગળ ધર્યા, વ, શ્રીજી ઘણું થયા તે પ્રસન્ન. ૧૨૭
એહુના કૃત્ય તણું શું કહીયે, વ; તેનો કહેતાં પાર ન લહીયે.૧૨૮
ધોતી ઉપરણો સોંધાનો ભર્યો, વ; તેતો પહેરી વલ્લભવર બન્યા.૧૨૯
ધોતી ઉપરણાની છબી, વ; તેતો શોભા સહીત રહી બની.વ.૧૩૦
ભક્તતે કઠેડામાં ઉભા, વ; સહુ નિરખે છે વરજીની શોભા.વ.૧૩૧
ભાઈજીએ પહેરામણીકીધી, વ; જેજે શ્રીમુખે આજ્ઞા દીધી.વ.૧૩૨
શ્રીજી માહા મંદિરમાં ગયા, વ; ભાઈજીના મનોરથ થયા. વ. ૧૩૩
તે સમે ફુલ્યા ભાગ રાસ, વ; ગોકુલભાઈ ફુલ્યા રસ રંગે વ.૧૩૪
ઓચ્છવ કર્યો છે ઉમંગે, વ, મનોરથ ભરીયા આનંદ અંગે. ૧૩૫
એ સુખ જોતાં કેમ ન અધાય, વ; તેનો કહેતાં પાર ન આવે.૧૩૬
ભક્ત સહુકોની પુરી વહાલે આશ, વ;
હરખી નિરખી નમાવે માથ. વલ્લભ. ૧૩૭
હરિદાસ સેવા સુખકારી, વ; જોઇ જાયે તન મન બલિહારી. ૧૩૮



# અથ શુભ માંગલ્ય, છઠ્ઠુની રાત્રે ગાવાનું ધોળ.

રાગ બીલાવલ પદ ૮ મું.

જીરે શુભ દિવસ સુહાગનો, એની સન્મુખ માંગલ્યદિન.
ધન્ય ધન્ય છઠની રાત સોહામણી.
જીરે આરંભ કર્યો પ્રાતઃકાળથી થયો નીશા લગી જે સંપન્ન. ધન્ય. ૧
જીરે સાત માંગલ્ય માંહે તેજ આવ્યું, કહેવાયું ઉત્સાહ તણું પુર.
જીરે તેછે સોહાગી તે ઘર તણાં, સાતેમ મહામંદીર તણું સુર. ૨
જીરે તીસ માંગલ્ય જે પહેલાં કહ્યાં, ઉચ્છાહ આગમ ઘેર ઘેર.
જીરે સઉ મળી સેંતીસ થયાં, મહા શ્રી ઉત્સવ તણી જે પેર.ધન્ય.૩
જીરે હવે રજની આગમ સમે, આ માંગલ્યમાં કહીશ. ધન્ય.
જીરે ભાગ્ય રાસ ઘેર જે ઉત્સાહ,મળી મહા મંદીર તણાં તે લહીશ. ૪
જીરે તે કહીએ મનમોદશું, અતી ઉત્સાહ માંગલ્ય હોય. ધન્ય.
જીરે સર્વત્ર ફલ સહીત તેહને, કરે આનંદ ભર સહુ કોય. ધન્ય. ૫
જીરે સાંયકાલને શુભ સમય, કર્યા માંગલ્ય બહુય પ્રકાર. ધન્ય.
જીરે સર્વ રીતીરસ આગમ હોય,ઉત્સાહ માંગલ્ય વિસ્તાર.ધન્ય. ૬
જીરે પ્રથમમાંગલ્ય જે કુમ કુમ છડા; દઇ પુર્યા ચોક રસાલ.
જીરે દ્વાર આગળ ઘરમાં સઘળે, મનોરથ ભરે અતી રસ બાલ. ૭

જીરે માંગલ્ય થાળ મંગળ કરી, ધરી માંગલ્ય દ્રવ્ય મહાસહુ.
જીરે અગર અંબર ઉખેવ્યાબહુ, બીજા માંગલ્ય એ સહુ. ધન્ય. ૮
જીરે શ્રમીત ઘણા સાથ સર્વના, પણ હવો ન શ્રમ લગાર.ધન્ય.
જીરે કંઇ દીવસ થયા એણીપેરે,અહનીંશ જાગીએહ પ્રકાર.ધન્ય. ૯
જીરે કાજ આપ આપણાં વળી થયાં,કોઇ કાંઇ કોઇ કાંઈ મનરંગ.
જીરે અનિર્વચનીય ભાવે ભર્યાં, તે મનોરથ તણો સંગ. ધન્ય. ૧૦
જીરે વળી કહીએ છીએ એણે સમે,આવી મલીને માંગલ્ય રૂપ.
જીરે લાવી તોરણ અનેક ગુંથી તે, નૌતન પલ્લવ મૃદુલ અનુપ. ૧૧
જીરે કદળી થંભ બહુસંગે, ઘણું મનોહર સુંદર તેહ. ધન્ય.
જીરે એણી પેરે ભાગ્ય સોહાસણી,લાવી મંગલાર્થ શુભએહ.ધન્ય૧૨
જીરે એહનો આદર કરી અતી ઘણું, કીધાં બહુ સહુએ સનમાન.
જીરે પહેરાવી સાડીઓ ચોળીઓ, વળી કીધું માંગલ્ય જે દાન. ૧૩
જીરે માંગલ્ય તીલક જે કંકુનાં કર્યાં, વળી કંકુએ પીર્યા પગ.
જીરે ન્યોછાવર માંગલ્ય તણી, આપી ભક્ત ભરી અનુરાગ. ૧૪
જીરે માંગલ્ય સુચક એ પહેલાં, કહી શુભ અર્થ આપ્યું તેહ.
જીરે પછે સહુને મનોરથ ઇચ્છતા, આવી પુરણ કરશે તેહ. ૧૫
જીરે આજ્ઞા કરી એવું કહીયને બાંધો તોરણ સહુ ઘેર ઘેર.ધન્ય.
જીરે પ્રથમતે મંદીર જઇઅને વળતાં સર્વત્ર બહુ પેર. ધન્ય. ૧૬
જીરે રંભા સ્થંભ પણ અણીપેરે, રોપ્યા દ્વાર દ્વાર જહાં તહાં.

જીરે ચાલી માલન છે મલપતી, સોહાસણી મંદીર માંહ.ધન્ય.૧૭
જીરે પ્રથમ શ્રીમંદીર પ્રભુ તણે, જઇ બાંધીયા બંદન વાર. ધન્ય.
જીરે રોપ્યા રંભા સ્થંભ વળી ત્યાં, તે લગી રહ્યા છે દ્વાર. ધન્ય. ૧૮
જીરે મંડળ શુભ પ્રભુ બેઠક હે, તે સોહાવ્યો મંગલ કરીય ધન્ય.
જીરે નાથજી તણા મંદીર ત્યાંહે,વળી વહુજીના મંદિર જેહ ધન્ય૧૯
જીરે રસોઈ મંદીર ભંડાર જહાં, બાંધ્યા એણી પેરે સ્થલ સોહે.
જીરે સોભાગ્ય પ્રગટ સૌભાગ્ય જેતે, ઝળ હળતી મન માંહ. ૨૦
જીરે વળતી ન્યોછાવર ભીતરથી, આપી વહુ બેટી સહુય.
જીરે સાડી ચોળીઓ ભાંતભાંતની,વળી પ્રસાદ ખોળા ભરી બહુય ૨૧
જીરે જહાં જાય ત્યાં સૌ કોઇ અને, કરે આદર અતી બહુ પેર.
જીરે તિલક કરી પગ પીરીને, સાડી ચોળી આપે ઘેર ઘેર. ૨૩
જીરે ન્યોછાવર મંગલ તણી, દ્રવ્ય વસ્ત્ર અલંકાર. ધન્ય.
જીરે આપે સહુ આનંદ ભર્યા, તે અગણીત અપરંપાર. ધન્ય. ૨૪
જીરે એણીપેરે ભવન ભવન પ્રતિ, હવેલી ખરીક ઠામ ઠામ.
જીરે બાંધતી ફરે તોરણ માળા, અને કદલીના સ્થંભઅભીરામ.૨૫
જીરે શ્રીગોકુલ સંપૂરણ ઘેર ઘેર, દ્વાર દ્વાર એમ સોહે. ધન્ય.
જીરે અભીનવું મહા કોતુહલ, થઇ રહ્યું અને સહુ જોઇ મોહે. ૨૬
જીરે નિસરી સંધ્યા સમયની મંગળ સોહાગ રસ ભરી. ધન્ય.
જીરે રાત્ર સંપુરણ એહની, વીતી બાંધતાં સહુ ઘેર ઘેર. ધન્ય. ૨૭

જીરે એ પ્રકાર એણી પેરશું, કહ્યો માંગલ્ય પરમ રસાલ.
જીરે હવે કહીએ વળી જે હોય, આરંભીને સાયંકાળ. ધન્ય. ૨૮
જીરે દીપક પ્રગટ કરીયાં સઘળે, એહની શોભા તે ઝાકમ ઝોલ.
જીરે ભીતર બાહિર માંડવે, દીસે ચીત્ર વિચીત્ર કલ્લોલ. ધન્ય. ૨૯
જીરે ઝુમક દીવા તે જલહલે, લટકંતા તે અદભુત ભાવ. ધન્ય.
જીરે ચોક મુડેરી છજ્જે ભરી, દીપ રત્નમાલની પાંત. ધન્ય. ૩૦
જીરે ગોખ ગવાખે એણી પેર, ત્યાં સર્વત્ર દીપ ધરાય. ધન્ય.
જીરે ફાનસો માંડવે લટકતા અને તુંબીયો જાળની ચીત્ર.ધન્ય.
જીરે તે માંહી દીવા પ્રગટ કરી, મીણબત્તીના પરમ વિચિત્ર. ૩૨
જીરે ચલક ઝલક અદભૂત સોહે, રહે ફરતી ઓાચકાકાર. ધન્ય.
જીરે જોતાં તે ચાક્ષચક્ષ તેહની, ચક ચોંધા લાગે તેણીવાર. ધન્ય. ૩૩
જીરે મંડપની રચના તણી, શોભા દિસે પરમ સોહાગ. ધન્ય.
જીરે દીપમાલની જયોત શું, ઉઠે અધિક રસના તરંગ. ધન્ય. ૩૪
જીરે બાંધે છે જરતારી વસ્ત્રજે, બીજાં વસ્ત્ર સુરંગ રસાળ. ધન્ય.
જીરે ઝાલરો તે તણી ઝળહળે, હરહરે અતિ ઝાક ઝમાળ. ધન્ય. ૩૫
જીરે મધ્ય મધ્ય ઝુમક લટકંતાં, હેમ પાટની મુકતા જેહ. ધન્ય.
જીરે થાળી કટોરા જે ચમર લટક, લાગે અદભૂત શોભા તેહ. ધન્ય. ૩૬
જીરે જયોતિ તે જગમગ જયોતિશું, લાગે અદભૂત શોભા તેહ. ધન્ય.
જીરે શોભા સૌભાગ્યગહ ગહીરહી, દિસે ચલક ઝલક ચહું ઓર. ધ. ૩૭

જીરે મહા શ્રી ઓચ્છવ માંગલ્ય તણો, છે સમય તે ઝેલા ઝેલ. ધન્ય.
જીરે એ માંડવે માંગલ્ય પ્રભુ, પાઉંધારી કર્યા રંગરેલ. ધન્ય. ૩૮
જીરે માંડવો માંગલ્ય કરો અને, થાપ્યો અચલ સુહાગ અનૂપ. ધન્ય
જીરે નિજ પ્રાગટ્ય અર્થે સદા, ઉત્સવ એ પરમાનંદ રૂપ. ધન્ય. ૩૯
જીરે ભગવદી આવે સુભાગિયાં, માંડવો જોઈ ફુલ ન માય. ધન્ય.
જીરે એવો મંડપ સુભાગિયો, તે કયાં લખી લેખું ન લખાય. ધન્ય. ૪૦
જીરે ભાગ્ય રાસ સહુ કોસંગે, પરવરિયાં મંડપે રાજ. ધન્ય.
જીરે સજ્જન સુજાતિ સમાજ શું, એવો મંડપનીતનીતછાજે. ધન્ય. ૪૧
જીરે ગાન કરે રસ ભક્ત ત્યાં, અતિ ગહગહી રહ્યા છે તેહ. ધન્ય.
જીરે કરીય શણગાર વિચિત્ર તે, સૌભાગ્ય મદ ભરિયા છે જેહ. ધન્ય. ૪૨
જીરે એક આવે એક જાય છે, એક શું તે કરી રહ્યા વાત. ધન્ય.
જીરે એક હસે એક ગાય છે, એવા આનંદ ઉર ન સમાય. ધન્ય. ૪૩
જીરે ભગવદી ઘેર ઘેર થકી, કોઇ કાંઇ કોઇ કાંઈ લઈ આવે. ધન્ય.
જીરે ધોતિ ઉપરણા પામરી જેહ, તે મહા ભાગ્ય રાસને પહેરાવે. ૪૪
જીરે વાગા અને ભુષણ ઘણાં, તે લાવી પહેરાવે છે બહુય. ધન્ય.
જીરે સાડી ચોળી લહેંગો પણ તેહ, પહેરાવે સ્ત્રીજનને સહુય. ધન્ય. ૪૫
જીરે એ થકી ફરીયે પહેરાવે છે, આપ આપને મળતે તેહને. ધન્ય.
જીરે કોઈ ગોપ્ય કોઇ પ્રકટતે છે, સમાન શીલ ભાવ જેહને. ધન્ય. ૪૬
જીરે પહેરે પહેરાવે પરસ્પરે, કરે તિલક બીડાંધરી હાથ. ધન્ય.

જીરે અદભૂત સમય થઇ રહ્યો, અતિ અનિર્વચનીયવાત. ધન્ય. ૪૭
જીરે એણે સમય અહીં આવિયાં, પ્રાણપતિ લક્ષ્મી વહુય. ધન્ય.
જીરે ગોપદેવી ને રોહીણી બેટી, ધર્યા કનિયા અક્ષત્ સૌ એહ. ૪૮
જીરે તે માટે એ વહુ આવીયાં, અતિ ફુલ્યાં અંગ ન માય, ધન્ય.
જીરે મળી બેઠા સર્વ સમાજમાં, જહાં રસ ભક્ત સહુ મલી ગાય. ૪૯
જીરે ધરવટરે નિપટ જણાવીને, આવ્યાં માંગલ્ય તણાં લહીપેર. ધન્ય.
જીરે મહાપ્રભુને ન્હવરાવે છે, લડાવી લડાવી રસભેર. ધન્ય. ૫૦
જીરે સહુ કોઈ સ્ત્રીજન તેમ બેઠાં, દીનત્વ સહીત એ સોહિલો ધન્ય.
જીરે મહા માંગલ્ય માંગલ્ય તણો, સહુયેકે અનુરાગે. ધન્ય. ૫૧
જીરે પછી તેઓને તીલક કર્યાં, તે લલાટ કંકુ રંગરેલ. ધન્ય.
જીરે પગ પીરી વલતા ફુલેલ તે, ભર્યા મસ્તક ઝાકમ ઝોલ. ધન્ય.
જીરે સાડીઓ વળતી પહેરાવીને, લેવરાવ્યો મેવા પકવાન. ધન્ય.
જીરે હસી હસી લે અતિ પ્રેમશું, કરે વિનોદ હાસ્ય રસપાન. ૫૩
જીરે એણીપેરે હોયેએ સમે, મહા ઉત્સાહ આનંદ રસરંગ. ધન્ય.
જીરે મહામાંગલ્ય શ્રી ઉત્સવહોએ, સદા સર્વદા એહ પ્રકાર. ધન્ય. ૫૪
જીરે અહીંથી પોહોચી વળતા સધળે, હવેલીમાં ઘેર ઘેર જાય;
જીરે ત્યાં પણ હોય છે એણીપેરે, તે પરસ્પર ફુલ ન માય. ૫૫
જીરે શોભા શુભગ હવેલીએ, દીસે ઝળહળતીય વિચિત્ર. ધન્ય.
જીરે મહારસ આનંદ ઉઝલી, વહી ચાલ્યા પૂર વિચિત્ર. ધન્ય. ૫૬

જીરે ઘેર ઘેરથી આવિ ભક્તજે, જઇ મંદિર નિરખવા નાહ. ધન્ય.
જીરે સૌભાગ મદ ઉન્મત્તથકા, રસભર આનંદ ઉરમાંહ. ધન્ય. ૫૭
જીરે પેડે ને સર્વત્ર ગલીયોમાં, પણ માગ નહિ લગાર. ધન્ય.
જીરે ચાલવા પેંડા ન પામીયે, એમ સં મ અલેખે અપાર. ૫૮
જીરે એત્રામાં કયેમે કરી, જઇ પહોચીયા મંદિર માંહ્ય. ધન્ય.
જીરે અહીં પણ સ્રાષ્ટ અપરમિત,ઠોર નહિ તલ પડવા ત્યાંય. ધન્ય. ૫૯
જીરે એવા સંભ્રમમાં જઇને, રહ્યા ઉભાતે પીય સનમુખ. ધન્ય.
જીરે મહાનાયક સુંદર વર, આપ્યાં અનિર્વચનીય સઘસુખ.
જીરે દીપ દંડ નાપિક લેઇ ઉભા, તેહ તણી જયોતિ રસાલ. ધન્ય.
જીરે સંપૂર્ણ મંદિર માંહે, થઇ રહ્યું છે ઝાક ઝમાળ. ધન્ય. ૬૧
જીરે ગાદિ મૂઢે રસિક વરરાજે, ભાંતિ રસીલી રસાલી. ધન્ય.
જીરે રહ્યાં રસ ભક્ત ચહુંદિશે,અવિલોકે તે રસિયા રસાલ. ધન્ય. ૬૨
જીરે શીશ લટોતે લળકતી, ભાંહપર આવી રહી લસીય.ધન્ય.
જીરે કુંતલ ચીકુર સચિકણા,રહ્યા ચહું ફેર ફરતા ખસીય. ધન્ય. ૬૩
જીરે ભાગ્ય સુહાગ તિલક રેખા, ભક્ત ભાગ્ય માંગલ્ય ફલરાજે.
જીરે ભ્રકુટિ કુટિલ પરસી રહી, ત્રિયામન વશીકરણ એ કાજ. ૬૪
જીરે નયનારવિંદ અવિલોકતાં, ઉભયતા તે રસ ઉપજાવે. ધન્ય.
જીરે સીંચન કરી રસ અંકુરી,તે પ્રણય સહિત પ્રગટાવે. ધન્ય. ૬૫
જીરે શ્રવણ ગલ સ્થલ ઝલહલે, રસ ભરિ આવ્યા ઉરલાય. ધન્ય.

જીરે નાસિકા નિરૂપમ નિરખતાં, અનુભવ અગાધ અતિ થાય. ધન્ય
જીરે પરમ પ્રસન્ન અતિ રસભર્યાં, પ્રફુલિત આનન અરવિંદ. ધન્ય.
જીરે મકરંદ રદછદ રસે કરી, કરે પાન ભરી અરવિંદ. ધન્ય. ૬૭
જીરે કવણિત મધુર કલરવ વયણે, રસના રસ પાન કરાવે. ધન્ય.
જીરે હાસ્ય પરમ મજલસ કરી, પલ્લવિત કુસુમિત ફલ ભાવે. ધન્ય.
જીરે આરોગે બીડા અનુરાગસું, પ્રિયાહિત રશિક વરરાય. ધન્ય.
જીરે સહજ વચન ઉચ્ચારતા, શ્રીમુખ મકરંદ ફેલાય. ધન્ય ૬૯
જીરે અધર અરૂણ અતિ રસ છેલી, બેહુ ઓર પ્રગટયો પ્રવાહ. ધન્ય.
જીરે એ રસ પૂરમાં જે પડે, તે પામે નહિ કાંઈ થાહ. ધન્ય. ૭૦
જીરે ચિબુક નિકટ સ્થલે કરી, રાખ્યો વિશ્રામતણો સુખ હેત. ધન્ય.
જીરે પૂર પ્રવાહમાં જે પડયા, તેહના અવિલંબન જે સંકેત. ધન્ય.
જીરે શ્રીમુખ એવું રસોમયી, ઉઠે રસ આનંદના તરંગ. ધન્ય.
જીરે અનિર્વચનીય એ સમે સહુ. પોષ્યા રસિક ભક્ત તણાં અંગ. ધ.
જીરે ગ્રીવા તે નિરૂપમ ગુણ ગહેરી, માલા તુલસિસું અહર્નિશ સંગ. ધન્ય
જીરે વક્ષઃસ્થલ ઉપર રાખી, સ્પર્શી ઉર પ્રિયા અંતરંગ. ધન્ય. ૭૩
જીરે મુક્તા મણિ ગુંજા માલા, એને આસપાસ આલબાલ. ધન્ય.
જીરે ભક્ત ભાવ રક્ષા અર્થે, હૃદયાભ્યંતર જે રસાલ. ધન્ય. ૭૪
જીરે કુચ કુંભ તે એ રસે ભર્યાં, તે જોઇ પ્રિયા મન લલચાય. ધન્ય.
જીરે ગાઢ આલિંગન લેવાને, અતિશય વ્યાકુલચિત્ત થાય. ધન્ય ૭૫

જીરે ઉદાર ઉદધિ રૂપ રસે ભર્યો, ગહેરો અથાહ જલ ગંભીર. ધન્ય.
જીરે નાભી ભમર જોઇ ત્રિયા મન,પડીયાં જે અતિ ધીર. ધન્ય. ૭૬
જીરે બાહુ વિશાળ વિસ્તિર્ણ, ત્રિયા રસ પોષ્યા ભર સ્નેહ. ધન્ય.
જીરે અંકુરી પાણ પલ્લવ તેણે, દશો દિશ પ્રચુર્યા નિરૂપ જેહ.ધન્ય.
જીરે મુદ્રિકા દીસે પ્રગટ પુષ્પ, પીત હરિત આરક્તને સ્વેત. ધન્ય.
જીરે સહુ જડિત્ર નગે જેહ, ભક્ત ભાવ એ ફલ તેહ. ધન્ય. ૭૮
જીરે રંગ અનુરાગ રંગી ધોતી,જે સીંગારી રસીલી રસાલ. ધન્ય.
જીરે ઉપરણો શીશ લપેટીયો, કહ્યો પહેલો જે ધસી રહ્યો ભાલ.ધન્ય.
જીરે એનું રૂપ રસોમયી, રાજે અતિ રસ ભર્યું અંગ અંગ. ધન્ય.
જીરે રસ આચ્છાદન કરવાને,પહેરે કભાય શ્રી અંગ સંગ. ધન્ય.૮૦
જીરે કભાય ચાક્ષ ચક્ષ ચમકતી, જોતાં દ્રષ્ટિ તે નવ ઠહરાય. ધન્ય.
જીરે આત્મસુખ જે સુખદ ઘણું, કોમળ વિચિત્ર સુખદાય. ધન્ય.૮૧
જીરે મહા રસનાયક રસોમયી,રસ સરવરીયા મયરાજે. ધન્ય.
જીરે મહોદાર ચરિત્રવાન એ, સકલ ગુણ સંપન્ન. ધન્ય. ૮૨
જીરે દાન કરે મન મોદસું, મન ઇચ્છિત માંગલ્ય રૂપ. ધન્ય.
જીરે કયાં લગી કહી શકીયે તેહ,જે ક્ષણ ક્ષણ ભાવ અનુપ. ધન્ય.૮૩
જીરે સમય એવો એ અગાધ છે, અનુભવીક વૈદ્ય રસ રાસ.ધન્ય.
જીરે સભા સહિત રાજે પ્રભુ, પ્રમુદિત મન અતિ હુલ્લાસ. ધન્ય ૮૪
જીરે એ સમય ગુણી બહુ આવીયા, જેના સદા નેગ છે તેહ. ધન્ય.

જીરે મથુરાને વૃંદાવન તણા, નિર્તકારી ગાયક છે તેહ. ધન્ય. ૮૫
જીરે ગુણ તે પ્રગટ આપાણો, કરે ઓસરા ઓસરી ફરતા. ધન્ય.
જીરે મહાપ્રભુ સુણી એહો તણાં,કર્યો સનમાન તે શોભા ધરતા. ધન્ય.
જીરે એહોને સ્થળ તે અપાવીયાં, પછી મહાપ્રસાદ પકવાન. ધન્ય.
જીરે કર્યા આદર બહુ પેરસું, એવા એ મહા ભાગ્યવાન. ધન્ય. ૮૭
જીરે ભગવદી ઠામ ઠામ થકી કરે, કીરતન ધોળ તે ગાન. ધન્ય.
જીરે વાદ્ય સહિત તે સહુકો મળી,ગાયે મંગલ પરમ નિધાન. ધન્ય.
જીરે અનિર્વચનીય ઉચ્છાહ સહુને;તે કહ્યો કેમ જાય અપાર. ધન્ય.
જીરે એણી પેરે સર્વ સમાજને, સુખઆપીયાં મહોદાર. ધન્ય. ૮૯
જીરે એ સમે બીડી છેલ્લીય, આવી આરોગ્યા સદ્ય તેણી વાર. ધન્ય.
જીરે પ્રાતઃકાળ ઉઠવું વેગે, તે સમે ઉઠયા પ્રાણઆધાર. ધન્ય. ૯૦
જીરે તેલ સજ્યા એ પધારીયા, તે નિત્ય તણી જેમ રીત. ધન્ય.
જીરે વસ્ત્ર મૂકયાં ધોતી ધરી, તેણે કરી છબિ શ્રીઅંગઅમિત. ધન્ય.
જીરે ભક્ત સમાજ સહુ ઘેરે, વાહાલો પોઢીયા સેજ સોહાય. ધન્ય.
જીરે સેવક મલી મર્દન કરે,જેમ જેમ પ્રિયાને અતિ સુખ થાય. ધન્ય.
જીરે એણે સમય પ્રસંગ તે, ચાલે છે નિત્ય અનેક. ધન્ય.
જીરે ભાવ પોષક રસ વર્ધકને, એ ઉભયતા રસને વિશેક. ધન્ય. ૯૩
જીરે મહા રસનાયક રસોમયી, ચંચલ ચતુર એ મારો નાથ. ધન્ય.
જીરે અવિલોકે છે આતુર થકા, આસપાસ રસિક જન સાથ. ધન્ય.

જીરે એ સમે સુખ અગાધ તે, કયાં લગી કહીયે રસાલ. ધન્ય.
જીરે તેલાભ્યંગ કરાવીને, સેજે બેઠા થયા કરૂણાલ. ધન્ય. ૯૫
જીરે અધરદાન રસ ભક્તને, કરીયું સુખ નિધિ સુખ રૂપ. ધન્ય.
જીરે પાઘ વિચિત્ર સુધારીને, રસ ભાવ ઉદ્‌બોધ અનુપ, ધન્ય. ૯૬
જીરે અંગ નાગણધર શોભા, લાગે અદભૂત મહા વરેંદ્ર. ધન્ય.
જીરે દિપક જયોતિ સનમુખ સોહે,રસ રૂપ એ શ્રીમુખચંદ ધન્ય.૯૭
જીરે સેજથી ઉઠયા રંગ મગ્યા, રસમસિયા છબિસું પધારી. ધન્ય.
જીરે ડગમગતા મુસકનિકરતા, એવા નિરખી ભક્ત સહુ ઓવારે.
જીરે લટકતા, અટકતા, મટકતા, રસ વૃષ્ટિ કરતા બહુ પેર. ધન્ય.
જીરે શ્રૃષ્ટિને સીંચી શીતળ કરી, રસ કીરણ તરંગોની લહેર. ધન્ય.
જીરે જે જેકાર ઉદ્‌ધોષતે, કરે સકળ ભકત નરનાર. ધન્ય.
જીરે પધાર્યા શ્રીગોકુલપતિ, એહોની શોભા તણો નહિ પાર. ધન્ય.
જીરે મનોરથ મોહનભાઇનો, પૂરણ કરે શ્રીગોકુલનાથ. ધન્ય.
જીરે પૂરણ કરશે શ્રીવલ્લભલાલ, ધન્ય ધન્ય છઠની રાત
સોહાસણી. ધન્ય. ૧૦૧



# પ્રકરણ ૪ થું

## પ્રાગટયનાં ઘોળ.

### ઘોળ ૧ લું.

શ્રીગોકુલનાથ પ્રકટ થયારે, આયો મહા ઓચ્છવ.
મ્હારા તનના તાપ ગયારે "આયો" ૧
સખીયો સર્વ મળી ઘેર આવોરે "આયો"મોતીના ચોક પુરાવોરે. ૨
કંકુના હાથા દેવરાવોરે, "આયો" મંગલ કલશ ભરાવોરે. ૩
કદલી ખંભ રોપાવોરે, "આયો" તરીયા તોરણ બંધાવોરે. આયો. ૪
રૂડા મંડપ રચાવોરે, "આયો" ચીરના ચંદરવા બંધાવોરે. ૫
શેરીએ કાચ ઢળાવોરે, "આયો" સુગંધ અગર ઉખેવોરે. ૬
મોટા સમીઆના બંધાવોરે, "આયો" મોતીની ઝાલરો ટંકાવોરે. ૭
સખીયો સહુ મળી ઘેર આવોરે, "આયો" મંગલ ધોળ ગવરાવોરે. ૮

મોટી બાજમો પથરાવોરે, "આયો" ગાદી મુંઢા બીછાવોરે, આયો. ૯
દીપક જયોત પ્રકટાવોરે, "આયો" આજ આનંદ વધાવોરે. ૧૦
શ્રીગોકુલનાથને પધરાવોરે, "આયો" એ છે શ્રીરૂકિમણીજીના જાયારે.
એ છે વૈષ્ણવ જનના વહાલારે, "આયો" એ છે શ્રીવિઠ્ઠલનાથજીના લાલારે.
વહાલે પુષ્ટિપ્રાકટય કીધું રે "આયો" વહાલે ભકતને દાન દીધું રે.
વહાલે વ્રજમાં પૂર્યો વાસરે, "આયો" જન્મ્યા સુદી સાતમ માગશર માસરે.
વાહાલે સહુની પુરી આશરે, "આયો" બલિહારી માધવદાસરે.

ધોળ ૨ જું.

ભલે જન્મ્યાજી શ્રીગોકુલનાથજીરે,
જોવા આવ્યો, આવ્યો વ્રજવાસીનો સાથજીરે. ૧
સેવક જન સર્વે ઉભા છે દ્વારજીરે,
દર્શન દીજે હમારા આધારજીરે. ૨
મલી માનુની મંગલગાયજીરે,
ત્યાં તો ઘેર ઘેર ઓચ્છવ થાયજીરે. ૩
વાજીંત્ર તે બહુ વિધનાં વાજેજીરે;
શ્રીગોકુલ સધળેકું ગાજેજીરે ૪
એવું શ્રીવિઠ્ઠલજીને દ્વારે છાજેજીરે,
પ્રકટયા સેવક જનને કાજેજીરે. ૫
મલી માગધ માગણ આંગણે આવેજીરે,

અતિ આનંદે વ્રજજનને પહેરાવેજીરે. ૬
દે આશિષ દ્વિજ કુલમાં પ્રગટયો દીવોજીરે,
સદા શ્રીવિઠ્ઠલજીનો કુંવર ચિરંજીવોજીરે. ૭
વહાલે મારે શ્રીગોકુલમાં કીધો છે વાસજીરે,
જન્મ્યા સુદી સાતમ માગસર માસજીરે. ૮
સેવક જનની પોહોચાડી મારે વા'લે આશજીરે,
બલીહારી જાય માધવદાસજીરે. ૯

ધોળ ૩ જું.

આજ મહારે શ્રવણે સાંભળ્યું હેલીરે,
પધાર્યા શ્રીગોકુલનાથ મહારી બેહેનીરે;
ચાલો જોઇએ શ્રીગોકુલનાથને. ૧
તોડે તે તોરણ બાંધીયાં હેલીરે,
ચોક ચિત્રામણ સાર, મારી બેહેનીરે. ચાલો. ૨
પીળાં પીતામ્બર પહેરીયાં હેલીરે,
સજ્યા તે સોળ શણગાર, મારી બેહેનીરે. ચાલો. ૩
કોણે તે હસ્તી શણગારીયા હેલીરે,
કોણ રાય તેજી તોખાર, મારી બેહેનીરે, ચાલો. ૪
કોણે તે ઘોડવેલ જોતરી હેલીરે,
કોણ રાય રથે સુખપાલ, મારી બેહેનીરે, ચાલો. ૫

શ્રી ગોકુલગામને ગોંદરે, હેલીરે,
થઈ રહ્યો ઘેંઘાટ, મારી બેહેનીરે. ચાલો. ૬
વિપ્ર તે વેદ ધુની ઓચરે, હેલીરે,
જશ બોલે ચારણભાટ, મહારી બેહેનીરે. ચાલો. ૭
શિળી કદમકેરી છાંયડી, હેલીરે,
સુંદર શ્રીયમુનાનાં તીર, મહારી બેહેનીરે. ચાલો. ૮
શ્રીગિરિધારીજી ગજે ચઢયા, હેલીરે,
શ્રીગોવિંદરાયજી તેજી તોખાર, મારી બહેનીરે. ચાલો. ૯
શ્રીબાલકૃષ્ણજી બાલુડા, હેલીરે,
ઘોડવેલે અસવાર, મહારી બહેનીરે. ચાલો. ૧૦
શ્રીગોકુલપતિ મધ્યમણિ, હેલીરે,
રાખી નિગમકેરી લાજ; મહારી બહેનીરે. ચાલો. ૧૧
શ્રીરઘુપતિ જદુપતિ ઝુમણાં, હેલીરે.
શ્રીઘનશ્યામલાલજી કંઠ કેરા હાર, મહારી બહેનીરે.ચાલો. ૧૨
બેઉ બાંધવ બેઠા ગોઠડી, હેલીરે,
વહુ બેટી દે છે આશીષ, મહારી બહેનીરે. ચાલો. ૧૩
વ્રજ મંડળ સહુ ઉલટયું હેલીરે,
સેવક પાળા સાથ; મહારી બહેનીરે, ચાલો. ૧૪
શુકનતો સામા મળ્યા, હેલીરે;

ગોપ વધુ વચ્છ ગાય, મ્હારી બ્હેનીરે. ચાલો. ૧૫
માર્ગમાં માલણ મળી, હેલીરે,
કંઠે આરોપ્યા હાર, મ્હારી બ્હેનીરે. ચાલો. ૧૬
માલા જીતીને ઘેર આવોઆ, હેલીરે,
વર્ત્યો છે જેજેકાર, મ્હારી બ્હેનીરે. ચાલો. ૧૭
દેવનાં તે દુંદુભિ વાગીયાં, હેલીરે,
પુષ્પની વૃષ્ટિ થાય, મ્હારી બ્હેનીરે. ચાલો. ૧૮
કંચન કલશ કેસર ભર્યા, હેલીરે,
મોતીડે પૂર્યા થાલ, મ્હારી બ્હેનીરે. ચાલો. ૧૯
સોહાસણ આવે સહુ મળી, હેલીરે,
વધાવા શ્રીવલ્લભલાલ, મ્હારી બ્હેનીરે. ચાલો. ૨૦
માધવદાસની વિનતિ, હેલીરે,
આપો શ્રીગોકુલવાસ, મ્હારી બ્હેનીરે. ચાલો. ૨૧

ધોળ ૪ થું.

માગશર માસે અતિ અનુપમરે આજે સોહેલો;
તેનું અભિનવું રૂપરે. આજે સોહલો. ૧
તેમાં જન્મ્યા શ્રીગોકુલભૂપરે, પ્રકટ્યા ભકતના આધારરે, આજે. ૨
ધન્ય ધન્ય સપ્તમી શુભ સારરે, તહેનું વચન નઆવે રૂપરે. આજે.
તે ધન્ય કૃષ્ણદાસી ભકતરે, જે છે વહાલાસું અનુરકતરે. આજે. ૪

ઉદરપર ફેર્યો હાથરે, આજે; આવો મેરે શ્રીગોકુલનાથરે. આજે. ૫
ત્યારે શ્રીરુકિમણી એમ બોલ્યાંરે, ગુંજ અંતરપટ ખોલ્યાંરે. ૬
તે ભલે ગોકુલનાથ પાયારે, આજે; મેરે જીયામેં જીય આયારે. ૭
પ્રકટયો આનંદનો ઉદ્યોતરે, તેની અભિનવી જ્યોતરે. આજે. ૮
શ્રી શોભાજીએ આરતિ કીધીરે, અચલ સુહાસણી આશીષ દીધીરે ૯
ગાયે ગીત બહુ પેરરે, આજે; હોય શ્રી વિઠ્ઠલજીને ઘેરરે.આજે. ૧૦
વાજીંત્ર વાજે અવનવી ભાંતરે, પૂર્યા ચોક સાથીયા દ્વારરે.આજે.૧૧
ધન્ય ધન્ય સપ્તમી મહાભાગ્યરે, પ્રકટયો ભક્તનો સુહાગરે. ૧૨
ધન્ય ધન્ય શ્રીરૂકિમણીજી માતરે, જન્મ્યા જગત વિખ્યાતરે. ૧૩
પ્રયાગ નગર રસભર્યુંરે,આજે, પ્રાકટય અભિનવું કર્યુંરે. આજે. ૧૪
ભકતના ભાવ શું કહુંરે, તેનો કહેતાં પાર ન લહુંરે. આજે. ૧૫

## ધોળ ૫ મું.

અગહન માસ મહાબડભાગી, આજે સોહેલો,
સુદી સપ્તમી સુહાગી, આજે સોહેલો. ૧
વાર ભલો ભ્રગુવાર, આજે સોહેલો.
નિશ ઘટિકા છપ્પન પલ, અનુરાગી, આજે સોહેલો.
સંવત સોલસેં શુભ અષ્ટ, આજે સોહેલો;
પ્રાદુર્ભાવ ભયો પુષ્ટ પુષ્ટ, આજે સોહેલો. ૩
દૈવી જીવ લખે પ્રભુ સ્પષ્ટ, આજે સોહેલો;

મીટયો વિરહાનલકો કષ્ટ, આજે સોહેલો. ૪
કૃપા શક્તિ કૃષ્ણદાસી, આજે સોહેલો;
શ્રીગોકુલપતિજીકી ઉપાસી, આજે સોહેલો. ૫
પ્રાકટય સમય જાણી રહી પાસે, આજે સોહેલો;
શ્રીરૂક્મિણીજી જન્મે સુખરાશી, આજે સોહેલો. ૬
શ્રીમુખ નિરખી હરખ ભેર ફુલી આજે સોહેલો;
કૃષ્ણદાસી અંતર પટ ખોલી, આજે સોહેલો. ૭
આયો શ્રીગોકુલનાથ યોં બોલી; આજે સોહેલો;
સુણી ધાઈ વ્રજજનકી ટોલી, આજે સોહેલો. ૮
ધન્ય શ્રીવીઠુલનાથ ગુસાંઈ, આજે સોહેલો;
સુત પાયે શ્રીવલ્લભરાય, આજે સોહેલો. ૯
ધન્ય ધન્ય શ્રીરૂક્મણીજી માઇ, આજે સોહેલો;
જીનકી અમૃત કુખ સિરાઇ, આજે સોહેલો. ૧૦
ગામ અડેલ ત્રીવેણી તીર, આજે સોહેલો,
સુંદર શ્રીયમુનાજીકો નીર, આજે સોહેલો. ૧૧
પ્રકટયો શોભાજીકો વીર, આજે સોહેલો;
મીટી રસભકતનકી પીર, આજે સોહેલો. ૧૨
સુંદર રૂપ અનુપમ સોહે, આજે સોહેલો.
વ્રજજન નિરખી હરખી મન મોહે, આજે સોહેલો. ૧૩

ઉમંગ ભરી સબ શ્રીમુખ જોયે, આજે સોહેલો.
ઇનકે ભાગ્ય સમોવડ કો હે, આજે સોહેલો. ૧૪
સુની ધાઇ સબ વ્રજકી નારી, આજે સોહેલો;
ગાવતી ગીત બજાવત તારી, આજે સોહેલો. ૧૫
નાચત ઉમંગ ભરી સુકુમારી, આજે સોહેલો;
સંગ ઝાંઝ પખાવજ થારી, આજે સોહેલો. ૧૬
દેત આશીશ સબ વ્રજબાલ, આજે સોહેલો;
જીવો શ્રીરૂક્ષ્મણીજી તિહારો લાલ, આજે સોહેલો. ૧૭
દ્વારન બાંધત બંદનમાલ, આજે સોહેલો.
તિલક દીયો ભક્તનકે ભાલ, આજે સોહેલો. ૧૮
મિશ્રી વદનકમલમેં ધરહી, આજે સોહેલો;
મિલત પરસ્પર અંકજ ભરહી, આજે સોહેલો. ૧૯
ઉત્સવ ઘર ઘર પ્રતિ સબ કરહી, આજે સોહેલો;
શ્રીગોકુલપતિ પદ અનુસરહી, આજે સોહેલો. ૨૦

ધોળ ૬ ઠું.

શ્રીરૂક્મિણી જાયો શ્રીવલ્લભ પુત્ર, વધાવો વ્રજરાયને.
સખી શ્રીગોકુલના ભૂપ, વધાવો વ્રજરાયને.
એમનું મહા મનોહર રૂપ, વધાવો વ્રજરાયને. ટેક
એક સકલ સોહાસણી, મળી વ્રજ કેરી નાર;

એક આવે ઉતાવળી, વિસરી વિવેક વિચાર;
એકના મનમાં મોદ ભર્યા, મળી મંગલ ગાયે ચાર. વધાવો. ૧
એક એકની ઝાલે આંગળી. પહેર્યાં પીતાંબર સાર;
એકે દક્ષણીનાં ચીર પહેર્યાં, ચોળીએ મોતીના હાર;
એકને ચરણ ચુંદડી, એકે સજ્યા સોળે શણગાર. વધાવો. ૨
એક નાચે ને એક ગાય, એક બજાવે તાલ;
એકને વાગે ઘુઘરા, તેનો શબ્દ રસાલ,
એક નાર ના બહે કોઇને, ઉમંગી ઉમંગી જશ ગાય. વધાવો. ૩
એક કુમકુમ હાથા દેતી, તોરણ બાંધ્યાં છે દ્વાર;
એકે કદળીના સ્થંભ રોપ્યા, સાથીયા શુભ સાર;
એક અતિઆનંદશું, બોલે છે જેજેકાર. વધાવો. ૪
એક ચોક ચંદને પુરતી, ગોત્ર ભાલ છત્રીશ,
એક કુમકુમ તિલક કરતી, એક દેતી આશીષ;
એક ઉતારે આરતી, જુયો શોભા બેટીજીના વીર. વધાવો. ૫
એમ કહે છે વ્રજસુંદરી, પ્રકટ્યા ભકતને કાજ;
એક વદન નિહાળતી, અવલોકે વારંવાર;
એક માગે વધામણી, બલિહારી માધવદાસ. વધાવો. ૬

ધોળ ૭ મું.

આનંદસાગર ઉલટયો સખી આજ મ્હારે મન માંયરે,
અંગો અંગ ફુલ્યાં અતિ ઘણું, સખી કહ્યાં તે કોનાં નવ જાયરે;

ભલે પ્રકટયારે શ્રીગોકુલનાથ,શ્રીવિઠ્ઠલનાથ, ઘો હેલી હરિને વધામણાં.
બાવન ચંદન બહુ વળી, વચ્ચે ચોક નવલી જાતરે,
પાછળ ફરતાં ફુલડાં, વચ્ચે વેલડીની જાતરે;
સોહાસનરે સોહાસનરે, મેલો ઢળકંતા હાથ, લટકંતા હાથ. ઘો. ૨
બહુ રત્નમાલ હીરે જડયા, મોતીડે પૂર્યા થાળરે,
કુમકુમ ભર્યારે કચોલડાં, માંહી પુષ્પ કેરી માળરે;
સોહાસણરે, સોહાસણરે, ગાય મંગલચાર, ગીત રસાલ. ઘોહેલી ૩
આનંદ ઉપન્યો અતિ ઘણો, સખી આણીએ નવરંગરે;
વાજીંત્ર વાગે અવનવાં સખી ઢોલ ભેર મૃદંગરે;
આજ મન ઉપન્યોરે, મન ઉપન્યોરે, સખી અતીશે આનંદ.ઘો.૪
પ્રિતે પ્રભુજી નિરખીયા, શ્રીગોકુલપતિ મહારાજરે;
હરિદાસ કહે મહારા મન તણા, પહોત્યા મનોરથ આજરે;
હવે સરીયાંરે, હવે સરીયાંરે, સેવકનાં કાજ, વૈષ્ણવનાં કાજ. ઘો.૫

ઘોળ ૮ મું,

આજ જન્મદિવસ છે રે હેલી, શણગાર સજું સર્વ પહેલી. ૧
જાઉં શ્રીયવિઠ્ઠલજીને દ્વાર, ત્યાં તો ભકતની ભીડ અપાર. ૨
વાજે તાલ ને ઝાંઝ મૃદંગ, વળી વાજે છે માંગલી સંગ. ૩
વાજે ઢોલ દમામા ને ભેરી, મોટી નોબત ધુમે છે ઘેરી. ૪
ત્યાં તો નૃત્ય કરે નરનારી, આભૂષણ શોભે છે ભારી. ૫

નારી ધોળ ગાયે ગુજરાતી, ફુલી ફરતી ને અંગ ન સમાતી. ૬
ત્યાં તો મોતીના ચોક પુરાયે, શ્રીવલ્લભવર કેસરે ન્હાયે. ૭
ઘસી કેસર ચંદન ઘોળ્યાં, ફુલેલ શ્રીઅંગે ચોળ્યાં. ૮
ઊષ્ણ જલસું સ્નાન તે કીધાં, વૈષ્ણવજને ચરણામૃત લીધાં. ૯
અંગવસ્ત્ર શ્રીઅંગેજ કરીયાં, ધોતી ઊપરણા કેસરી ધરીયાં.૧ ૦
મા'રે વાલે આભૂષણ ધરીયાં, દેખી વૈષ્ણવનાં મન ઠરીયાં. ૧૧
માર્કંડની પૂજારે કીધી, વિપ્ર જનને દક્ષિણા દીધી. ૧૨
હીંડીપીંડી ને આરતિ કીધી, ન્યોછાવરી વારીને દીધી. ૧૩
હરિદાસ શોભા સુખકારી, હરખી નિરખીને જાઊં બલિહારી.૧૪

ધોળ ૯ મું.

આવોજી અચલ સોહાસણી, મલી સહીઅર સમાણી;
શ્રીગોકુલનાથજીને નિરખીએ, જગવલ્લભ જાણી. ૧
કાલિંદીજીને કાંઠડે, શ્રીગોકુલ ગામ.
ત્યાં બીરાજે શ્રી વલ્લભ રાજીયો, પરિપૂરણ કામ. ૨
શ્રીવલ્લભકુલમંડન, ખંડન પાખંડી;
જેણે જીત્યો કલિકાલમાં, કલિરૂપ કુદંડી. ૩
નખ શીખ સુંદરતા તણો, કોઇ પાર ન જાણે
સુર મુનિ નારદ શારદા કવિ કોણ વખાણે. ૪
સરલ સુદેશ સોહામણો, શિર વાળ વિશાલ;

વદનકમલ પાસે રહે, જાણે મધુકર માલ. ૫
લલિત લલાટ રસ ભર્યું, હરિચંદન રેખા;
ભ્રકુટી કામ કમાનની, વિંધે પ્રાણ વિશેખા. ૬
વાધ્યો વ્રજવનિતાઓને, ઉર અંતર ભેદ;
તત્ક્ષણ નયન નિરખતાં, કુલસંકલ છેદ. ૭
લોચન લાલ પ્રસન્નતા, શ્રુતિમંડલ પરસ;
કરુણાભર શિંગાર સાર, બહુ રસ વરસ. ૮
નવલ નિરુપમ નાસિકા, ગલસ્થલ ઝલક;
કંચનમણિ કુંડલતણી, આભા અતિ ચલક. ૯
અધર અમૃત ભર્યાં, દંત દાડમ ખીલ્યા;
વાક્યસુધારસવૃષ્ટિથી, બ્રહ્માદિક ભૂલ્યા. ૧૦
કરપદ ગ્રીવા ઉદરની, ઉપમા શી દીજે;
ત્રિભુવન માંહે કોઈ નહિ, એઉની સમોવડ કીજે. ૧૧
શોભા જોતાં સુખ હોય, તેતો મન જાણે;
ગુંગો મિઠાઇ તણો કેમ સ્વાદ વખાણે. ૧૨
અનુભવી વિણ આનંદનું, કેમ રૂપ જણાય;
જ્ઞાની વિરમી રહ્યા, ત્યાં કવિ કેમ ગાય. ૧૩
જુગ જુગ જીવો જગત પ્રભુ, સેવક સુખકારી;
નારાયણ ગુણરૂપની જાય બલિહારી. ૧૪

## ધોળ ૧૦ મું.

આવોજી અચલ સોહાસણી, મલી મંગલ ગાઇએ;
આજ આનંદ મ્હારે અતિઘણો, સર્વે વાજીંત્ર વાઇએ. ૧
પ્રકટયા શ્રીગોકુલનાથજી, જન્મનો રે દહાડો;
મોતી કેરા સાથીઆ, મંદિરમાંહે કહાડો. ૨
મણિ મુકતાફલ હેવડો, વચ્ચે ચોક પૂરાવો;
શ્રી વિઠ્ઠલજી દાન આપે ઘણું કહેતાં ન આવે પાર. ૩
ભાટ જાચક મળ્યા ઘણું, બોલે જય જય કાર;
ભગવદી મન આનંદ ઘણો, ફુલી અંગ ન સમાય; ૪
માધવદાસના પ્રભુના, જશ સહુ કોઇ ગાય; ૫

## ધોળ ૧૧ મું.

ચાલોજી રસભરી સુંદરી, જઈ જોઈએ વલ્લભજી;
અગમ નિગમ જાણે નહિ, એવા છે રે દુર્લભજી. ૧
કંદર્પ કોટિલાવણ્ય કહીયે, મયાવાદખંડનજી;
ગુણનિધ શ્રીગોકુલનાથજી, ઘણી શોભા સુંદરજી. ૨
વ્રજસુંદરીજીનો વા'લમો, શ્રીવિઠ્ઠલસુત કહીયે;
તેજે ત્રિભુવન મોહી રહ્યા, એઉને જોવાને જઈએ. ૩
બાલ ખેલ લીલા કરે, શ્રીરુકિમણીજી લાડ લડાવે;
નિજજન બહુ સુખ પામીયા, પ્રેમે દર્શને આવે. ૪

શ્રીગોકુલ ગામ સોહામણાં, શ્રીનાથજી પધાર્યા;<br>
ભક્તને મન આનંદ ઘણો, ત્રણ લોક ઉદ્ધાર્યા. ૫<br>
અંગો અંગની શોભા શી કહું, કરણ મુકતાફલ;<br>
નેનબાણ મૂકે ઘણાં નયણાં છેરે રસાલ. ૬<br>
વદી ના શકું કોમલ રસ ભર્યા, એવા છે રે બિહારી;<br>
નારાયણ ગુણરૂપની, જાયે બલિહારી. ૭

ધોળ ૧૨ મું.

શ્રીગોકુલીયું મૂકીને કંઈ જઇએ નહિ,<br>
વાસો વસીએ ચરણકમલની છાંય જો;<br>
શ્રીયમુનાજીનાં સુંદર તટ રળિયામણાં,<br>
ત્યાં માહરા વાહાલાજીના પરમ રમણ સુખ ધામજો.શ્રીગોકુલ.૧<br>
જસોદા ઘાટે આનંદસાગર ઉલટયો,<br>
સુખસાગરમાં ઝીલે ભકતસમાજ જો;<br>
શ્રીઠકરાણી ઘાટે બેઠક સુંદર શોભતી,<br>
સદા બિરાજે શ્રીવલ્લભ પરમ ઉદાર જો. શ્રીગોકુલ. ૨<br>
શ્રી ગોકુળીયાની વૃક્ષલતા સહુ નમી રહી,<br>
ચરણસ્પર્શવા શ્રીગોકુલપતિ મહારાજ જો.<br>
ગિરિગોવર્દ્ધન રત્ન ખચિત સોહે ઘણું,<br>
આધવૃંદાવન નિત્ય રમણના ઠામ જો. શ્રીગોકુલ. ૩

. આનંદ મંગલ મહારસ સિંધુ ઉલટયો,
કુંજકુંજ પ્રતિ ખેલે શ્રી નંદકુમારજો;
જે નયણે શ્રી ગોકુલીયું નિરખ્યું સહી,
તે નયણાંના ભાગ્ય તણો નહિ પારજો. શ્રીગોકુલ. ૪
શ્રી વલ્લભઘાટે પ્રીતમજી બેસે ઘણું,
કુંજગલીમાં ભીડતણો નહિ પાર જો;
રંગીલી ગલી શ્રીગોકુલપતિ મંદિર જતાં,
પ્રીતમજી ત્યાં વળી લે છે દાન જો. શ્રીગોકુલ. ૫
જગમોહનમાં બેઠક સુંદર શોભતી,
મનોરથ પૂરે શ્રીગોકુલનો નાથ જો;
રમણરેતીમાં રાસમંડલ રચના કરી,
નિરખી હરખી જીવ કૃતાર્થ થાય જો. શ્રીગોકુલ. ૬
ભેટ પહેરામણી ભાવસહિત સહુ ત્યાં કરે,
તેને વહાલો આપે વ્રજમાં વાસ જો;
ઘહેરાં જલ અતિ દીસે સુંદર શોભિતાં,
એવી રીતે કહે છે શ્રીવલ્લભદાસ જો. શ્રીગોકુલ. ૭
બેર બેર શ્રીજમુનાજીને વિનતિ કરૂં,
નિત્ય પ્રતિ રાખો ચરણકમલની છાંય જો;
નિજ ભકતનકી નિજ દાસી હું તમતણી,
કીંકરી કહે મને આપો શ્રીવ્રજમાં વાસ જો; શ્રીગોકુલ. ૮

## ધોળ ૧૩ મું.

મંગલરૂપે મહારાજ મારે મન વસીયાજી,
ઘેર આવો છબીલા લાલ હો રંગના રસીયાજી. ૧
બુધે તે શુદ્ધને બુધ સર્વે ભૂલીજી,
હું તો જોઇ શ્રીમહાપ્રભુજીનાં રૂપ અંગોઅંગ ફુલીજી, ૨
બ્રહસ્પતે તો ભ્રમણા મનની ભાગીજી,
શ્રીવલ્લભવરની સાથ લગની લાગીજી ૩
શુક્રવારનાં સુખ ઘણાં શાં કહીએજી;
શ્રીગોકુલનાથજીને ચરણે ચકોર થઇ રહીએજી. ૪
શનિવારે સંતાપ ગયા સૌ નાસીજી,
હું તો ભવોભવ વલ્લભલાલતણી થઈ દાસીજી. ૫
આદિત્યે આનંદ ઉર ના સમાયજી,
શ્રીગોકુલનાથજીનાં રૂપ કથ્યાં નવ જાયજી. ૬
સોમે તે સોળ શણગાર સજ્યા મેં અંગેજી;
લાલાલહેરી શ્રીગોકુલેશ સંગ રમવા રંગેજી. ૭

## ધોળ ૧૪ મું.

વારી વારી શ્રીગોકુલનાથ તમારા લટકાને. ટેક.
લટકે શ્રીગોકુલ ગામ વસાવ્યું ને, મોટા મંદિરનું રાજરે;
સહુ સેવકને ચરણે રાખો, ચૌદ ભુવનના નાથ, દરશન જઇએરે. ૧

પીળાં પીતાંબર પરવટવાળી, ઓઢયા ઉપરણા સારરે;
કેસર કેરાં તિલક બિરાજે, શિરપર કેસરી પાઘ. દરશન૦ વારી. ૨
કંઠે સોહીએ ડુગડુગીને, હીરાકંઠી અતિ સારીરે;
કંઠે મોતનકી માલા બિરાજે, કુંડલ ઝળકે કાન. દરશન૦ વારી. ૩
સુંદર સારાં કડાં બિરાજે, પહોંચી રત્ન જડાવરે;
બાંહે બાજુબંધ બેરખા બિરાજે, એવા વહાલાને શણગાર. ૪
શ્રીમદનમોહનજી આપ બિરાજે ને, શ્રીબાલકૃષ્ણ નાહાની જોડરે;
શ્રીનવનીતપ્રિયાજી આપ બિરાજે, બડાં વૈષ્ણવનાં ભાગ્ય. ૫
સાતે સ્વરૂપ શ્રીગોકુલમાં બિરાજે, જાણીએ ગૌલોક પુરીરે;
મોટે મંદિર શ્રીગોકુલનાથજી બિરાજે,સામા શ્રીવિઠ્ઠલનાથજીનાલાલ.
શ્રીગોકુલનાથજીને પાર્વતીવહુજી, નિત્ય નવી આરતી પૂરેરે;
લટકે શ્રીગોકુલનાથ આરતિ ઉતારે, સેવકને સુખ આપે. ૭

ઘોળ ૧૫ મું.

આજે આનંદનો ભાણ ઉદય થયોરે, પોતે પ્રકટયા શ્રીગોવર્દ્ધનનાથ;
હેતે પ્રીતેથી વધાવીયે શ્રીનાથનેરે, ૧

સાખી–શ્રીગોકુલગામ સોહામણું, તટ જુમનાંને ત્યાંય;
સુંદર જલ શીતલ ઘણાં કાલિંદીનાં ત્યાંય.
એવા રમણ સ્થલમાં બિરાજે મારો વા,લમોરે, ત્યાંતો થઇ રહ્યો;
આનંદ અપાર. હેતે પ્રીતેથી. ૨

સાખી—ચૌદ લોકના રાજીયા, વાહાલા અવગ્ય સવળ કરનાર;
ધર્મ ધોરિંધર પ્રકટીયા, એવા શ્રીવિઠ્ઠલ પ્રાણાધાર.
એવા શ્રીનાથજીના ચરણકમળમાં આપણેરે, નીતિભક્તિથી વસીયે સદાય.
સાખી—નિજ તિલક માલા ધરી, જાણે વર્ત્યો જે જે કાર;
અન્ય ધર્મ અળગા કરી, રાખી વેદ મરજાદ.
એવા શ્રીવલ્લભવિઠ્ઠલ પ્રભુજીને હું નમું રે, એતો વારીવારી લેછેરે દાણ
સાખી—વ્રજ ઉપર ઇંદ્ર કોપીયો, ગિરિ લીયો ઉઠાય;
મદ ઉતાર્યો મઘવાતણો, એવા શ્રીકુંજબિહાર.
એવા શ્રીગોવર્દ્ધનધારી પ્રભુને વિનવું રે, વાસો વસીયે વ્રજમાં સદાય.૫
સાખી—સરખા સરખી આપણે, મળી સહુ સમાજ;
પ્રીતેથી નિહાળીએ, શ્રી વલ્લભવરને આજ.
એતો પ્રકટયા છે ભક્તહિત કારણેરે, જઇ નમીયે વારંવાર. હેતે. ૬

ધોળ ૧૬ મું.

વ્હાલા લાગો છો ઘણું વહાલા, વલ્લભલાલ વહાલા લાગો છો.
કેસરીયા ધોતી મહારા પ્રભુજીને સોહીયે,છુટા મહેલ્યા છે કેશરે. ૧
કેસરી ઉપરણા માહારા વહાલાજીને સોહીએ, ચાલ લટકંતી ચાલે.૨
કેસરીયા પાઘ મારા પ્રભુજીને સોહીયે, મુખડાં છે પુનમચંદ. ૩
શ્રીવિઠ્ઠલનાથજીના લાલજ કહીયે, રાણી રુક્મણીજીના જાયા. ૪
શોભા બેટીજીના વીરા જ કહીયે, પારવતી વહુજીના કંથ. ૫

ક્ષીક્ષીમાં કામણ કીધું મહારા વહાલા, મારૂં મન હરિને લીધું. ૬
દૈવી જીવને હિત પ્રાકટય લીધું, અનેક જીવ ઉદ્ધાર્યા. ૭
કરજોડીને કહે છે ગોપાલદાસ, રાખો ચરણની પાસ. ૮

### ધોળ ૧૭ મું.

શ્રી ગોકુલ જોવા સરખું રે, રૂડા રસ રંગ ભર્યા;
એવાં જોઈ જોઈ મનડાં હરખ્યાં રે, ભાગ્ય સૌભાગ્ય ભર્યાં. ૧
શ્રી જમુનાજી વહેછેરે, નિરખતાં મહારાં મન ઠર્યાં;
એ તો સદા નિરંતર રમણ કરેછેરે, ભક્તનાં કારજ સર્યાં. ૨
શ્રીજમુનાજી નિર્મલ ન્હાજોરે, અતિ અનુરાગીયાં;
ભવોભવ ભય નિવારોરે શિરપર ગાજીયાં. ૩
અંગીકૃત કીધાં રે વહાલે મારે દાન આપ્યાં;
શ્રીગોકુલપતિ મહિમા ભારીરે, શ્રીવલ્લભવર નામ ધર્યાં. ૪
એવા પ્રભુ મંગલકારી રે, પ્રેમે અમો વર વર્યાં;
મને વેગે આણાં મોકલજોરે, પ્રભુ હું તમારી સેવા કરૂં;
કાંઈ કિંકર દાસ તમારોરે, ચરણરજ શીશ ધરૂં. ૫

### ધોળ ૧૮ મું.

આજ સખી હું તો આનંદ પામી, અખિલ ભુવનપતિ ગરૂડારે ગામી;
પધાર્યા છે અંતર્યામીરે, ચાલો દર્શન જઈએ. ૧
ફુલની ગાદી ને ફુલના તકીયા, ફુલની સેજ બિછાઈએરે; ચાલો.૨

ચીરના ચંદરવાને મંડપ મોટા, બંદનવાર બંધાઇએરે, ચાલો.૩
માનિની ગાવે ને ચોક પુરાવે, મંગલ કલશ ભરાઇએરે; ચાલો.૪
સોના રૂપાનાં તે ફુલડે વધાવો, છત્ર ચમર તે ઢોલઇએરે; ચાલો.૫
વરઘોડો વાલમજીનો આવ્યો, કીર્તન ધોળ તે ગાઇએરે; ચાલો.૬
કાનજી આવે ને મોટા મંડપ રચાવે,હીરજીભાઇને બોલાઇએરે;ચાલો. ૭
વાજીંત્ર વાજેને સ્વર સુહાયે; ઝાંઝ મૃદંગ બજાઇએરે; ચાલો ૮
શ્રીવિઠ્ઠલપ્રભુ વૈષ્ણવ મળીને, શ્રીફલ ભેટ ધરાઇએરે; ચાલો.૯

ધોળ ૧૯ મું.

પિયુજી મુજને વ્રજ જોવાના કોડ કે, વેગે આણાં મોકલોરે;
આવ્યો આવ્યો સાસરીયાંનો સાથ કે. તેણે મુજને એમ કહ્યુંરે. ૧
આજ પિયુજી છેરે સોહાગ તો, છત્ર ચમ્મર ઢળેરે;
આજ વ્રજમાં છેરે આનંદ તો, રાય રાણા આડંગ કરેરે. ૨
સુખીઆ છે સઘલેડો સાથ તો. વાર ભલી એક તણીરે;
જઈ જુઓ શ્રીમંદિર માંહ્ય તો, શ્રીનાથજીની સેવા કરેરે. ૩
જઈ જુઓ શ્રીબેઠક માંહ્ય તો, શ્રીગાદી મુઠે શોભતારે;
જઈ જુઓ રાજદરબાર તો, સુખડેથી સાગર ઉલટયોરે. ૪
જઈ જુઓ શ્રીજમુનાજીની તીરતો, વીરા શોભાજી તણીરે;
ઘેરી રાજને કરૂંરે પ્રણામ તો, દેખી મારૂં મન ઠરેરે. ૫
એરે લીલા છેરે અગાધ તો, મુખડેથી મારે શું કહુંરે;
વળી માગે માધવદાસ તો, ચરણની સેવા દીજીએરે. ૬

## ધોળ ૨૦ મું.

શ્રીલક્ષ્મણભટજીના દ્વારે, ચાલો તો જોવા જઇએ,
જન્મદિવસ છે આજે, મલીને મંગલ ગાઇએ. ૧
બાજે છે ઢોલ નિશાન, નોબત બાજે અતિ નવી,
થાય છે દુંદુભીના નાદ. વેદની ધુની ત્યાં હવી. ૨
બંદી જન બહુ કરે ગાન, વૈષ્ણવ જાય વારણે;
મોતીના ચોક પુરાય, તોરણ બાંધ્યાં બારણે. ૩
શ્રીવલ્લભવરને નવરાવ્યા, કેસર ચંદન ધર્યાં;
મરદન કરીયાં ફુલેલ, સેવકજનનાં મન વસ્યાં.
ઉષ્ણોદક પ્રભુજી નહાયા, અંગવસ્ત્ર અંગ ધર્યાં;
કેસરી ધોતી ઉપરણા, શ્રીપ્રભુજીએ પહેર્યાં. ૫
કુમકુમ ભાલ તિલક અક્ષત સોહે પીળા;
પીઢાયે બેઠા શ્રીવલ્લભ વૈષ્ણવ નિરખે લીલા. ૬
જોવાને દેવતા આવ્યા, માર્કંડની પૂજા સમે;
શ્રીફલ ફોફલપાન દક્ષણા જેને જે ગમે. ૭
સગાં કુટંબ સહુ સાથ, ભોજન કીધાં પ્રીતશું;
બંદીજન વિવિધ પ્રકાર બીડાં આપ્યાં રીતશું. ૮
સરવે વૈષ્ણવજનને પ્રસાદી જુઠણ દીધી છે;
એ શોભા જોતાં હરિદાસ પ્રીતે કરી લીધી છે. ૯

## ધોળ ૨૧ મું.

શ્રીગોકુલ સાસરીયે જાવું, આણું તો મોહનવરનું આવ્યું;
લખ્યું શ્રીહસ્તતણું ભાવ્યું. શ્રીગોકુલ. ૧
જાવું છે લટકે ને મટકે, મોહનવર જોઇ જાઇ મન અટકે;
પાયે નેપુરીયાં ઠમકે. શ્રીગોકુલ. ૨
આભરણ પહેર્યા છે અંગે, સખીજન શોભે છે સંગે;
મોહન વર જોઈ જોઇ મન રંગે. શ્રીગોકુલ. ૩
વાટલડી તો જોવે છે વહાલો, સખી વેગે વહેલેરાં ચાલો;
નયણાં ભરી પ્રીતમજી નિહાળો. શ્રીગોકુલ. ૪
સાસરીયું મનેવહાલેરૂં લાગે, ત્યાં મારી કામવાસના ભાગે;
મોહનવર જોઇ જોઇ રઢ લાગે. શ્રીગોકુલ. ૫
સખી મ્હારે આ અવસર રૂડો, અવિચલ અખંડ પહેર્યો ચુડો;
મ્હારે શ્રીગોકુલપતિ વર રૂડો. શ્રીગોકુલ. ૬
અદ્દભુત લહેર તરંગ ભારી, શ્રીયમુનાજલ ભરવી છે ઝારી,
મોહનપર વારંવાર વારી. શ્રીગોકુલ. ૭
શ્રીવલ્લભ નામ સદા રટવું, નિત્ય સુજાતિમાં રહેવું;
સદા શ્રીચરણ કમલ સેવું. શ્રીગોકુલ. ૮

## ધોળ ૨૨ મું.

માગશર સુદિ સાતમદિન, ધન્ય પ્રાગટ્યએ;
ભુમિ ભાગ્ય ધન્ય એહ, જન્મ શ્રી વલ્લભએ. ૧

પ્રયાગ મધ્યે પધારીયા, પુરુષોત્તમએ;
ભુતલ ધરિયો દેહ, જન્મ શ્રી વલ્લભએ. ૨
શ્રી મુખ વ્રજ જન લોચન, દુ:ખ મોચન એ;
જુવતિ જીવન એહ, જનમ શ્રી વલ્લભ એ. ૩
શ્રીમદ્વિઠ્ઠલ વલ્લભ, જન વલ્લભએ;
જગ વલ્લભ છે એહ, જનમ શ્રી વલ્લભએ. ૪
વરણી ન શકું એક વાયક, સુખ દાયક એ;
એવો લાયક નહિ કોઇ જેહ, જનમ શ્રી વલ્લભએ. ૫
નવ નાગર રૂપ આગર, ગુણ સાગર એ;
કારણ કોટિક જેહ, જન્મ શ્રીવલ્લભ એ. ૬
મધુર વાયક રસ દાયક, વ્રજ નાયક એ;
શોભા સિંધુ એહ, જનમ શ્રી વલ્લભએ. ૭
મોદ ભર્યા માયે નહિ, મેહેલી મર્યાદ એ;
જુથ મળ્યા બહુ તેહ, જનમ શ્રી વલ્લભએ. ૮
ગગન ગુલાલે છાઈયો, કેસર રંગ એ;
આનંદ સાગર એહ, જનમ શ્રી વલ્લભએ. ૯
નૃત્ય કરે વ્રજ સુંદરિ, રસ ભરિયાં એ;
સુધ ન સંભારે દેહ, જનમ શ્રી વલ્લભએ. ૧૦
મોહન મોદ માયે નહિ, ગોકુલ સુખ એ;
આભુષણ અંબર દેહ, જન્મ શ્રી વલ્લભએ. ૧૧

## ધોળ ૨૩ મું.

આજ સખી શ્રી વલ્લભ જાયો, ભયો સબનકે મનકો ભાયો. ૧

શ્રી વિઠ્ઠલગ્રહ મંગલ ગાવત, પ્રગટયો આનંદ સબ મન ભાવત. ૨

ભાગ્ય ઉદિત ભયો સોદિન આયો,

સબ સખીયન મીલી ખેલ મચાયો. ૩

માનુની કમલ કમોદની ફુલી, પીયાકો મુખ દેખત ગતિ ભુલી. ૪

વ્યાકુલ ભઇ સબ વ્રજકી નારી, ન શકતિ અપનો આપ સંવારી. ૫

કેસરિ ભની કુમકુમ ઘોળે, પીયાકે રસમેં કરત કલોલે. ૬

ઘરઘર આનંદ હોત વધાઈ, સેવક જનકું મહાનિધિ પાઇ. ૭

ભક્ત જુ બાંટત હરખ બધાઇ, મધુ મેવા પકવાન મિઠાઇ. ૮

રંગ મંદિરમેં રંગ રચ્યો હે, કેસરી કિચ તહાં બહોત મચ્યો હે. ૯

ભીર ભઇ લાલનકું ભાવત, વ્રજ તરૂણી મનમોદ બઢાવત. ૧૦

પંચ શબ્દ બાજે બાજતહેં, સુની નિર્ઘોષ સુરપતિ લાજતહેં. ૧૧

દેવ મુનિ સબ સુની સુની હરખત,

વિમાન ચઢે કુસમની ધન વરસત. ૧૨

વ્રજકી લીલા કહેત ન આવત, શ્રી વલ્લભ પ્રાગટય સબ મન ભાવત.

જન્મ દિવસકો ઉમંગ્યો મહારસ,

ઉલટયોં સિંધુ પ્રગટયો આ જશ. ૧૪

સેવક જનકું ઈતનોં ચહિયે, પીયાકો રસ પીવતન અઘૈયેં. ૧૫

શ્રી વલ્લભ ક્રોડ વરસ ચીરંજીવો. આજ સખી.શ્રી વલ્લભ જાયો.૧૬

## ધોળ ૨૪ મું.

સખી હો અગહન માસ ભલે આવ્યોરે, ભક્તનકી જીવન લાવ્યો;
સખી હો અગહન માસ ભલે આવ્યોરે. ટેક. ૧
સખી શુકલ પક્ષ શુભ સારરે, તેમાં સુદી સાતમ શુભ વાર. ૨
ઘડી એકને છપ્પન પલરે, જન્મ્યા શ્રી ગોકુલનાથ. સખી હો. ૩
સખી શ્રીવિઠ્ઠલજીને ઘેરરે, આનંદ કહ્યો નવજાય. સખી હો. ૪
સખી શ્રીરૂક્મિણીજી માતરે,જન્મ્યા તતે જગત્ વિખ્યાત.સખી.હો.૫
સખી ભક્તતે ફુલ્યા અંગેરે, ઉત્સવ કરે મન રંગે. સખી હો. ૬
સખી રસિયાં તે બહુ પેરેરે, લાવે આનંદ ઉલટ ભેર. સખી હો. ૭
સખી સામગ્રી બહુ પેરેરે, લાવે આનંદ ઉલટ ભેર. સખી હો. ૮
સખી માગશીર સુદની સાતમરે,આનંદ કહ્યો નવ જાય.સખી.હો.૯
સખી શ્રી ઉત્સવને દિનરે, ઉઠયા પ્રાણ જીવન. સખી હો. ૧૦
સખી કેસર રસ બહુ લાવેરે, ફુલેલ તણો નહિ પાર સખી હો. ૧૧
સખી ધોતી ઉપરણા બહુયરે આભ્રણ કહ્યાં નવ જાય. સખી.હો.૧૨
સખી માર્કંડય પૂજા થાયેરે, કરે શ્રી રૂક્મિણીજી માત. સખી હો.૧૩
સખી આરતિ જલહલ જયોતરે, કરે પરમ પનોતી પ્રીત સખી હો.
સખી એ સુખ નિરખે સારરે, પ્રીતે તે વલ્લભદાસ. સખી હો. ૧૫

## ઘોળ ૨૫ મું.

સખી ધન્ય ધન્ય ધન્ય દિન આજનો એ જીરે,
પધાર્યા શ્રી ગોકુલનાથ; વધાઇરે દીજીયે એ જીરે. ૧
જીરે ધન્ય ધન્ય માત શ્રીરૂક્મિણી એ જીરે,
ધન્ય ધન્ય શ્રી વિઠ્ઠલ તાત. વધાઇરે. ૨
જીરે ધન્ય ધન્ય તૈલંગ તિલક મણી એ જીરે,
ધન્ય ધન્ય દ્વિજ રૂપ મહારાજ. વધાઇરે. ૩
જીરે એ પ્રાગટય અતિ અભિનવું એ જીરે,
ધન્ય ધન્ય એ માગશિર માસ. વધાઈ. ૪
જીરે ધન્ય ધન્ય શુકલ પક્ષ સપ્તમી એ જીરે,
ધન્ય ધન્ય ભલો ભ્રગુ વાર. વધાઇ. ૫
જીરે ધન્ય ધન્ય લગનએ શુભ ઘડી એ જીરે,
પ્રગટયા પુરુષોત્તમનાથ. વધાઇરે દીજીએ એ જીરે. ૬
જીરે નિજ જન મન આનંદ ઘણો એ જીરે,
મહા ઉત્સવ માંગલ્ય સાજ. વધાઇ. ૭
જીરે ઘર ઘરથી આવે આનંદ ભરી એ જીરે,
હસ્ત ધરી કનક મોતી થાર. વધાઇ. ૭
જીરે ધન્ય ધન્ય ભકત સુભાગીઆ એ જીરે,
નિરખે છે પ્રાણ આધાર. વધાઇરે દીજીએ એ જીરે ૯

જીરે તન મન ધન ન્યોચ્છાવરી એ જીરે,
કરે તે સકલ નર નાર. વધાઇ. ૧૦
જીરે માંગલ્ય તિલક કુમ કુમ કરી એ જીરે,
કરે મંગલ જય જયકાર. વધાઈ. ૧૧
જીરે બડભાગીનીરે સુહાસણી એ જીરે,
આરતિ ઉતારે વ્રજનારી. વધાઇ. ૧૨
જીરે મોતીના ચોક પૂરાવીયા એ જી રે,
થંભ રોપ્યા કદલી અપાર. વધાઇ. ૧૩
જીરે શેરીયે સોહીએ સાથીયા એ જી રે,
કીધા ધુપ અગર કેરાસાર. વધાઇ. ૧૪
જીરે ગ્રહપ્રતિ ગુર્ણારે ફરહરે એ જી રે,
તરીયા તોરણ સોહીયે દ્વાર. વધાઇ. ૧૫
જીરે વાજીંત્ર વિવિધ પેરેવાજહી એ જી રે,
પંચ શબ્દ મૃદંગને તાલ. વધાઇ. ૧૬
જીરે દુદુંભી વાજે અતિ ઘણાં એ જી રે,
ભેરી શરણાઈને ઝાંઝ. વધાઈ. ૧૭
જીરે મહુવર વીણા વાંસલી એ જી રે,
બીજાં વાજાં તણો નહિ પાર. વધાઇ. ૧૮
જીરે શ્રી ગોકુલ સર્વ ગાજી રહ્યું એ જી રે,

શ્રી જમુનાજી ઉમંગ ન માય. વધાઇ. ૧૯
જીરે માગણ, બંદી અપ્સરા એ જી રે,
નાચે છે અંગ અપાર. વધાઇ. ૨૦
જીરે વેદના ઉચ્ચાર બહુ વિધિકરે એ જી રે,
કરે વ્રજજન બહુ પ્રીતિ. વધાઈ. ૨૧
જીરે શ્રી વિઠ્ઠલજી દાન આપે ઘણું એ જી રે,
મન વાંચ્છિત જેહની રીતિ. વધાઇ. ૨૨
જીરે કારણ જાણી મન અભિનવું એ જી રે,
પ્રગટયા પુરુષોત્તમ નાથ. વધાઇ. ૨૩
જીરે જન્મલીલા એ વર્ણવું એ જી રે,
કાંઇ કહેતાં ન આવે પાર. વધાઇરે દીજીયે એ જી રે. ૨૪

ધોળ ૨૬ મું.

જીરે ધન્ય ધન્ય ધન્ય દિન આજનોરે,
પ્રકટયા શ્રી ગોકુલ નાથ ઉત્સવ ઘેર આપણેરે. ૧
ધન્ય ધન્ય માતા રૂક્ષ્મણિરે,
ધન્ય ધન્ય શ્રી વિઠ્ઠલ તાત; ઉત્સવ ઘેર આપણેરે.
ઘડી એક છપ્પન પળેરે, પ્રકટયા પ્રાણ આધાર. ઉત્સવ. ૩
માગશર માસ સોહામણોરે, તેમાં શુદ સાતમ શુભવાર. ઉત્સવ. ૪

આવો મળો સાહેલડીરે, મળીયને મંગળ ગાઓ. ઉત્સવ. ૫
જીરે કેસર ચંદન છાંટણાંરે, જીરે મોતીના ચોક પુરાઓ. ઉત્સવ. ૬
જીરે કદળીના સ્થંભ ઉભા કર્યારે, જીરે તોરણ બાંધ્યાં છે. દ્વાર.ઉ. ૭
જીરે મંડપ છાયોરે મોદશું રે, જીરે અગર કાંઈ અપાર. ઉત્સવ. ૮
જીરે લખો વૈષ્ણવને કંકોતરીરે, જીરે તેડાવો સુજાતિનો સાથ. ૯
જીરે પેહેરામણી કરો મન ભાવશું રે, જીરે લેવરાવો મહાપ્રસાદ. ૧૦
જીરે ગવરાવો ગુણ મહાપ્રભુ તણારે, જીરે કરી કરી બહુ સન્માન. ૧૧
જીરે ભેટ કરો મન ભાવતી રે, આપો વિપ્રને બહુ દાન. ઉત્સવ. ૧૨
જીરે કળિયુગમાં કરૂણા કરીરે, જીરે પ્રભુ પધાર્યા પ્રાણેશ. ઉત્સવ. ૧૩
જીરે વલ્લભદાસ વિનતિ કરેરે, કહે જય જય શ્રી ગોકુલેશ. ઉ. ૧૪

ધોળ ૨૭ મું.

ભલે જનમ્યા શ્રી ગોકુળનાથ, સાંભળ સાહેલી;
વર વરૂં રે શ્રી વલ્લભરાજ વેગે સહુ પહેલી. ૧
ભક્ત અર્થે પ્રાગટ્ય હવું ને સરિયાં સહુનાં કાજરે;
સખિ સુજાતિ સહુ મળી જઈ, જોયા શ્રી વલ્લભરાજ.સાં.વંર. ૨
ગાદી તકીયે બિરાજતાં પ્રભુ, બોલે મધુરા બોલરે;
આ રૂપ રસાળું જોઇને હું, કોને કરૂં સમતોલ. ૩

નેન રસિલાં રસ ભર્યાંને અધર સોહે રસાલરે;
દંત પાંત દાડમ કલિ ગ્રિવા, સોહે તુલસિ માલ. સાં. વર. ૪
ધોતી ઉપરણો કેસરીને, કેસર ભીની પાઘરે;
લિલાવટ તિલક સોહામણું, આભુષણ સોહે અંગ. સાં. વર. ૫
પ્રગટ પ્રભુજીને જોઇને, માહારૂં મન રહ્યું છે મોહિરે;
નિરખી મન હરખે ઘણું, ગત્ય ભૂલિ છે સહુ કોઇ. સાં. વર. ૬
પિઠે પ્રભુજી બિરાજતાને, આપણ નમાવતાં શીષરે;
શ્રી હસ્તે માથું ઉઠાવતા, આપણાં તે પ્રાણાધીશ. સાં. વર. ૭
વાત કરંતાં વિનવીને, વીંટી રહેતાં રાજયરે;
અચળ સોહાગી માથે ધણી, પહેરતાં નવા નવા સાજ.સાં. વર. ૮
અંગે આભુષણ પહેરતાં, ઉપજાવતાં અતિશે મોદરે;
હસી હસી પ્રભુ શું બોલતાં, કરતાં હાસ્ય વિનોદ. સાં. વર. ૯
સંસારનું સુખ સઘળું પામ્યા, પામ્યા એ વરરૂડોરે;
લૌકીકમાં મને કાંઇ ન સૂઝે, કાળ દિસે છે કુડો. સાં. વર. ૧૦
આજ કાલની છે નહિ, છે પૂર્વ જન્મની પ્રિતરે;
પોતાની જાણીને પાર ઉતારો,વહાલા બતાવો રસની રીત.સાં.વર. ૧૧
નવ જોબન વ્રજ ભામીની તે, હસિ હસિ મુખડું જુએરે;
ભુતલપર ભેદિ વળી, માહારા પ્રભુ સમાન નહિ કોઇ. સાં. વર. ૧૨
માહાપ્રભુ સુખ આપે ઘણું, માહારે દુર્લભ આજનો દિનરે;

દિન ઉપર દયા કરો, હું થઇ રહિ આધિન. સાં. વર. ૧૩
દરશનમાં સુખ દેછે ઘણું તો, શરણે શાનું દુઃખરે;
રાત દિવસ સેવા કરૂં, નિહાળું પ્રભુજીનું મુખ. સાં. વર. ૧૪
જોયા વિના જીવ આકુળ વ્યાકુળ, કાંઈએ ન લાગે હાથરે;
ભુખ તરસ સરવે તજી, જતી રહી શુધને સાન. સાં. વર. ૧૫
ગિરિયે પ્રભુ પધાર્યા જોઉં, વાહાલાની વાટરે;
પધાર્યાનો સમય થયો, જોતિ રહી વલ્લભ ઘાટ. સાં. વર. ૧૬
સદા સર્વદા એઉના ગુણ, સહુ મલી ગાઓરે;
ચરણે રહી દંડવત કરૂં, બલિહારી દાસનો દાસ. સાં. વર. ૧૭

ધોળ ૨૮ મું.

શ્રી ગોકુલનાથ સોહામણારે,એમના રુપ તણો નહિપાર હો લાલ. શ્રી.
શ્રી અંગ કાંતી હું શી કહું રે, દેખી શોભા પામી લાજ હો લાલ. શ્રી.
પ્રાતઃ ઉઠે મંગળા સમેરે,નિત્યનાં કૃત્ય કરે સહુ નેગ હો લાલ. શ્રી. ૩
તેલાભ્યંગ તે કરીઅનેરે, નાહ્યા પ્રાણતણા આધાર હો લાલ. શ્રી. ૪
ભીતર વેગા પધારીયારે,વળીયો સર્વ સમાજ હો લાલ.શ્રી ગોકુલ.૫
ઘેર આવી ચિત્ત વિવહળ થયાંરે,મનડાં આકુળ વ્યાકુળ થાય હોલાલ.
પંથ નિહાળે પ્રાણેશનોરે, જેને એસો લાગ્યો રંગ હો લાલ. શ્રી. ૭
બહાર કયારે પધારશેરે, સુખ નિધિ શ્રી વલ્લભ રાજ હો લાલ. શ્રી. ૮
એટલે આવી વધામણીરે,પધાર્યા મોહનવર સુખદાઈ હો લાલ શ્રી. ૯

ધસિ મસીને ચાલીયાંરે, ઘરનાં કારજ વિસાર્યાં હો લાલ. શ્રી. ૧૦
સાથ સહુ મળીને આવીયોરે, જોવા પ્રાણતણા આધાર હો લાલ. ૧૧
સોલે શણગારતે કરીઅનેરે, રમવા પ્રિતમજીની સાથ હો લાલ. ૧૨
ભીંતે અટકી ઉભા રહ્યારે, જાણે કોટિક પ્રગટયો ભાણ હો લાલ. ૧૩
કરણે કુંડળ ઝળકિ રહ્યારે, જાણીયે રત્ન કેરી પાંત હો લાલ શ્રી. ૧૪
એ સુખ જોઇને ફુલીયારે,પ્રિતે વલ્લભદાસ હો લાલ.શ્રી.ગોકુલનાથ.૧૫

ધોળ ૨૯ મું.

આજ આનંદ માહારે આત ઘણો, શ્રી ગોકુલ જય જયકારરે.
ધન્ય ધન્ય નંદ જસોમતિ, જેણે જાયા જુગદાધારરે,
કુમકુમ ચંદન છાંટણાં અને, મોતીડે ચોક પૂરાયરે.
શુભદિન શુભદિન શુભ ઘડી, શુભ વેળાને શુભ વારરે;
લગ્ન મહુર્ત કંકોતરી, લખી લાવ્યા ગર્ગાચાર્યરે,
આપે એઉને વધામણી, અને જાચક ઉભા દ્વારરે.
દધિ છાંટે ગોવાળીયા, કાંઈ નાચે નરને નારરે,
કુસુમ વૃષ્ટિ સુરપતિ કરે, જન ગોવિંદ બલિ બલિ જાયરે.

ધોળ ૩૦ મું.

આજ અચાનક આનંદ રૂપી ઉદય થયો છે ભાણજો,
માહારે મંદિરીયે પધાર્યા શ્રી ગોકુલનાથજી જો. ૧
બેની તાહારા ભાગ્ય તણો નહિ પારજો,
સુંદર વર પામ્યા શ્રી ગોકુલનાથજી જો. ૨

ટાળ્યાં વહાલે જન્મ જન્મનાં દુઃખ જો,
નામ સમર્પણ આપીને પાવન કર્યાં જો. ૩
ખડ સુકાંને સીંચન કરવા આશ જો,
અધરામૃત આપીને સહુ સીંચન કર્યાં જો. ૪
અંગ તપે છે સ્પર્શ કરવા આશ જો,
ચરણામૃત આપીને સહુ પાવન કર્યાં જો. ૫
ઘણા દિવસના વાહાલાના વિયોગ જો,
સખી આજ થયો છે નયણાનો મેળાવડો જો. ૬
શ્રી ગોકુળ ઇંદુ પ્રગટયા પુરણ બ્રહ્મજો,
સુખ સાગર માહારસની વરખા કરી જો. ૭
નધ પલ્લવ થઈ વાહાલાજીની સૃષ્ટિ જો,
બેહુ કરણે મહા અમૃત સીંચન કર્યાં જો. ૮
તમ શું વહાલા પૂર્વ જન્મની પ્રિત જો,
મુને આણું કરવા બની ઠણીને આવીયા જો. ૯
પહેરો સહીયર શોભિતા શણગાર જો,
નયન સેનદે વાહાલાને રીઝાવીએ જો. ૧૦
કહ્રાં કાંબી ઝાંઝરનો ઝમકાર જો,
રૂમ ઝુમ રૂમ ઝુમ નેપુર પાયે ઠમકતાં જો. ૧૧

ઘુગરડીનો નાદ અનુપમ સાર જો,
દરશન કરવા ચાલો સહીયર ઠમકતાં જો. ૧૨
આ અવસર છે પ્રભુ ભજવાનો સારજો,
લાજ તજીને લ્યો વાહાલાનાં ભામણાં જો. ૧૩
લાજે વણશે સહીયર માહારાં કાજ જો,
જન્મ કૃતારથ કીધા વાહાલે આપણા જો. ૧૪
એ રસને જે અનુસરશે નર નાર જો,
અચળ સોહાગી નીજ દાસી સંગે થશે જો. ૧૫
નિજદાસીના પુર્યા વાહાલે કોડ જો,
આનંદ ભર હીંડે છે મોડા મોડમાં જો. ૧૬

## ઘોળ ૩૧ મું.

ભલે આવીજી માજમ રાત, માગશર સુદ સાતમ ભલીજીરે.
પૂછ્યાં તૈલંગ દ્વાર, શ્રી વિઠ્ઠલ ગ્રહે પધારિયાજીરે, ૧
જીવનો ભાગ્યો ભ્રમ, પુરુષોત્તમ પ્રકટ હવાજીરે;
જીરે થઇ પુષ્ટિ શું પ્રીત, મર્યાદા મૂકી મજ્યાજીરે, ૨
જીરે સાધન સર્વે એ રીત, ભાવ તેહના ભગવદીજી,
જીરે શ્રી વિઠ્ઠલ નંદન સોહે, મારૂં માગ્યું મને આપીએજી. ૩
જીરે પ્રથમ પુરુષોત્તમએ, અવર ભાવ આવે નહિજી;
જીરે બલિહારી માધવદાસ, પાસ પોતાની રાખીએ જી. ૪

## ઘોળ ૩૨ મું.

આજ વ્રજની શોભા અતિ ઘણી, ઘેર પ્રકટીયા શ્રી ગોકુલ ધણી;
ગોપી ગોવાળ મળિયાં સર્વે સુણી, ધાઈ આવો શ્રી વિઠ્ઠલવર ભણી.૧
એ શોભા નિજ મંદિર તણી, તે જોવાએ કોણે અદક્ષણી;
મણિ માણેક જડીઆં બારણે, સેવક જનને સુખ કારણે. ૨
ઘેર ઘેરથી ગોવાળ આવેરે, માખણ દહિં દુધ લાવેરે;
સાથે સુરભિ લલના લાવેરે, મુખ લટકતાં ભાવેરે. ૩
ગોવાળ નટવર ભેખ ધરિયો રે, મસ્તક દધિ માટ ભરિયો રે;
છીરકે છે માંહો માંહે રે, ઘરે રહી શ્રી વિઠ્ઠલજીની બાંહ્યરે. ૪
ત્યાંતો સર્વસ્વ આનંદ લીજેરે, માતા રૂક્ષ્મણિજીનાં મન રીઝેરે;
રાજનને આદર માનરે, આપ્યાં બીડી ને પકવાનરે. ૫
કર ગ્રહીને કર્યા પ્રણામરે, વ્હાલે ભવનાં બન્ધન કાપ્યાં રે;
વૈષ્ણવને માગ્યાં આપ્યાંરે, સેવકજન ઉભા દ્વારેરે. ૬
ત્યાંતો તન મન સર્વે વારેરે, વ્હાલે આપ્યો વ્રજમાં વાસરે;
બલિહારી માધવદાસરે; આજ વ્રજની શોભા અતિ ઘણીરે. ૭

## ઘોળ ૩૩ મું.

શ્રી વલ્લભ વરજી આવ્યાને, મોતીડે વધાવ્યાજી;
આનંદ આનંદ થઇ રહ્યોજી. ૧
કુમકુમ કેરા છડા દેવરાવું, ને મોતીના ચોક પુરાવુંજી;

તોરણ બંધાવું રે દ્વારે શોભીતાજી. ૨
કંદલીના ખંભે દ્વારે રોપાવું ને, શેરીએ કાચ ઢળાવુંજી;
મંડપ રચાવું રે ફુલ મોગરેજી. ૩
આરતી ઉતારૂં પ્રાણ જીવનની, માણેક મોતીએ વધાવુંજી;
તન મન ધન કરૂં વારણેજી. ૪
શ્રી રૂક્ષ્મણી લાલને નયણે નીરખુંજી, હૈડામાં ઘણું હરખુંજી;
નીરખીને નયણાં તૃપ્ત ન થાયજી. ૫
પારવતી પતિને જોઇને, મન મ્હારૂં રહે મોહી;
જગત પુરૂષોત્તમ પ્રગટીયાજી. ૬
જુગ જુગ જીવો શ્રી વલ્લભ મહાપ્રભુ, ભક્ત પ્રાણ આધારજી;
આશીષ દેછે સરવે કામનીજી. ૭
શ્રી ગોકુલ પતીને વારણે જાવું, હરખે પ્રભુ ગુણ ગાઉંજી;
દાસનો દાસ જાય વારણેજી. ૮

## ધોળ ૩૪ મું.

શ્રીય વલ્લભ કુલ પ્રકટિયો ભાણજી, કોટિ કલા શ્રી ગોકુલનાથજી જી. ૧
પાર્વતી વહુજીના કંથ નિગમ ન જાણે અંત,
શેષ સહસ્ત્ર મુખે જેહ જપેજી. ૨
ગૌરીપતિ ધરે ધ્યાન મંગલ કોટિ નિધાન,
સૂર બ્રહ્માદિકની ગમ નહિજી. ૩

શુકજીએ જેને ગાયા ધન્ય ધન્યરે શ્રી રૂક્ષ્મણિજી માય;
પ્રેમે પ્રકટયા શ્રી ગોકુલનાથજી જી. ૪

હું બલી જાઉં શ્રી ગોકુલગામજી,
જયાં માહારો વાહાલોજી પધારીયાજી. ૫
દીન થઇને પૂછું વાત, બલી જાઉં શ્રી ગોકુલનાથ;
માધવદાસ જોઈ જાયે બલિહારડેજી. ૬

ધોળ ૩૫ મું.

આજ સખી શ્રી વલ્લભ જાયો, ભયે સબનકે મનકો ભાયો. ૧
શ્રી વિઠ્ઠલ ગ્રહે મંગલ ગાયો, પ્રકટે હે આનંદ સબ મન ભાયો. ૨
ભાગ્ય ઉદિત ભયો સો દિન આયો, સબ સખીઅન મીલી ખેલ મચાયો. ૩
વ્યાકુળ ભઇ સબ બ્રજકી નારી, ન શકત અપનો આપ સંભારી. ૪
કેસરી ભીની કુંકુમ ઘોળે, પીઆ કે રસમાં કરતી કલોલે. ૫
રંગ મંદિરમાં રંગ રચ્યો હે, કેસર કીચ ત્યાંહાં બહોત મચ્યો હે. ૬
ભીર ભઇ લાલનકું ભાવે, બ્રજ તરૂણી મન મોદ ન માવે. ૭
ઘર ઘર આનંદ હોત બધાઇ; સેવક જનકું મહા નિધિ પાઇ. ૮
ભક્તને બાંટત હરખ બધાઈ, મધુ મેવા પકવાન્ન મીઠાઇ. ૯

× × × × ×

× × × × × ૧૦

ધોળ ૩૬ મું.

આજ આનંદ મન અતિ ઘણો. સખી સાંભળો વાતરે;
શ્રી ગોકુલનાથજીરે, અમ ઘેર આવીયારે. ૧
સખી આવો મળોરે સુહાસણી, મળી મળીયને મંગળ દીજેરે;
કાંઈ ભામનડાં લીજેરે, શ્રી ગોકુલનાથજીનાં. ૨
સખી ધન્ય ધન્ય જન્મ અમારડો, શ્રી વલ્લભજી વર પામ્યારે;
કાંઇ સંસારનાં સુખ વામ્યાંરે, શ્રી ગોકુલ સાસરીયે. ૩
સખી ઝરમર વરસે મેહુલો, આ હમારી ચાદર ભીજેજીરે;
કાંઇ આભ્યંતર રીઝેરે, વાહાલાજી શું મરકલડે. ૪
સખી મરકલડે મુખ જોવંતાં, માહારૂં ચિત્ત હરિને લીધુંરે;
કાંઇ આ શું રૂડું કીધુંરે, શ્રી ગોકુલનાથજીએ. ૫
સખી મળીએ છે તેવડી તેવડીરે, સહુ વ્રજ સુંદરીની ટોળીરે;
કાંઇ ભમરશ્યાં લોભીરે, વાહાલાજી શું રંગ રમતાં. ૬
સખી રંગ વિહારની રૂડી રાતડીરે, મેં તો રજનીજાતીએ નવજાણીરે;
કાંઈ માધવદાસના સ્વામીરે, પૂરણ પ્રીતે પામીયાએરે. ૭

ધોળ ૩૭ મું.

શ્રી ગોકુલ જોવા સરખુંરે, રૂડા રસ રંગ ભર્યા;
એવું જોઇ જોઇ નિરખુંરે, ભાગ્ય સુહાગ ભર્યા. ૧
શ્રી માહારાણીજી ગેહેરાં વહેછેરે, નિરખતાં મારાં મન ઠર્યાં;

સદા નિરંતર રમણ કરેછેરે, ભક્તનાં કારજ સર્યાં. ૨
અંગી સૃષ્ટિ ન્યારી કીધીરે, અવારી દાન કર્યું;
શ્રી ગોકુલ પતિ મહિમા ભારીરે, શ્રી વલ્લભવર નામ ધર્યું. ૩
એવા પ્રભુ મંગળકારીરે, પ્રેમે કરી એ વર વરૂં;
મને વેગે આણાં મોકલજોરે, અહરનિશ સેવા કરૂં. ૪
કીંકરડી દાસી તિહારીરે, ચરણ રજ શીષ ધરૂં. ૫

ધોળ ૩૮ મું.

શ્રી ગોકુલ વાસો વસીઆરે, માહ્રા બડભાગીઆ;
શ્રી જમુનાજી નિર્મળ નાહાશુંરે, સદા સુહાગીયા. ૧
રમણ સ્થળ નીકે જોજોરે, આનંદ મ્હાલીયાં;
પ્રભુજીનાં દરશન કરજોરે, સકળ દુઃખ વામીયા. ૨
વિનતિ ચિત્તમાં ધરજોરે, કહું છું રાજને;
હું તો સદા તિહારી દાસીરે, વિનવું રાજને. ૩
હવે દુઃખના દિવસ ઘણા વરત્યારે, જીવું ગુણ ગાઈને;
કિંકરડી દાસી તીહારીરે, મીલો ઉર ધાઈને. ૪

ધોળ ૩૯ મું.

ભલે જનમ્યા શ્રી ગોકુલનાથ, ભક્તિ મારગ સ્થીર સ્થાપવાજી;
જીરે રાખવા વેદ મરજાદ, નિજ જનને સુખ આપવાજી. ૧
જીરે વરત્યો જેજેકાર, બંદીજન બહુ જશ ભણેજી;

જીરે વાજીંત્ર વિવિધ પ્રકાર, શ્રી વિઠ્ઠલજીને બારણેજી. ૨
જીરે રંગ મચ્યો સીંધદ્વાર, જુવતીનાં જુથ મોહી રહ્યાંજી;
જીરે એ સુખ કહ્યાં ન જાય, મોહનલાલને જોઇ રહ્યાજી ૩
જીરે આપે સકળ વ્રજનાર, વદન નિહાળે વળી વળીજી;
જીરે ઉપન્યો છે અતિ ઘણો મોદ, મંગળ ગાયે મળી મળીજી. ૪
જીર નખ શીખ રૂપ અનુપ, અંગ અંગની છબી શું કહુંજી;
જીરે ત્રીભુવન મોહનરૂપ, શોભાનો પાર તે નવ લહુંજી. ૫
જીરે જેજે શ્રી ગોકુલનાથ, કલીયુગમાં કરૂણા કરીજી;
જીરે દ્વીજરૂપે અવતાર, ભક્તની આરતી મન ધરીજી. ૬
જીરે આપણે સહીઅર સાથ, સંસાર સઘળો વામીયાંજી;
જીરે શ્રી વિઠ્ઠલજીનો લાલ, પૂરણ પ્રીતે પામીયાજી; ૭
જીરે આ છબી ઉપર આજ, તન મન ધન કરૂં વારણેજી;
જીરે નિરખી મનોહર રૂપ, રૂપાંબાઈ જાયે વારણેજી. ૮

ધોળ ૪૦ મું.

કૃપા કરો પ્રભુજી તમો, જીરે હું બલિહારી જાઉં;
તમારા પ્રાગટય તણીજીરે, જન્મ લીલા ગાઉં.
ઉત્તમ સુદિ સાતમ ભલીજીરે, ધન્ય ધન્ય માગશર માસ;
શ્રી વિઠ્ઠલ ગ્રહ પધારીને, પુરી મનડાંની આશ. કૃપા. ૨
પ્રયાગ મધ્યે પ્રગટીયાજીરે, એહ અલૌકિક રૂપ;

સેવકજન સુખ પામીયા, જીરે શ્રી વ્રજપતિ એ ભુપ. કૃપા. ૩
ભક્તિ મારગ રાખવા, જીરે કરવા તે મોટાં કાજ;
દામોદરદાસજીએ એમ જણાવીયું, ભાગ્ય હમારો આજ. કૃપા. ૪
પૂરણ પુરુષોત્તમ પ્રગટીયા, જીરે ધન્ય ધન્ય શ્રી રૂક્ષમાંણી માત;
કૃષ્ણદાસીજીએ એમ જણાવીયું, આએ શ્રી ગોકુલનાથ. કૃપા. ૫
શ્રી શોભાજી સુખ પામીયાંજીરે, ઉલટ અંગ ન માય;
અચરજ દીઠું અતિ ઘણું, વચને કહ્યું એ ન જાય. કૃપા. ૬
કમલ લોચનની છબીજીરે, અંગ અંગ કોટિ પ્રકાશ;
મંગલ ગાયે મોદશું, જીરે પુરી મનડાંની આશ. કૃપા. ૭
સુંદર શોભા મહારા નાથની, જીરે નિરખતાં નેન ન અઘાય;
જીરે વદન કમલ નિહાળીને, જનની બલી બલી જાય. કૃપા. ૮
જુવતી જુથ ટોળે મળી જીરે, હૈયલડે હરખ ન માય;
રાણી રૂક્ષ્મણીજીના લાલને, સહુકો વધાવાને જાય. કૃપા. ૯
જેજેકાર ત્રૈલોકમાં જીરે, ઘેર ઘેર ઉત્સવ થાય;
જે દિવસથી પ્રગટ હવા જીરે, શ્રી ગોકુલનોરે રાય. કૃપા. ૧૦
વેગે તે આવી વધામણી જીરે, શ્રી વિઠ્ઠલજી છે ત્યાંહ;
આનંદસાગર ઉલટયો, જીરે શ્રી ગોવર્દ્ધન માંહ્ય. કૃપા. ૧૧
દેવે દુંદુભી બજાવીયાંજીરે, ગાજ્યું શ્રી ગોકુલ ગામ;
પુષ્પની વૃષ્ટિ અમર કરે, જીરે પોતાને નિજ ધામ. કૃપા. ૧૨

શ્રી ગોસાંઇજી પધારીયાજીરે, જોયું શ્રી મુખ એહ;
શ્રી વલ્લભ પોતા તણું, નામ નિરૂપણ તેહ. કૃપા. ૧૩
ગૌદાન દીધાં અતિ ઘણાં, જીરે વિધ વિધનાં જેહ;
સુત પ્રગટ હવો અભિનવો, જીરે હર્ષ ફુલ્યા દેહ. કૃપા. ૧૪
જેજે શ્રી ગોકુલનાથજીરે, વિચાર્યું મન એજ;
કળિજુગમાં કરૂણા કરી, જીરે ભાગ્ય હમારો એજ. કૃપા. ૧૫
કારણ કોટિ અનેક એનાં, નિગમ ન જાણે પાર;
નવલ નાગર પ્રગટીયા જીરે, ભક્ત તણો આધાર. કૃપા. ૧૬
સજ્જન સહુ સુખ પામીયા જીરે, નિરખ્યા શ્રી વિઠ્ઠલ નંદ;
રૂપાંબાઇ ચરણે નમેજીરે, અવિચળ શ્રી ગોકુલચંદ. કૃપા. ૧૭

ઘોળ ૪૧ મું.

ધન્યરે વેળા ધન્ય ઘડી ધન્ય તે દિવસને રાતજી;
જયારે શ્રી વલ્લભરાય પ્રગટીયા, સઘળે જણાવી વાતજી. ૧
ઘેર ઘેર હોયે વધામણી, ઉલટ અંગ ન માયજી;
જુવતી જુથ ટોળે મળ્યાં, સહુ તે વધાવાને જાયજી; ૨
અમૃત પીધું રાણી રૂક્ષમાંણી, જયાં પ્રગટયા વ્રજભુપજી;
રત્નં અમોલિક એહ છે, એહ અલૌકીક રૂપજી. ૩
ઉગ્યો પ્રકાશ સઘળે હવો, કીધો છે તિમિરનો નાશજી;
જેજેકાર વરતી રહ્યો, ચહું દીશ હુવો પ્રકાશજી. ૪

પરમ ઉદાર ઉદે હુવો, એ કારણ વલી એહજી;
ભક્ત ઉપર કરૂણા કરી ભૂતલ ધરીયું દેહજી. ૫
દરશન દીજે દીન દયાળજી, અબળા તણોરે આધારજી;
રૂપાંબાઇ જાયે વારણે, વિલંબ ન કીજે લગારજી. ૬

## ધોળ ૪૨ મું.

સુંદર નાથરે સોહામણો, રાણી રૂક્ષ્માંણીજીનો લાલજી;
વ્રજમંડળનો રાજીયો, વ્રજ જુવતીનો વાહાલોજી. ૧
શ્રી ગોકુલ નાથને નિરખતાં, નયણાં તે તૃપ્ત ન થાયજી;
નિરખતાં પાછાં ફરે નહિ, ચરણ કમલે લોભાયજી. ૨
મકરંદે મોહ્યા મધુકર, તેમ નયણાં અપારજી;
વાહાલાજીનું વદન અવિલોકતાં, એ સુખનો કહ્યે ન આવેપારજી.૩
બેઠક માંહે ઓછારીયાં, નીમો સોહે આત લાલજી;
હસી હસી પુછે વાતડી મધુરે તે વચન રસાલજી. ૪
કેસર તિલક સોહામણું, ઉરપર લટકે ગુંજા હારજી;
સેવક સહિત બિરાજે શ્રી ગોકુલ નિત્ય વિહારજી. ૫
રૂપાંબાઇ ચરણે રહ્યાં, વાહાલો છે પરમ ઉદારજી. ૬

## ધોળ ૪૩ મું.

હું તમને પુછું રાણી રૂકિમણી, રંગ રોજ્યા એ;
તમો કઈ પેર શ્રી વલ્લભરાય જાયા, મનોર્થ પૂર્યાએ. ૧

કોણ સમય ઉદર રહ્યા, રંગ; તમો કોણ માસ ગર્ભ ધાર્યો. મનો. ૨
કોણ માસ એ જાયો, રંગ; કોણ દિવસ કોણ વાર. મનો. ૩
કોણ નક્ષત્ર અવિધારીયું, રંગ; કોણ સંક્રાંત કોણ જોગ. મનો. ૪
કોણ સમય વેળા ઘડી, રંગ; કોણ લગન કોણ ભાંત. મનો. ૫
કોણ ગ્રહો ક્યાં આવિયા, રંગ; એતો કોણ સાદર મન ભાવ. ૬
તે પૂછું તે બોલિયો, રંગ; તમારી પાસ હું તો કોણ માત્ર. માનો. ૭
કોણ સમય અસ આવિયો, રંગ; એ તો કોણ સમય આનંદ. ૮
શાં શાં દાનજ આપિયાં, રંગ; તમે શાં શાં લાડ લડાવિયાં. માનો. ૯
સંછુટી સોહાગી રંગ હવો, રંગ; એ વ્રજ ગહું એ કેમ. માનો. ૧૦
માસ માસ રસ કેમ હવો, રંગ; મને કહીએ કરી વિસ્તાર. ૧૧
વળતાં રૂકિમણી એમ વદે, રંગ; તમો સાંભળો સહુ વિસ્તાર. ૧૨
આંબા તે કેલિ અતિ ઘણી, રંગ; એતો સાદર દાડમ દાખ. ૧૩
માસ માસ ફળે અતિઘણી, રંગ; એતો દિવસ દિવસ હુલ્લાસ. ૧૪
માગશર સુદી સાતમ ભલી, રંગ; હું તો અસમાઠીરે મધ્યાન. ૧૫
આંગણા મધ્યે રે ગઈ, રંગ; એતો વરસે રિદ્ધ અપાર. મનો. ૧૬
એ હાર વલાયો ઘોડલે; રંગ; એતો વોહોડી વલાઇ કમાણ. ૧૭
ધરણી પગ દેઇ ચાલિયો, રંગ; એમની નિકટ નાલ વધાર્યો. ૧૮
રાત્ર એક ઘડી છપ્પન પળે, રંગ; વાર શુક્ર સોહાય. મનો. ૧૯
સિદ્ધ જોગ ભાદ્રપદે, રંગ; પૂરવા કહીએ નામ. મનો. ૨૦

ધન સંક્રાંતિ તે એહને, રંગ; એતો મિથુન લગ્ન આદે. મનો. ૨૧
ઉંચકે ગુરૂ આવિયો, રંગ; એતો ધનવંત ધન ભંડાર. મનો. ૨૨
પરાક્રમ સિદ્ધ ઘણું કરે. રંગ; સહુ સેવક લે સાથ. મનો. ૨૩
ચોથે કન્યા બુદ્ધ દિયે ,રંગ; હાવ ભાવ બહુ ભાંતે. મનો. ૨૪
પાંચમે વિદ્યા અતિઘણી, રંગ; એની તુલ્ય તોલે નહીં કોઈ. ૨૫
વૈરીને વશ કરી વળગિયા, રંગ; ષષ્ટમ બહુરે હુલ્લાસ. મનો. ૨૬
ત્રિભુવન ધન અતિઘણો, રંગ; એતો રવિ ભ્રગુ ભોમજ સ્થાન. ૨૭
મકર અરીષ્ટને ગલી રહ્યો, રંગ; અષ્ટમ ભૂવન આનંદ. મનો. ૨૮
અમૃત કુંભ શશિ જુગતે, રંગ; શનિ ધર્મ છે જા ધર કેત.મનો. ૨૯
દશ વિધિ લીલા રસ રમે. રંગ; એતો ચપલ ચાતુરી મીન. ૩૦
લાભ મેષના મેષશું, રંગ; વૃષભ વહે વપુ સાર. મનો ૩૧
પાલખીએ પોઢાડિયા, રંગ; નિલવટ નેત્ર ઉઘાડયાં. મનો. ૩૨
ચોખા વિણ મોતીએ વધાવિયા,રંગ; એતો પાણી વિણ દૂધે નાહ્યા.૩૩
મુખ જેસો પૂનમ ચાંદલો, રંગ; એની નિલવટ આગલ ચાર. ૩૪
આંખલડી રત નીલીઓ, રંગ; એતો નાક તે તેલની ધાર. ૩૫
અધર પર પીયલ સારિયા, રંગ; એની અમૃત વાણી જીભ. ૩૬
નખશિખ રૂપ સોહામણું, રંગ; એના મુખમાં પહોંચ્યા હાથ. ૩૭
કૃષ્ણદાસી મુખ એમ વદે, રંગ; તમો સાંભળો મારીવાત.મનો.૩૮
ધાઈ શ્રી વિઠ્ઠલનાથને, ઘેર આવ્યા શ્રી ગોકુલનાથ. મનો. ૩૯

## ઘોળ ૪૪ મું.

હું એ તમને પૂછું રાણી રૂક્મિણી, રંગ રોળ્યારે;
તમે શ્રી વલ્લભરાય જાયા. મનોરથ પૂર્યારે. ૧
પાલક પગદે જાઈયા, રંગ; નીછલડી નાર વધેર્યાં. મનો. ૨
જલ સાથે કેશરે ન્હવરાવીયા, રંગ; ચોખા સાથે મોતીડે વધાવીયા.
રતન પલંગડી પોઢાડીયા, રંગ; જાદર ચીર ઓઢાડીયા. મનો. ૪
કંકુના છડા દેવરાવીયા, રંગ; મોતીના ચોક પૂરાવ્યા. મનો. ૫
મંડપ છાયો મોગરે, રંગ; ફુલન છાઈ વાટ. મનો. ૬
કદલીના ખંભ રોપાવીયા, રંગ; તોરણ બાંધ્યાં દ્વાર. મનો. ૭
શેરીએ કાચ ઢળાવીયા, રંગ; અગર ઉખેળ્યા અપાર. મનો. ૮
આવો મલોરે સુહાસણી, રંગ; મલીને મંગલ ગાવો. મનો. ૯
કૃષ્ણદાસીયે નામજ પાડીયાં, રંગ; શ્રીગોકુલેશ કહીને બોલાવ્યા.૧૦
શોભાજીએ નામ ધરાવીયું, રંગ; આયો આયો ગોકુલ કેરો નાથ.
શ્રીગુસાંઇજીએ પ્રાગટ જાણ્યું, રંગ;શ્રીવલ્લભ કહીને બોલાવ્યા.૧૨
જગત પુરૂષોત્તમ પ્રગટીયા,રંગ;પૂર્યા મારા મનડાના કોડ.મનોર્થ.૧૩

## ઘોળ ૪૫ મું.

આનંદ સાગર ઉલટયો,રસનાએ વહે છે પ્રવાહ;ગોકુલપતિ પામીયા;
આનંદ આનંદ થૈ રહ્યો, પ્રગટયા શ્રીવલ્લભ નાથ. ગોકુલ. ૧
માંગલ્ય માંગલ્ય સોહીએ,સર્વત્ર બહુય પ્રકાર, ગોકુલ.

ફુલન ફુલે અંગ અતિ ઘણો, મન મોદ અપાર. ગોકુલ. ૨
શોભા તે શોભા અલૌકિક, ભક્ત તણો શણગાર, ગોકુલ.
શ્રીવિઠ્ઠલજીનો લાડીલો, જીવન પ્રાણાધાર, ગોકુલ. ૩
શ્રી રૂક્મિણીજીનો લાલરે, પુષ્ટિના પુષ્ટ મહારાજ. ગોકુલ.
માગશિર સુદ સાતમ ભલી, પ્રગટયા ભક્તને કાજ. ગોકુલ. ૪
કેશર ન્હાયે શ્રી વલ્લભવર, ચોકીયે બેઠા સોહે, ગોકુલ.
રંગ રંગ રંગ રંગ થઈ રહ્યો, રસીયા જોઈ જોઇ મોહે, ગોકુલ. ૫
જય જય જય સુહામણો, ઠામ ઠામ જય જય હોયે, ગોકુલ;
ભકત સમાજ સહુ મોદસું, વારે તન મન તેહ. ગોકુલ. ૬
ઉત્સવ હોય ઉત્સાહસું, ઉત્સાહ અંગ ન માય, ગોકુલ;
ભક્ત સહુ એ ઉત્સવ કરે, વલ્લભદાસ બલિ જાય, ગોકુલ. ૭

ધોળ ૪૬ મું.

આનંદ સાગર ઉલટયો,રસનાએ વહે છે પ્રવાહ;ગોકુલપતિ પામીએ.
શ્રી વલ્લભજીનારે લાડીલા, પુષ્ટિના પુષ્ટ મહારાજ, ગોકુલપતિ. ૧
શ્રી રૂક્મિણીજીનારે લાડીલા, ભક્તના પ્રાણ આધાર. ગોકુલપતિ. ૨
તેલ અભ્યંગ કરાવીયાં, વૈષ્ણવને હરખ ન માય. ગોકુલપતિ. ૩
કેસરે નાહ્યા શ્રી વિઠ્ઠલવર, ચોકીયે બેઠા સોહાય. ગોકુલપતિ. ૪
અંગવસ્ત્ર વહાલે અંગ ધર્યાં, છે તિલક મુદ્રા ભાલ. ગોકુલપતિ. ૫
ધોતી ઉપરણારે કેસરી, પહેર્યાં છે પ્રાણ જીવન. ગોકુલપતિ. ૬

અપરશ ગાદી પધારીયા, મુખે ભણે છે વહાલો પાઠ.ગોકુલપતિ. ૭
વહાલા શ્રીજીને ચરણે નમે,રસીયા તે જોઇ જોઈ મોહે.ગોકુલપતિ. ૮
વૈષ્ણવ સમાજ પ્રમોદ શું, વારે છે તન મન ધન. ગોકુલપતિ. ૯
વૈષ્ણવ સમાજ ઓચ્છવ કરે, બલિહારી માધવદાસ. ગોકુલપતિ. ૧૦

ધોળ ૪૭ મું.

શ્રીવલ્લભ સુત ગ્રહ પ્રગટીયા, વલ્લભવરજી;
શ્રી વલ્લભ ધરીયાં નામ. વલ્લભ વરજી. ૧
શ્રીરૂક્મિણી કુખે અવતર્યા, વ; નિજજનનાં સરીયાં કાજ, વ. ૨
એ ગામ અડેલ સુહામણો, વ: ત્યાં ત્રિવેણીનાં તીર. વ. ૩
ત્યાં કૃપા કરી પધારીયા, વ; હરવા રસ ભક્તનકી પીર. વ. ૪
ત્યાં શ્રી મુખકમલ દેખાડીયાં, વ; હરખ્યાં શ્રી રૂક્મિણીજી માત.૫
ત્યારે કૃષ્ણદાસીજી ઓચર્યાં, વ; આયો મેરો શ્રી ગોકુલનાથ. વ ૬
એ મંગલ શબ્દ સુહામણા, વ: સુણી ધાઈ આવ્યાં વ્રજનાર. વ. ૭
ગાયે મંગલ શબ્દ સુહામણા, વ; નિરખે હરખે નર નાર. વ. ૮
એ તોરણ બાંધે સુહાસણી, વ; કંકુના હાથા દે દ્વાર. વ. ૯
આ સરનાઇ નાદ સુહામણો, વ; બાજે ઢોલ દમામા તાલ. વ. ૧૦
ત્યાં મંગલ મંગલ થઈ રહ્યો, વ; કરે ભેટ ન્યોચ્છાવરભક્ત.વ. ૧૧
આ જય જય શ્રી ગોકુલનાથજી, વ; વ્હાલે નિજજન સૌ અનુરક્ત.
આ મંગલ થઇ ઉત્સવ કરે, વ, કરે જાચક જનને ન્યાલ. વ. ૧૩

આ વસન નૌતમ લાવીયા, વ; મણી મુક્તા ફુલ માલ. વ. ૧૪
સહુ સેવક જન સુખ આપીયા, વ; જુએ સુંદર રૂપ અનુપ. ૧૫
આછબી ઉપર બલી જાય, વ; નિરખે શ્રી ગોકુલ ભૂપ. વ. ૧૬

ઘોળ ૪૮ મું.

સજની સાંભળો એક વાતજી, હૈયડે હરખ ન માયજી. ૧
કુંવર શ્રી વીઠ્ઠલજીનો આવેજી, જહેને સદા નિરંતર ગાવેજી. ૨
એ પ્રભુ આપણને એ જાણેજી, મન માંહે મોટાઈ નવ આણેજી. ૩
પધાર્યા પોતાના કરી જાણીજી,આરત વ્રજજનની હે રાણીજી. ૪
જુઓ જુઓ રે શ્રી ગોકુલ કેરો નાથજી,
વળી વળી આપણો એ સાથજી. ૫
પ્રગટ થઇ થઇ એમ દેખાડેજી, રમત નિત્ય નવી નવી માંડેજી. ૬
વ્રજનું જીવન મ્હારો વહાલોજી, મળી ભરી ભરી નીહાળોજી. ૭
અધરની ઉપમાશી દીજેજી, જીરે હવે મન ગમતાં કીજેજી. ૮
સજ્યાએ બેઠા લે વહાલો પાનજી; આપે છે વિધ વિધનાં દાનજી.
બેણ વછુટીને લરલટકેજી, હાંરે વહાલા કાને કુંડલ ઝળકેજી. ૧૦
આપણે શું સાધન નહી કાંઇજી, આ સુખ કહ્યાં તે નવ જાયજી.૧૧
આપણું જીવન એજ વિશ્રામજી,બલજાઉં નિત્ય નિત્ય કીજે આમજી
જેહ છે પોતાનો પારવારજી, તેહના તમો છો આધારજી. ૧૩
તમને શ્રી પરિવતી પતી કહીએજી,તેતો શ્રી ગોકુલ માંહે રહીયેજી.

તમો રહ્યાનું જો લાલ સાચુંજી, તો અમો બીજે સુખનવ રાચુંજી૧૫
ચરણેથી ચીત્ત અલગું નવ થાયજી, દીવસ નીશા તે એમ જાયજી.
વાહાલાજી બડીરે અવાર થઇ પોઢોજી, પ્રીતે પીછેવડી વાહાલા ઓઢોજી
બીજી જે સામગ્રી ત્યાં બહુએજી,તહેનો કહેતાં પાર ન લહુંએજી.૧૮
ભક્તની પહોચાડી વહાલે આશજી, બલ બલ જાય માધવદાસજી.

ધોળ ૪૯ મું.

ધન્ય ધન્ય માતા શ્રી રૂકિમણી, જેણે શ્રી વલ્લભરાય જાયાજી;
શ્રીગોકુલ સર્વે ગાજી રહ્યું, ઉલટ અંગ ન માયજી. ૧
ભક્તિ માર્ગરે પ્રગટ કરી, પ્રગટ પુરુષોત્તમ આવ્યાજી:
સુંદર વદન સોહ્યામણું, મન વ્રજવાસીને ભાવ્યાજી. ૨
ભક્તને અવિચલ સ્થાપીને, શ્રી ગોકુલ નિત્ય વિહરેજી;
પરમ કૃપાલ કરૂણા સિંધુ, ઉલટયો અતિશે ભારેજી. ૩
આવો મલોરે સોહાસણી, મલીને મંગલ દીજેજી:
શ્રી વિઠ્ઠલ સુત અતિ લાડકો, તેનાં ભામણાં લીજેજી. ૪
આનંદનેરે લગન દિનજી, વર ઘોડાએ ચઢીયાજી;
કંદર્પ કોટિ લાજ્યા નિરખતાં, નયણાં રસ ભરીયાંજી. ૫
છત્ર ઢરેરે ચમર ઢરે, વાજે નિશાનના ઘાયજી;
વાજીંત્ર વાજે છંદસું, મધ્ય મધ્ય ઝાંઝના ઝણકારજી. ૬
બંસી બાજેરે વીણા વાંસલી, તાલ પખાવજ બાજેજી;

નાદ નફેરી રે રણઝણે, ભેર ભુંગલ બહુ સાજેજી. ૭
વૈષ્ણુવ જન રે ગાયે ઘણું, મેલીને મનની લાજજી;
સેવક જનરે સૂણી સૂણી, હૈડું ટાઢું તે કરેજી. ૮
પુષ્પની વૃષ્ટિ અમર કરે, ધન્ય ધન્ય આજની રાતજી;
ક્ષણુ ક્ષણુ છબીરે જુજવી, કઇ પેરે કહુ એ વાતજી. ૯
ઉઠો શણગારો સુહાસણી, જય વર તોરણે આવ્યાજી;
ધન્ય ધન્ય ભાગ્ય ગુજરાતીનાં, વર શ્રી વલ્લભજીને ભાવ્યાજી. ૧૦
ચૌદ ભુવન વર પ્રગટીયા, પ્રગટ પુરુષોત્તમ પામ્યાજી;
દુઃસહ દુઃખરે સંસારનાં, અનેક અનેરાં તે વામ્યાંજી. ૧૧
પટ પચરંગ પહેર્યા સહી, કંઠ સોનાતણી માલજી;
નવલ લાલ હો અતિ રસ ભર્યા, અતિ રસ ભરિયાને વહાલજી. ૧૨
મંડપ મધ્યે પધારીયા, બેઠા શ્રી વલ્લભ રાયજી;
બીડાં અરોગે પ્રભુ પાતલો, ચહુ ઓર વાયુ ઢોળાયજી. ૧૩
મરકલડેરે જોયે સહી, પોંખે સ્વકીય જનનો સાથજી,
મંદ મધુરૂ બોલે સહી, પ્રેમસું પૂછે છે વાતજી. ૧૪
કોટની લટકતી કુંડલની, ચટકતી નયણ તણી અતિ મટકતી;
સ્વજન સર્વે મોહી રહ્યા, મોહી પુષ્પમાલા તે નિકટની. ૧૫
ઉલટ અતિશેરે અપાર, વૈષ્ણુવ મંડલી આજજી;
નિર્ભય થઈ વિચરે સહી; સરીયાં છે સર્વનાં કાજજી. ૧૬

ગદાધરે દુવે ગોવિંદ દુવે, મથુરા ઠાકોર તણી વાતજી;
ઠાકુરદાસીએ ધનપેરે, તેની શીં કહીયે વાતજી ૧૭
અનંત કલા ગુણ પૂર્ણ, માધવદાસનો ગ્ર । હાથજી;
વલી વલી કરૂં પ્રભુ વિનતી, શ્રવણ સુણો મારા નાથજી. ૧૮
સેવક સામુંરે જોઇને, રાખો શ્રી ગોકુલ વાસજી;
નિશદિન નિકટ નિરંતર, ક્ષણુએ ન મેલું પાસજી. ૧૯

ઘોળ. ૫૦ મું.

ભલે આવ્યોરે ગોકુલકેરો નાથ, શ્રી વિઠ્ઠલજીનો લાડીલો;
એવા કરૂણા સિંધુ કૃપાળ, ભલો ગુજરાતીનો દહાડલો. ૧
રે પોતાનો પરિવાર, સાર કરી સંભારીયોજી;
જીરે ત્રિભુવન ફુલ ન માય, ત્રિવિધ તાપ તે ટાળીયોજી. ૨
જીરે એ ઘરની એ રીતિ, પ્રીતિ સ્નેહ અતિ ઘણું ઘણુંજી;
બીજાં સાધન કોટિ અનેક, સ્નેહ રહિત તે કહીયે અણુંજી. ૩
બીજી ઇચ્છા એક અનંત, નિત્ય નિત્ય લીલા નિત્ય નવીજી;
જીરે પધાર્યા પ્રાણેશ, સુખની સીમા શી કહીજી. ૪
વ્હાલો હસી હસી પૂછેવાત, વેદ ગાય એહના રૂપનેજી;
જીરે સદા સંબંધી સોહે, જઇ જુઓ મહા ભૂપનેજી. ૫
જીરે લાવી વેણ વિશાલ, પુષ્પમાલા ભલી ભાવતીજી;
જીરે નીલ પીત નવ રંગ, ઠામ ઠામથી આવતીજી. ૬

જીરે સુંદર વર સકુમાર, હૈયડે હાર સોહામણાજી;
જીરે સુંદર નયણ તણો જે નેહ, નિરખી નિરખી સોહામણોજી. ૭

જીરે ઘર ઘર કરો શણગાર, વાર ભલી વ્રજવાસનીજી;
જીરે એ લજાયાની આશ, આશ પૂરી ભલી દાસનીજી. ૮

જીરે મધુરે મધુરે જેબોલ, સમતોલે સું દીજીયેજી;
જીરે મનોરથ મનના અનેક, વાત વિવેકી કીજીયેજી. ૯

જીરે અબલા તણોરે આધાર, વ્રજનારીનો વાલમો સહીજી;
જીરે ભક્ત તણો જે ભાવ, તે સઘળો સાચો લહીજી. ૧૦

બીજા કીજે અનેક ઉપાય, વશ કોને આવે નહીંજી;
મારૂં માગ્યું આપો મારા નાથ, મન માંહે પહોંચે રલીજી. ૧૧

જીરે અરવડીઆ આધાર, પોતાના સ્થિર સ્થાપીયાજી;
જીરે વણ ચિત્તવ્યા વિસરામ, કામ પોતાને આવીયાજી. ૧૨

જીરે જયેષ્ટ તણો પરિતાપ, અષાઢે ઉનહી ભર્યોજી;
જીરે શરદ તણી સંભાલ; ઉતાવલ આવી કરીજી. ૧૩

શ્રી પાર્વતી વહુજીના કંથ, અંતરથી અલગા રહ્યાજી;
જીરે શોભાજીનો વીર, પીર પરાઇ નવ સહેજી. ૧૪

જીરે માધવદાસને કોડ, આ જોડી જોવા જાઉં વલીજી;
સુખ આપી પધાર્યા ઘેર, પ્રથમની પેર ભલી હવીજી. ૧૫

## ઘોળ ૫૧ મું.

શ્રી વિઠ્ઠલ કુલ જીય ભલે પ્રગટીયા, શ્રીગોકુલનાથજીરે;
દાસના મનરે આનંદ હવો, વેદ પુરાણ એ વાતજી. ૧
રૂક્મિણી ધન્ય કર તમો સહી, જેણે કરી નાથજી હુલરાવ્યાજી;
શુક સનકાદિકને ગમ નહિ, પ્રગટ પુરુષોત્તમ આવ્યાજી. ૨
ઘર ઘર ગુણીરે ઉજલે, તોરણ ત્રાટ સમરાવોજી;
પરમ પનોતીરે પદ્મીની. પ્રભુજીને જોવાને આવોજી. ૩
થાળ ભરો ગજમોતીએ, મલી મલી વધાવોજી;
સુંદરી સર્વ ટોળે મળી, મુખડું જોઇ જોઇ મોહેજી. ૪
વાજીંત્ર વાજેરે અતિ ઘણાં, ઘેર ઘેર ઉત્સવ થાયેજી;
ભેરી દુંદુભી વાજે ઘણાં, શુકજી શ્રી ભાગવત ગાયેજી. ૫
કેશર ચંદન છાંટણાં, વેદને આશ્ચર્ય થાયેજી;
શ્રી વિઠ્ઠલજી દાન આપે ઘણાં, ઉલટ અંગ ન માયેજી. ૬
પુષ્ટિમાર્ગ જીરે સ્થાપવા, કરવા તે ભક્તની સારજી;
આપણને અનુગ્રહ કર્યો, મહા મુની નવ લહ્યા પારજી; ૭
એરે લીલા જે કોઇ જાણશે, તે વ્રજવાસી અલૌકિકજી;
ભક્તિ કરો શ્રી ગોકુલનાથનીજી, બીજી વાત છે ફોકજી. ૮
માગશિર સુદરે સાતમ ભલી, ધન્ય ધન્ય આજની રાતજી;
ચિરંજીવોરે મારો વાલમો, બલિજાય માધવદાસજી. ૯

## ધોળ પ૨ મું.

જીરે ધન્ય ધન્ય આજુનોદિન, શ્રી ગોકુલનાથ પધારીયાજી;
સુણી સુરનરરે હરખ્યા મન, કલિયુગ જીવ ઉદ્ધારીયાજી. ૧
જીરે ધન્ય ધન્ય શ્રી વિઠ્ઠલતાત, પ્રગટ પુરુષોત્તમ સુત હવાજી;
જોતાં જાણ્યુંરે અદભૂત વાત, પૂર્વ પ્રીતે તે પામીયાજી. ૨
જીરે ધન્ય ધન્ય શ્રી રૂકિમણીજીમાત, પુત્ર કરી હુલરાવીયાજી;
એના મુખમાંરે બીડું બરાસ, વૈષ્ણવ જનને દેખાડીયાજી. ૩
જીરે ધન્ય ધન્ય શ્રી ગોકુલગામ, વ્રજનાયક વાસો વસ્યાજી;
તેણે સરીયાંરે સેવકનાં કાજ, મર્યાદી મનમાં હસ્યાજી. ૪
જીરે ધન્ય ધન્ય શ્રી જમુનાંજીનાં તીર,નિત્ય નિત્ય નાથ ક્રીડાકરેજી;
પ્રભૂ ઓઢેરે ઉપરણા સાર, તે દીઠડે મારૂં મન ઢળેજી. ૫
જીરે ધન્ય ધન્ય વ્રજવાસી લોક, વદન નિહાળે વળી વળીજી;
જોતાં જોવ્યુંરે કારણ કોય, મંગલ ગાયે મલી મલીજી. ૬
જીરે ધન્ય ધન્ય એ ઉત્સવ આજ, શ્રી વિઠ્ઠલજીને બારણેજી;
ત્યાં તો વાજેરે તાલ પખાવજ, બંદીજન બહુ જશ ભણેજી. ૭
જીરે ધન્ય ધન્ય રે માગશિરમાસ, ઉત્તમદિન સાતમ ભલીજી;
મન ઉમગ્યારે ગાયે દાસ, પહોંચી સહુને મન આશ ભલીજી. ૮
સુખ ભર્યોરે સહિયર સાથ, લીલા દેખે રસ મસીજી;
બલિહારી જાય માધવદાસ, એ શોભા મારે મન વસીજી. ૯

## ધોળ ૫૩ મું.

સખી ધન્ય દિવસ ધન્ય રાતડીજો,
ઘણી મીઠી વાહાલાજીની વાતડીજો. ૧
વાહાલો પાગ બાંધે છે વાંકડીજો,
એને જોઇને ઠરે છે મારી આંખડીજો. ૨
વાહાલો નખ શીખ મોહન બેલડીજો,
એના ગુણ ગાય સખી સાહેલડી જો. ૩
વાહાલો બની ઠનીને ઘેર આવીયા જો,
માહારી સહીયર સમાણિને મન ભાવીયા જો. ૪
માહારે પૂર્વ જન્મની પ્રીતડી જો,
ઘેર પધાર્યા રસની રીતડી જો. ૫
જીરે રસ ઉછલિત થયો અંગમાં જો,
વાહાલો આવી બિરાજ્યા સંગમાં જો ૬
વાહાલો રાસ મંડળ રચના કરી જો,
પૂરે મનોરથ શ્રી ગોકુલ ધણી જો. ૭
સખી રંગીલી ગલી રળીયામણીજો,
ત્યાં તો ભીડ થાય ઘણી ભક્તની જો. ૮
સખી દરશને સહુ જાય છે જો,
મુખ ગોકુલપતિ તણું જોય છે જો. ૯

ત્યાં નિત્ય નિત્ય થેઇ થેઇ થાય છે જો,
વાહાલાજીને તે ભક્ત સોહાય છે જો. ૧૦
સખી ફરી ફરીને લે છે ફુંદડી જો,
તમે રીઝવ્યા પ્રભુને આ ઘડી જો. ૧૧
સખી નીરખી ફુલીને ગાય છે જો,
હરીદાસ તે વારણે જાય છે જો. ૧૨

## ધોળ ૫૮ મું.

નિજ ભક્તને ચરણે નમી કહું, કુળ દીપક એ;
તમે સુણજો સહુ મળી સાથ, વલ્લભ કુળ દીપક એ.
જગત વંદિત પ્રાગટ ઝલહળયો, કુલ; તેજોમય શ્રી ગોકુલનાથ. વ. ૧
શ્રી વિઠ્ઠલ ગૃહે પ્રગટીઓ, કુલ; શ્રી રૂક્ષમણીજી ઉદરથી એહ. વ.
બહુ વિધા રસપાત્ર તે, કુલ; પરીપૂરણ સદા સ્નેહ. વલ્લભ. ૨
અતિ દિર્ઘ બુદ્ધિ ઉજ્વલ બાતી, કુલ; અદેય દાનદે દિપક જ્યોતિ.
મહા જસ પ્રકાશ તેજોમયી, કુલ; ચૌદ ભુવનનો ઉધોત. વલ્લભ ૩
પ્રચંડ વાયુ આંધિ ચિદ્રુપ, કુલ; તેથી ડોલે નહિ લવલેશ. વલ્લભ;
નિશદિન જ્યોતિ સમાનતા, કુલ; અજ્ઞાન તિમિર નહિ લેશ. વ. ૪
કાજલમાં કાલી નહી, કુલ; નહિ છાયા સઘળે ઉદ્યોત. વલ્લભ;
અલૌકીક કામ ઉદિપન, કુલ; પ્રકાશ વિના અતિ જ્યોતિ, વલ્લભ. ૫
આત શિતલ પ્રકૃતી સદા રહે, કુલ; ઉધમ તણો નહિ લવલેશ. વ.

અલૌકિક દિપતે એણીપેરે, કુલ; સેહેજ સુગંધ સુવેશ. વલ્લભ. ૬
એ દિપકને કિરણે અમી ઝરે, કુલ; અતિ અદભૂત નવલી ભાંત.
અનુભવિ વિના બીજો નવ લહે, કુલ; લહે અનુભવી ભક્તની પાંત.૭
શ્રી મુખે મધુરાં વચન કહે, કુલ; અતિ ઇક્ષદ હાસ્ય અનુપ. વ.
ભુપ કુલ ખરે છે તેહ સમે, કુલ; શુભ સુચન શ્રી ગોકુલ વલ્લભ. ૮
શ્રી ગુસાંઇજીએ શ્રી મુખે કહ્યું; કુલ; શ્રી શોભાજી આગળ સત્ય. વ.
હરિદાસતે કયાં લગી કહી શકે,કુલ; શ્રી વિઠ્ઠલેશ તણિ મન વૃત્ય. વ. ૯
રસરિત માર્ગ ઉાદપન કર્યો, કુલ; પુષ્ટ પુષ્ટ તણી જે પેર. વલ્લભ.
હવે અલૌકીક દીપ વર્ણન કરૂં, કુલ; જે વેળા વળી વહે ઘેર. વ. ૧૦

ઘોળ ૫૫ મું.

આવો મલો સાહેલડી જોવા જાઇએરે,
મલિયને મંગલ ગાઓ, ચાલો જોવા જઇએરે. ટેક. ૧
સકલ શણગાર સજકરી, જોવા; મોતીડે થાળ ભરાવો. ચાલો. ૨
શ્રી વિઠ્ઠલ સુત અતિ લાડિલો, જોવા; બિરાજે શ્રી ગોકુલગામ. ૩
રસિક શિરોમણી એ પ્રભુ, જોવા; રસિયા તણું સુખ ધામ.ચાલો.૪
ધોતી ઉપરણો કેસરી, જોવા; કેસર તિલક સોહે ભાલ. ચાલો. ૫
કુંડલ બેઉ તે જડાવનાં, જોવા; ઉર સોહે તુલસીમાલ. ચાલો. ૬
મુક્તા માલા બિરાજહી, જોવા; સંગે સોહે ગુંજાહાર. ચાલો. ૭
કેસ સચિકણ પાતળા, જોવા; જુડો વાલો સોહે અપાર. ચાલો. ૮

લીલાવટ તેજ તપે ઘણું, જોવા; નાસીકા તેલની ધાર. ચાલો. ૯
નેત્ર કમળ અતિ રસ ભર્યાં, જોવા; ભ્રકુટી વંક વિશાલ. ચાલો. ૧૦
રસના રસ પોષણ કરે, જોવા; ભક્તતણો આધાર. ચાલો. ૧૧
દંત જાણે દાડમ કળી, જોવા; અધર જાણે પરવાળ. ચાલો. ૧૨
હૃદય પ્રફુલિત અતિઘણું, જોવા; બાંહ્ય ભુજા બેઉ સાર. ચાલો. ૧૩
ઉદર અતિ ગંભીરતા, જોવા; કટિજંઘા સારનું સાર. ચાલો. ૧૪
ચરણ કમળ રસ માધુરી, જોવા; ભક્ત ભ્રમર કરે પાન. ચાલો. ૧૫
અજાન બાહુ એ પ્રભુ, જોવા; સકળ સારનું સાર. ચાલો. ૧૬
વલ્લભદાસ પ્રભુ નિરખ્યા, જોવા; દેત કરત રસ દાન. ચાલો. ૧૭

ધોળ પદ મું.

શ્રી વલ્લભરે તું જીવન માહારો, મુને શ્રી ગોકુલ દેખાડરે;
બપૈયો પીઉ પીઉ કરે તેમ, જપું દિવસને રાતરે.
માગશર સુદ સાતમ ભલી, જનમ્યા શ્રી ગોકુલનાથરે,
ઢોલ દમામા વાજીયાને, પંચ શબ્દ ઝનકારરે. ૨
શરણાઇને ગીરગીરી, ભેરન ફેરી ચહે વાટરે;
ધોતી ઉપરણા કેસરીને, કેસરી તિલક સુભાલરે. ૩
માળા મુદ્રા શોભીતાને, મુકતા ગુંજાના હારરે;
કરણે મુકતા શોભાતાને, વચ્ચે મનોહર લાલરે. ૪
શીશ અંબોડો શોભાતોને, ચળકે કેશ વિશાળરે;

કર અંગુલીયે મુદ્રિકાને, ઝળકે નંગ અપારરે. ૫
ઉપરણો ઓઢયો શ્રી નાથનોને, પવિત્રાં પહેર્યાં પ્રસાદીરે;
સુંદરીતે આવે શોભતીને, નવસત સાજ શણગારરે. ૬
ધસી આવે ઉતાવલીરે, કરે મુકતા ભરી થાલરે;
કુમ કુમ કેરી કટોરડી, માંહે વિવિધ કુસુમના હારરે. ૭
વિવિધ પેરે વધાવીઆ, શ્રી વિઠ્ઠલ રાજ કુમારરે;
આરતિ ઓવારી મનમોદ શું, મળી માનીની મંગળ ગાયરે. ૮
ઉત્થાપને આનંદ શુને, બેઠા બેઠક માંયરે;
ગાદી મુદ્દા શોભિતાને બાંધી કેસરી પાધરે. ૯
ભેટ થાય મન ભાવતીને, શોભા તણો નહિ પારરે;
મુક્તા હેમનું શું કહુંને, પુષ્પ તુલસી માલરે; ૧૦
એવું માગું વિનવીને, એ સેવકને એ નાથરે
દાસનો દાસ કરે વિનતિ, ગંગા ગ્રહો તમો હાથરે. ૧૧

ધોળ ૫૭ મું.

ચાલો હેલી ચતુરવરને જોઇયે, સોહીયે સોહીયે કરો શણગારરે;
શ્રીવિઠ્ઠલજીનો કુંવર કોડામણો, સોહામણો સુંદર નાથરે. ૧
કમલ ઉપર રચના ધણી, ત્રિભુવન ધણી સાનુકુળરે;
આંપાપણે ઘેર સહુ એમ, કરો કરો ભેટ બહુ મુલરે. ૨
માગીશર સુદિરે સાતમ ભલી, મન રલી ફુલ ન માયરે;
શ્રીવિઠ્ઠલ ગ્રહ હોયરે વધામણી, પ્રગટ્યા શ્રીગોકુલ રાયરે. ૩

અતિરે આનંદ શું નિરખવા, ઉમગ્યાતે જોવાને જાયરે;
સુંદરિ સર્વે ટોળે મળી, રળીયામણું રંગ શું ગાયરે. ૪
ગાદી મૂઢે બેઠા સીંચન કરે, કો એ ક્ષણ ના મહેલી જાયરે,
ભકતને હોયરે વધામણી, ઉમગ્યા તે જોવાને જાય રે. ૫
સઘળો પરિવારરે મારા નાથનો, શ્રીગોકુલ ગામનો વસીયો છે વાસરે;
આશ પૂરોરે વહાલા ભક્તની, બલીજાયે માધવદાસરે. ૬

ધોળ ૫૮ મું.

શ્રીવલ્લભ મેરા, શ્રી વિઠ્ઠલરાજ કુમારરે;
શ્રીવલ્લભમેરા, જીવન પ્રાણ આધારરે. ૧
,, શ્રીરૂકિમણીજીનો લાલરે;
શ્રીવલ્લભજીને માલા તિલકનો ભારરે. ૨
શ્રીવલ્લભ મેરા શ્રીવિઠ્ઠલ નાથજીનો લાલરે;
શ્રીવલ્લભજીના મુખડાની મીઠી વાતરે. ૩
શ્રીવલ્લભ મેરા શ્રીશોભાજીનો વિરરે;
શ્રીવલ્લભ મેરા; ન સહે પરાઈ પીરરે. ૪
શ્રીવલ્લભજીના ગુણ જ્હે જગત વિખ્યાતરે;
શ્રીવલ્લભજીના ગાઈએ ગુણ વેતાલરે. ૫
આ તેણી વેળા રંગ મચ્યો તતકાળરે;
શ્રીવલ્લભજીના સેવક કહીયે ધન્યરે. ૬

એ સેવક કેરાં ચળ વિચળ નહિ મનરે. ૭
એ અનન્યતામાં જાણે છે વિરલા કોઈરે;
એ જાણ્યા પછી ચિત્ત ન આવે બીજું કાંઇરે. ૮
શ્રી ગુસાંઇજીએ કહી છે સઘળી વાતરે;
આ મેરે મનકી જાણે શ્રી ગોકુલનાથરે. ૯
શ્રી વલ્લભજીએ માની ન દુનીયા દારીરે;
શ્રીવલ્લભજીએ કહ્યું ન કર્યું લગારરે. ૧૦
,, રાખો માલાનો ધર્મ રે;
,, ને ધોતી ઉપરણા રંગે રે. ૧૧
,, ને તિલક સોહીએ ભાલરે;
,, ને કંઠ તુલસીની માલરે. ૧૨
શ્રી વલ્લભ મેરા પારવતી વહુજીનો કંથરે;
શ્રી વલ્લભજી નો નિગમ ન જાણે અંતરે. ૧૩

ધોળ ૫૯ મું.

ઘુઘર ઘમકયારે સુણો સહીયર સાથ, રથ તોરંગી જોતર્યા;
પ્રભુ પધાર્યા રે શ્રી નાથદ્વાર, વ્રજ વધુઓનાં મન હરી. ૧
જમુના તીરેરે વૈષ્ણવનાં જુથ, સુધ વિના સહુ સાંચર્યાં;
ધાઈ વળગેરે રથને જઇ નાર, નવરંગ લાડીલો. ૨
નયણે વરસેરે જેમ શ્રાવણમાસ, સાહેર સહેજે ઉલટયો;

હું આવીશરે દિન પાંચજ માંહે, નવરંગ લાડીલો. ૩
નાવે બેઠારે શ્રીગોકુલનાથ, વાયુ વેગે ચાલીયો;
જય જય બોલેરે જઇ બ્રહ્મચાર, નવરંગ લાડીલો. ૪
પ્રણામ કરીઅને પાછા વળ્યા, માહારૂં હૈડુંરે વાળ્યું નવ જાય;
નવ સોહાયેરે મારા ઘરનાં કાજ, નવરંગ લાડીલો. ૫
સુનું ન મહેલુંરે શ્રીગોકુલગામ, વાલમવેગે આવજો;
જીરે પાન સોપારી શું કીજીયે,બીજા ભોગ વિલાસ. નવરંગલાડીલો
સુણોરે સખીયો સ્વપ્ન કહું, આવંતારે મેં દીઠા ભુપ;
વાહાણે વાલમ આવશે, શ્રી ગોકુલનારે ભુપ નવરંગ. લાડીલો. ૭
જીરે વ્રજમાં આવીરે વધામણી, પધાર્યારે શ્રી ગોકુલનાથ;
તરીયાતે તોરણ બારણે, ઘેર ઘેર રોપ્યારે કદલીના ખંભ.નવરંગ.૮
જીરે ચોક પૂર્યા મોતી તણા, સોહાવ્યારે સોહાગી કુંભ;
જીરે સુખ પામી સહુકો કહે, પહોંચીરે મારા મન તણી આશ.નવ.૯
જુગ જુગ જીવો જગતપ્રભુ, બલિહારીરે જાયમાધવદાસ.નવરંગ.૧૦

## ધોળ ૬૦ મું.

શ્રીગોકુલનાથ સોહામણાએ,એહોનાં લીજીયે પેરે પેરે ભામણાંએ.૧
રાજ શિરોમણિ રાજીઓએ, દેખી સોળકળા શશિ લાજીયોએ. ૨
દ્વિજકુળમાં વાહાલો પ્રગટીયાએ,
જીરે વ્રજજન માંહો માંહે હરખીયાએ. ૩

પ્રિતે તે પ્રભુજી પધારીયાએ, ત્યાંહાં કોટિક મન્મથ હારીયાંએ. ૪
કોડ પૂરે વાહાલો ભક્તનાએ,સુખ આપ્યાં માંહો માંહે અતિ ઘણાંએ
તન મન ધન કરૂં વારણેએ, પ્રભુ પ્રકટીયા ભક્તને કારણેએ. ૬
સુંદરિ સર્વ ટોળે મળીએ, જીરે વદન નીહાળે વળી વળીએ. ૭
સજ્જન સર્વે સંતોષીયાયે, જીરે અમૃત વચણે તે પોખીયાંએ. ૮
દાસનોદાસ કરે વિનતીએ, જીરે ચીરંજીવો શ્રી ગોકુલ પતિએ. ૯

ધોળ ૬૧ મું.

આવો આવોરે સુજાતિ સહીયર સાથ.
આવી અવિલોકો શ્રીગોકુલનાથ. ૧
આપણાં નયણાં ચતુર ચકોર સમાન,
કીજે અમીયપાન આનન ઉડરાજ. ૨
કરો નયણાં સુફલ સફલ સંઘાત,
જોઈ જુઓ શ્રીવિઠ્ઠલરાયજીનો તાત. ૩
એ નયણાં તણાં સુખ જાણે નયણ,
પણ કયી પેરે કહે એ વર્જીત વેણ. ૪
સખીએ ચતુરાનન કેરી ચુક, એવાં લોચન લલિત કર્યાં બેહુ મુક. ૫
વળી વચ્ચે અનમેખ તણું શું કાજ,
એ વિંધના થયોરે વિનાયક રાજ. ૬
એણે અનમેખ કરીરે અખિલ સુરનાર,
જેને એ દરશન નહિ સ્વપ્ન મઝાર. ૭

એ ધરડો ઘણુંય ભણ્યો વળીવેદ, તે શું જાણે દરશન રસ ભેદ. ૮
એ શોભા સિંધુ સદા સુખ ધામ, એને જોતાં કયમ પામીયે વિરામ.
જે મનડું હર્યું રે મનોહર રૂપ,
અતિ સુભગ સુખદ અંગો અંગ અનુપ. ૧૦
એને જોતાં જાયે મનની આધ્ય,
એછે આનંદ ઉદધિ અપાર અગાધ. ૧૧
સખા ધન્ય ધન્ય શ્રી ગોકુલનો વાસ,
જ્યાં પહોચે આપણા મન તણી આશ. ૧૨
સખી તે સુખ નહીરે વૈકુંઠ મઝાર, જે સુખ શ્રીગોકુલનાથજીનેદ્વાર.
સખી ધન્ય ધન્યએ આપણો અવતાર,
આપણા શ્રીવલ્લભવર શ્રીવિઠ્ઠલેશ કુમાર. ૧૪
હવે જનમ જનમ જાચવું એહ,
આપો નારાયણ પ્રભુ નિરવિધિ નેહ. ૧૫

### ધોળ ૬૨ મું.

સારમાં સાર અવતાર અબળા તણો,
જેણે બલે શોભાના વિર રીઝે. ૧
મુકિત પર્યંત પ્રાપ્તિ પ્રગટ પુરૂષને, જે કોઇ સેવક ભાવ રાખે.
રૂસણું રસ ભર્યું નાહ નોહોરા કરે, તે કાંઈ નારિ અવતાર પાખે. ૨
અગમ આગમ નિગમના એ વેદાંત મળી મથી,

અને એ રસ ભાવ પ્રગટ કીધો;
તે રસ ભામિની ભાગ્ય નિધિ ભોગવે,
અનુભવી અનુદિન સ્વાદ લીધો.
ઇંદ્ર ઇશાન અજ અમર મહા મૂનિ,ગોપીકા ચરણ રજ નિત્ય વંદે;
અધિક અધિકારને અધમ પદ લેખવે, નરપણું નવરૂચે આપ નિંદે
સ્વપ્ન સાચું કરો શ્રીવલ્લભવર પાતળા,પ્રાર્થું પ્રાણપતિ પાણી જોડી.
પલ ચઢયો પશુ જેમ પુઠ લાગ્યો ફરે, તેમનારાયણ નાથ જોડી. ૫

ધોળ ૬૩ મું.

નવલ કીશોર રસિક વલ્લભવર, નવલ નેહ મેરો લાગી રહ્યોહે,
નવલ કીશોર સેજ રચી તા પર,રાજત નવલ કીશોર સુંદરવર. ૧
નવલન બેઠે તકીયા લાગે કર, નવલન ચરન ધરે ચોકીપર;
નવલન તકીયા ધરે શ્રી કરશું, ગ્રંથી દેત ગાઢી શ્રી કર. ૨
નવલન ચાદર શું આછાદે, નવલન રસ અંગ અદભુત રસભર;
નિરખ નિરખ મોહિત ભઈ કામીની,
વિરહ અંગનમેં ભઈ રસમય પર. ૩
આપ આપ અનુભવ સુરતિકરી, સંધાન ન કોઉ રહેત ક્ષણહુંભર;
કર ક્ષાલી પોંછત દોઉ કર, વારીલેત સુખદ રસમય પર. ૪
સમય ભયો પોઢે રસિકવર, ચાદર ઓઢે રાજત શ્રી મુખપર;
દાસ ગોપાલ નિરખી નેના ભરિ, આશીષદે સબ ચલે અપને ઘર.૫

### ધોળ ૬૪ મું.

શ્રીવિઠ્ઠલનંદની ચાલનોરે ચટકો,
ઘણુંરે શોભા સુંદરમુખનોરે મટકો. ૧
માહારા પાતલીયા સુખદાઇરે, શી કહીયે લાવણ્ય ચતુરાઇરે. ૨
વાહાલાજીને ઉપરણે સઘળો શૃંગારરે, રત્ન અમોલિક ગુંજા હારરે. ૩
જનેઉ પવિત્ર કંઠે વનમાલારે,અલોટ પલોટ જાઉં વદનનિહાળેરે. ૪
નિરખી હરખીને માધવદાસ ગુણગાયેરે,
લીલા જોતાં તૃપ્તિન થાયરે. ૫

### ધોળ ૬૫ મું.

સુણ સાહેલડીરે, માહારે વલ્લભ વર શું કામરે,
ઝાઝું શું કહું રે, મહારા પ્રાણજીવન ધન એહરે. ૧
હાર હૈયાતણોરે, માહારા કાલજડાંની કોરરે;
મણિ મસ્તક તણોરે, માહારા ચિતડા કેરા ચોરરે. ૨
ઉર લપટાવીયારે, વાહાલે માર્યાં મોહનાં બાણરે;
કાળજે લખી દીયોરે, ત્યાં તો બાંધ્યો છે આ પ્રાણરે. ૩
વિનતી માનજોરે, વાહાલે પ્રેમે દયા કરીરે;
દાસનો દાસ મ્હ્યોરે, વહાલે હેતે કૃપા કરીરે. ૪

### ધોળ ૬૬ મું.

આવો ગોરી આવો શામળી, કહું રળીયામણી વાતજી;
આવેરે ગોકુલ કેરો રાજીયો, ઉલટ અંગ ન માયજી. ૧

કહો સખી પેરશી કીજીયે, દીજીયે શીખામણ સારજી;
કળસ સમારોરે પેરશું, હવે નવ કીજીએ વારજી. ૨
વિવિધ પેરે પેર વાધીયે, શણગાર્યો સઘલેડો સાથજી;
શ્રી વિઠ્ઠલજીનો કુંવર કોડામણો, અતિરે સોહામણો નાથજી. ૩
વિરો આવેરે શોભાજી તણો, શ્રી વિઠ્ઠલરાયજીનો તાતજી;
આપણને અનુગ્રહ કર્યો, મુનીયે ન જાણી એ વાતજી. ૪
પુષ્પ અણાવો અતિ શોભિતાં, શ્રી ગોકુળનાથજીને ગમતાંજી;
સામગ્રી અતિ શોભતી, આવે છે હસતાં ને રમતાંજી. ૫
પારવતિ વર અતિ સુંદર એ, મંદિર પધારવા પ્રિતેજી;
સાધુનાં કારજ સારવા, રાખવા આપણી એ રીતજી. ૬
ઘેરઘેર ગુંડીરે ઉછળે, તરીયા તોરણ દ્વારજી;
આનંદ સાગર ઉલટયો, ત્રિભોવન તણો જય જયકારજી. ૭
ટોડલે તોરણ ટાટર્યું, વાટ સમરાવોને વિરજી;
સુર થાઓ જીરે સાવધાન. નહી કો કહે સારજી. ૮
વાજીંત્ર વાજેરે શોભીતાં, સાંભળતાં અતિ સુખ થાયજી,
વ્રજ સુંદરીરે વિવેક શું, રસભરી રંગ શું ગાયજી. ૯
શ્રી વિઠ્ઠલ પુરુષોત્તમ ઉત્તમ, એ વર જાણોજી;
વેદ પુરાણ વખાણીને, શ્રી ગોકુલ કેરો રાયજી. ૧૦
બીજા રે બહુ પરિવારમાં, સાર શ્રી વલ્લભ નામજી;

ચિરંજીવો શ્રીગોકુલનાથજી, વ્રજ સુંદરી પૂરણ કામજી. ૧૧
એ લીલા જે કોઇ ગાશે તે, વ્રજ સુંદરીનો સાથજી;
પ્રીત ઘણી પધરાવીયા, બલી જાય માધવદાસજી. ૧૨

ધોળ ૬૭ મું.

મહારે મંદિરે પધારો શ્રી ગોકુલનાથજી.
હું તો શેરી વળાવીને સજ કરૂં, હરખે બંધાવું હીંડોળા ખાટ. મા.
હું તો ચોક પુરાઉં મોતી તણા, પથરાઉં લીલા પીળા પાટ. મા.૨
હું તો તોરણ બંધાવું બહુ શોભીતા, મંગલ ગવરાવું સારી રાત.મા.
અને ઇશ્વર આવો અલબેલાજી, માહારા રસીયાજી રાખોને રંગ.મા.
અને ઇશ્વર આવો અલબેલાજી, મેં તો મૂકી છે કુલ મરજાદ. મા. ૫
હું તો કેસર ઘોળાવું રે વાટકી, હું તો નવરાવું શ્રી ગોકુલનાથ. મા. ૬
હું તો સેવ કરાવું સાકરતણી, તમે આરોગોને શ્રી ગોકુલનાથ.મા. ૭
હું તો થાળ ભરીને મેવા લાવતી, જીવણ જમવા તમારે કાજ. મા.૮
વલ્લભદાસ વિનતી કરે, રાખો ચરણની પાસ. માહારે. ૯

ધોળ ૬૮ મું.

મોહન મલપતા ઘેર આવેજી, મેં તો લઇને મોતીડે વધાવ્યાજી. ૧
વહાલે મારે કરૂણાની દૃષ્ટિ એ જોયુંજી,
બાઇ મારે એ વરસું મન મોહ્યુંજી. ૨
પડયું મારે શ્રી વલ્લભવર સાથે પાનુંજી,

હવે હું તો કેમ કરી રાખીશ છાનું જી. ૩
દુરીજનને કહેવું હોય તે કહેજો જી,
વહાલા મારા રૂદીયા કમળમાં રહેજો જી. ૪
મારે તો શ્રી વલ્લભવર સાથે સાચી જી,
હવે મારે બીજી નથી કાંઇ કાચી જી. ૫
ધન્ય ધન્ય શ્રી ગોકુલના વાસીજી, વહાલાને સંગ રહે વ્રજનારી જી.૬
માનુની હલી મલી મંગલ ગાયજી, બલિહારી જાય માધવદાસજી.૭

ધોળ ૬૯ મું.

શ્રી વલ્લભકુલ વ્રજના જીવન, પ્રભુ શ્રી વિઠ્ઠલગૃહ પ્રકટિયા એ.
વેદ વિદિત કૃત્ય શ્રી ભાગવત, શ્રૃતિ,
ભક્તિ, મનોર્થ સર્વે સર્યાએ. ૧
( ઢાળ. ) ભકત મનોરથ સરવે સર્યા, સરિયાં તે વ્રજનાં કાજ;
શાસ્ત્રી સકળ પ્રમાણ કહે, પુરૂષોત્તમ શ્રી વલ્લભરાજ. ૨
એક રસનાએ શું કહું, રસ તણો અતિ વિસ્તાર;
જીવ જાણવા જોગ નહિ, શ્રૃતિ ન પામે પાર. ૩
મન ઇચ્છાએ વાલમા પધારિયા, શ્રી નાથજીદ્વાર;
આધિકારીને એસો કહ્યો, રથ સાજવા નીરધાર. ૪
ભોજન કરી અને પધારીઆને, શ્રીવલ્લભ હરયા સાર;
કંઠ માંહે આરોપિયો શ્રી નાથજીનો હાર. ૫

રંગમગ્યા પ્રભુ રસ ભર્યા, આતુર હૃદે ભાવ અપાર;
હાસ્ય વચને વચન કહે, તે સાંભળે નરનાર. ૬
વૈષ્ણવ જુથે પરવર્યા, પધાર્યા પરમ આધાર;
તુરંગ નીલો વાયુ વેગે, આવિયો સિદ્ધ દ્વાર. ૭
પેંગડે પગ દેઈ નાથ ચઢિયા, વારૂં કોટિક વાર;
ચારે પાસે વૈષ્ણવ મંડળી, ત્યાં જુથ તણો નહિ પાર. ૮
સતસેં પાયો ધારિયાં, મન ફુલ આનંદ કંદ;
ચકોરની પેરે ભામની નિરખે તે શ્રી મુખ ચંદ. ૯
ધોળ ગાયે સ્વર સોહાયે, ને શ્રી જમુનાંજીનાં તીર;
દૂરથી આવે લોક દેખવા નયને ઠારતા નીર. ૧૦
તે સમયનાં સુખ શું કહું, વાલમો વેગે નાવ;
જે જે દિશના જીવ તેહ તેહવો ભાવ. ૧૧
વાલમો વેગે પાર પહોંચ્યા, રથ વેગ સાર;
ઇંદ્ર સદન ઓવારણે તે રથ પર કંઇ વાર. ૧૨
શ્રી નાથજીને નિરખવા વેગે ચાલિયા વ્રજરાજ;
સજ્જન સહિત સહુ વાહને, વેગે ભકત લીધા સાથ. ૧૩
પદ શ્લોક કથા પ્રસંગ કહી સિંચતા સહુને જાય;
ભીડ રથ પાછળ ઘણી આનંદ અંગ ન માય. ૧૪
મારગનાં સુખ શું કહું કહેતાં ન પામું પાર;

અલ્પ બુદ્ધિ મતિ માહરી, કેમ કરૂં વિસ્તાર. ૧૫
નાથ નગને નિકટ પહોંચ્યા ફુલ અંગ ન માય;
અવિલોકતા આતુર ઘણું પ્રભુ વેગે વહેલા ન્હાય. ૧૬
ન્હાઈ ધોતી અંગ પહેરી તીલક દીધું ભાલ;
ઉપરણો ઓઢી કરી પધાર્યા તતકાલ. ૧૭
પ્રણામ પર્વતને કરી જઇ જોયું શ્રી મુખચંદ;
દુઃખડાં લેઇ દંડવત કરે, ને વિલોકે વારંવાર. ૧૮
આરતિ શેન શણગાર, ભોજન નિત્યનો વ્યવહાર,
એણી પેરે અનુભવ કરે, કહેતાં ન આવે પાર. ૧૯
પરસ્પરનું સૂત્ર એવું એહજન જાણે ભાંત;
જીવનો કોણ આશરો, જે કરે મોટી વાત. ૨૦
એહજ રીતે રહયા જે દિન શ્રી નાથજીને દ્વાર;
ઉત્સાહ આનંદ અતિ ઘણો મન ફુલનો નહિ પાર. ૨૧
નાથ નગથી ઉતર્યા વેગે ચાલવાને કાજ;
હાર કંઠ હાથ બીડું લટકતા વ્રજરાજ. ૨૨
ભાવ મન માંહી શોચતા, ફરકતા અધર રસાલ;
નેન સેન ભૂજા ચરણ અંતર રમણ ગોપાલ. ૨૩
નાથ નગથી નિરખતા જે જે જ્ઞાન કરતા સોઈ;
અનુભવીને અનુભવ ઘણો કહેતાં ન પ્રીછે કોઈ. ૨૪

નિજ મંદિર પધારિયા, ભોજન તણે વ્યવહાર;
વસ્ત્ર પહેરી રથ બેઠા, પ્રાણનાથ આધાર. ૨૫
વ્રજમાં તે આવી વધામણી, સાંભળી સહુ નરનાર;
આનંદીને આનંદ ઘણો મન ફુલનો નહિ પાર. ૨૬
સુંદરી સહુ ટોળે મળી, સંચરી સહુ પરિવાર;
હૈડે અતિ હરખે ભરી ગુજરાત કેરી નાર. ૨૭
શેરીએ શોભિત સાથિયા ચોકમાં ચિત્ર અપાર;
મારગે કદળીના સ્થંભ રોપ્યા, આવતા આધાર. ૨૮
વ્રજજુવતિનાં જુથ જમુનાં પુલ્લન ઉભા જઈ જોયા પ્રાણઆધાર;
ધોળ માધવદાસનાં ગાયે તે ગુણ વિસ્તાર. ૨૯
પ્રેમ શું પધારીઆ જન શેરીએ ન સમાય,
દર્શન કરી શ્રી નાથજીનાં, આવી બેઠા બેઠક માંય. ૩૦
આરતિ કરી ઓવારણે ભકતની પુરી આશ;
જુગ જુગ જીવો મારા વાલમા બલિહારી ગોપાલદાસ. ૩૧

### ધોળ ૭૦ મું.

આજ સખી મેં શ્રી વલ્લભ દીઠાજી;
ગાદીએ બેઠા ચોકીએજી. ૧
પાતાળા દેશ તે પરમ સુદેશજી;
વેશ મહા શુભ સોહામણો જી. ૨

તિલકની રેખા તે લસિત લેલાટેજી.
મળી તે બેઉ બેઉ ભ્રમરનેજી. ૩
શ્યામ રેખા ભલી પોત મહા સોહેજી,
મોહે તે મન માનીનિ તણાંજી. ૪
કુંડલ લોલ તે ઝલકે કપોલજી;
કરણ ધર્યાં તે સોહે ઘણાંજી. ૫
નયનનો નેહ તે વરસે જેમ મેહજી;
દેહની શુધ્ધ દીઠે કેમ રહેજી. ૬
નાસિકા રૂપ તે ભાંત્ય અનુપજી;
ખંત કરી તે કેમ કહી શકુંજી. ૭
અધર આરકત તે અતિ ઉન્મત્તજી;
આરત હરણ વ્રજજન તણીજી. ૮
મધુર તે હાસ્ય અવ્યકત સુખરાસજી,
પરસ રહયા ને પોષણ કરેજી. ૯
ઠોડીનું ઠામ તે સુખ તણું ધામજી,
કરૂણા વિશ્રામ તે સ્થલ સદાજી. ૧૦
લટકે જેમ ગ્રિવા તેમ સુખ તણી સીમાજી;
માળા રહી મહા મલપતીજી, ૧૧
હૃદય માંહે રમી રહ્યા ભકતના ભાવજી,

સહેજ સુભાવ તે પ્રભુ તણોજી. ૧૨
ઉદર આનંદ મય સકલ શ્રી અંગજી,
રંગ ભર્યાં તે સોહે સદાજી. ૧૩
નાભિતણી ગતિ અતિ ગંભીરજી,
ધીરજ કોણ ધરી શકે તે જોઈઅનેજી. ૧૪
કર ધરે બીડાં નીલાં વેણુ કેમ કહુંજી,
અંગુલિ દલમાંહે મુદ્રિકા સોહેજી. ૧૫
મોહે તે મન વ્રજનારનાંજી;
ધોતી ઉપરણા તે જયોતને જીતેજી. ૧૬
પ્રભુ પ્રીતે અંગિકૃત કરેજી,
મધ્ય પ્રદેશનો અભિનવો વેશજી. ૧૭
પ્રવેશ નહિ ત્યાં કોઇએ તણોજી,
પીડી પ્રણાલિ તે અતિ રસાળીજી. ૧૮
નીહાળી નીહાળીને જોઉં વળીજી,
ભકત સર્વે બળી બળી રીઝે મળી મળીજી. ૧૯
મંડળી મધ્ય સોહે ઘણુંજી;
સુખ નિધિ નિરખે ને મન ઘણું હરખેજી. ૨૦
નિરખે તે સેજ પધારતાજી,
લટકતી ચાલે મોહે વ્રજબાલજી; ૨૧

સોહે છે સેવક પરવર્યાજી,
ધરણી ચરણ ધરે વાત હસી હસી કરેજી. ૨૨
હરે મન ભકતનાં તેહ સમેજી,
પાદમુલ પામીને અતિ અભિરામીજી. ૨૩
ગતિ મમ મન તણી ત્યાં રહીજી,
અનુભવ જાણીને મન રહ્યું જાગીજી. ૨૪
વાણી વખાણું તે કેમે કરીજી,
આ સુખ હરિદાસને અદ્દભુત એહજી. ૨૫
તેહ વિવેક નહિ કહી શકુંજી,

ધોળ ૭૧ મું.

પ્રિતમ પરમ સુજાણ, રસ અનુભવી પીએ;
તમે દીધું અલૌકિક દાન, રસ અનુભવી પીએ. ૧
રસ રસિકનો મહા રસ, રાસ ,,
તેહનો પાવે નહિ કોઈ થાહ, રસ ,, ૨
અંગ અંગ રસભરિયા, રસ ,,
તે અનુભવી અનુભવે સરિયા, રસ ,, ૩
એ સ્વરૂપ મહા રસરૂપ, રસ ,,
અંગ અંગ પરમ અનુપ, રસ ,, ૪
એહનું વર્ણન કર્યું નવ જાય, રસ ,,

સહેજે સહુ સૂચન થાય, રસ ,, ૫
અનુભવીએ અનુભવ કીધો જેહ, રસ ,,
કાંઇ એક સૂચન કરૂં તેહ, રસ ,, ૬
કેશ સુદેશ સચિકણ શ્યામ, રસ ,,
છુટયા છાજે પૂરણ કામ, રસ ,, ૭
અતિશય કોમળ સરલ સોહે, રસ ,,
મહા મનોહર મનડાં મોહે, રસ ,, ૮
અંબોડો વાળ્યો અતિ ઝળકે, રસ ,,
મહા સુભગ પીઠીપર ચળકે, રસ ,, ૯
છોટા છોટા રહ્યા જે ફરકી, રસ ,,
આવે છબી સોં ચલકી સરકી, રસ ,, ૧૦
ભાળ વિશાળ તણી મહા જ્યોતિ, રસ ,,
રેખા તિલક સોહાગ ઉદ્યોત. રસ ,, ૧૧
મોહ રસિલી વે કવિરાજે, રસ ,,
આ તે શોભા ભર અહીં એ ભ્રાજે, રસ ,, ૧૨
ચંચલ ચપલ નેન અણિયાળાં, રસ ,,
રસ શું ભરિયાં રસિક રૂપાળાં, રસ ,, ૧૩
ચિંતવન એ મહા રસ પેખે, રસ ,,
રસ આતુરને એ સંતોષે, રસ ,, ૧૪

નાસિકા તણી અનુપમ ભાંતિ, રસ ,,
ફરી ફરી જોયે કરી કરી ખાંત, રસ ,, ૧૫
કરણ તણી ગતિ કહી ન જાય, રસ ,,
ભક્તને ભાવે રહેમ રાય, રસ ,, ૧૬
ગંડ સ્થલની શોભા ભારી, રસ ,,
રસ શું ભરિયાં રસિક રસાળી, રસ ,, ૧૭
એ વિલસત પ્રકટ જે થાયે, રસ ,,
જે શોભા કાંઇ કહી ન જાયે, રસ ,, ૧૮
હસત મંદ પરમ સુખકારી, રસ ,,
જ્યોત તે દંત પાંતની ભારી, રસ ,, ૧૯
રસિકા તે રસનું ધામ, રસ ,,
સરલપુર હવા પુરણ કામ, રસ ,, ૨૦
અધર સહેજ અરૂણ રસ ભરિ‌ા, રસ ,,
મધુ મધ્ય રેખા મહા રસ ઢળિયા, રસ ,, ૨૧
નમી રહ્યો છે રસભર ભાર, રસ ,,
રસ રેડે છે એ રસ ધાર રસ. ,, ૨૨
દાતા લોભી મહા રસ ભોગી, રસ ,,
રસપાન કરે પોખે સંજોગી, રસ ,, ૨૩
દીવડે રતિ અભિલાષા બાંધે, રસ ,,

પાન કરે રસ પાર ન લાધે, રસ ,, ૨૪
ઠોડી રસ ભર્યો રસના સ્થલ, રસ
રસ વિલસ કરી કરે એ પ્રબલ. રસ ,, ૨૫
શ્રી મુખની શોભા રસરૂપ, રસ ,,
પ્રીત સેત અનુપ અનુપ, રસ ,, ૨૬
ગ્રીવા ગુણભર મહા રસ ગેહેરી, રસ ,,
તુળશી માળ ભ્રમ ત્યાં પહેરી, રસ ,, ૨૭
એ સંગે શ્રી ગુંજા મુક્ત, રસ ,,
રાજે પહેરી પ્રેમ સંજુક્ત, રસ ,, ૨૮
ઉર ઉરોજની લોભા જેહ, રસ ,,
રહે સ્થળના અનુભવી તેહ. રસ ,, ૨૯
ઉદર નાભિ મહા રસ રાસ, રસ ,,
રાજે રોમાવલી રહી પાસ. રસ ,, ૩૦
સોહે વિશાલ કર અંબુજ કરતલ, રસ ,,
જ્યોતિ નખ મણિ અતિ નિર્મલ, રસ ,, ૩૧
મુદ્રિકા અંગુલિ દળમાં જેહ, રસ ,,
શોભા શોભે અતિશય તેહ. રસ ,, ૩૨
પીઠી રસિકવરની રસધાર, રસ ,,
કટિ પૂરન મહા ઉદ્દાર, રસ ,, ૩૩

પહેરી ઉજ્વલ સુંદર ધોતી, રસ ,,
ઉપરણો અંગ અંગ સોતી, રસ ,, ૩૪
મધ્ય અંગ અંગ અનુપમ ઝળકે, રસ ,,
જોતાં અનુભવીનાં મન લળકે. રસ ,, ૩૫
જંઘા જાણું મહા બળવંત, રસ. ,,
રસ શું ભરી એ રસમય મંત, રસ. ,, ૩૬
ચરણ કમળ મહા મન ભાવ્યા, રસ ,,
રસ માંહે રહ્યું અનુરાગ્યા, રસ ,, ૩૭
એહ સ્વરૂપના અનુભવી જેહ, રસ ,,
જાચે કરૂણાનું બળ તેહ, રસ ,, ૩૮
અંગ અંગ રસિક ઉર ભરિયાં, રસ ,,
અનુભવીએ અનુભવ કરીઆ, રસ ,, ૩૯
કીધું વર્ણન છાયા માત્ર, રસ ,,
પૂરણ લહે એ અનુભવી માત્ર. રસ ,, ૪૦
કીજે પૂરણ મનની આશ, રસ ,,
પ્રિતમ પરમ સુજાણ, રસ ,, ૪૧

ધોળ ૭૨ મું.

શ્રી ગોકુલ શોભા અતિ ઘણી, આવ્યો ઋતુનો રાયજી;
વ્રજપતિ કુલ પરિવાર મહા, હૈડે હરખ ન માયજી. ૧

નવલનાથ શણગારિયા, નિત્ય નિત્ય નવલી પેરજી;
પેખ પનોતિ પાતલો, શ્રી વિઠ્ઠલજીને ઘેરજી. ૨
એક કરે જઇ એકલી, એક હસી મુખડું જુવેજી;
નાનાં ભૂષણ મન ગમતાં, અનેક અનેરા સોહેજી. ૩
શણગાર કરો સહુ સુંદરી, એક એકને પૂછેજી;
આજુ રમે રલિયામણી, આનંદ અંગ ન માયજી. ૪
રુમઝુમ રૂમઝુમ આવેજી, ગાયે મન ગમતા રસાળજી;
મૃદંગ, વિણા, વાંસળી, બીચ બીચ સોહે તાલજી. ૫
શ્યામ સુંદર સાહેલડી, વેલડીએ વેહુંજ નર્યુંલેજી;
મનોરથ પહોચ્યા મન તણા, જઇ જૂવે અતિ ફૂલેજી. ૬
રસ મંડપ અતિ રંગ મચ્યો, કુમકુમ કાંઈ રગદોળેજી;
મધુરૂં બોલે માનીનિ, મુખ ભરિયાં તંબોળેજી. ૭
જુવતી મંડળ શોભતાં, અતિ સોહીયે સુન્દર શ્યામજી;
ઋતુ વસંત અતિ શોભતી, વળી ક્રીજે કોટિક કામજી. ૮
તૃપ્ત થવા સરવે દેતા, મન તે તૃપ્ત ન થાયેજી;
મહાતમે મોહી રહ્યા, ઉમંગ અંગ ન માયેજી. ૯
સિંચન સુખ ઉપન્યું ઘણું, ભલો મત મહાદેવજી;
માયાથી અળગો નહિ, બહુ આવે તત્ખેવજી. ૧૦
વંદ્રાવન વહાલું લાગ્યું, અતિ વહાલા હરિદાસજી;

જમુનાંજી જલ જીવન જેહને, નિત્ય ખેલે તટ રાસજી. ૧૧
કર્મ ધર્મ કૌતુક ઘણાં, એણીપેરે વીરલો જાણે જી;
એ પ્રશ્ન એણે ઘેર સહી, કહીએ તે કેમ વરણવીજી. ૧૨
પુત્ર, પૌત્ર પરિવાર માંહી, એ લીલા એહી સોહેજી;
કૃપાનાથ કરૂણા કરી, બલી માધવ પ્રભુ જઇ જોયેજી. ૧૩

ધોળ ૭૩ મું.

સખી સોહાગી મળી અને ચાલો સોહાગી સાથ, વલ્લભવરને નિરખીએ.
શ્રીગોકુલેશજી જીવનધન, ગોકુલ કેરો નાથ; વલ્લભવરને નિરખીએ.૧
ભક્ત સ્નેહના અનુભવી, ન રહે દુઃખ તેહને; „
આઠો પહોર મન શોચમાં, આધરતા રહે એહને. „ ૨
એણે હેતે સુખ અતિ, કુશલ વિરાજે પ્રભુ નિત્ય; „
એહનું રૂપ કો કહી શકે, ઉભય તણી જે પ્રીત. „ ૩
એહનું રૂપ અતિ અગાધ છે, કેમ કરી વર્ણવ્યું જાય; „
અનુભવને આશે કરી, કાંઇક તે કહેવાય. „ ૪
શણગાર સારા શિરોમણિ, ભક્તાભ્રણ અનુપ: „
સ્વરૂપ વર્ણન એ સુચનિકા, માત્ર કહ્યું સુખ રૂપ. „ ૫
મસ્તક કેશ સોહામણા, સચીકણ અતિ શ્યામ; „
અંબોડો મોહે મોહની, લટકતો સુભગ સુવામ. „ ૬
લલાટ તે અતિ ચક ચકે, તેજ તણો નહિ પાર; „
રાજે ભક્ત સોહાગન, તિલક રેખા સાર. „ ૭

ભ્રકુટિ ને વિલોકતાં, દિસે ધનુષ્યાકાર; „
નેન અલૌકિક રસ ભર્યાં, બાન કટાક્ષ શું સાર. „ ૮
નાસિકા તો છે અનુપમ, સકલ અંગનું સાર; „
પ્રિય સંગ અંગ આમોદનો, એનીરંત અહાર. „ ૯
કરણ કૂપ રસ સંચિયો, ભક્ત તણો જશ તેહ; „
ભાવ પૂરણ થઇ નિરખો, ગંડ સ્થલ લહે તેહ. „ ૧૦
વિકસિત મુખ દંત ચમકતા, રસ રંજીત સોહે શ્યામ; „
રસના રસ પોષણ કરે, સદા સુખદ અભિરામ. „ ૧૧
અધર ઉભય લોભાત્મક, સહેજ અરૂણતા અપાર; „
તંબોલ રંજીત રસભર્યો, પૂરણ સુખ આધાર. „ ૧૨
ચિંબુક ચારૂ મનોહર, સુભગ ગંડસ્થલ એ અવ્યક્ત; „
મુખ કમલ મુખ માધુરી, વરણન કરવાને અશક્ત. „ ૧૩
ગ્રિવા ગુણ રસ અદ્‌ભૂત, અદભૂત પ્રકટ પ્રકાશ; „
તુલશી માળા પ્રિય ઘણી, નિત્ય કરી અંગિકાર. „ ૧૪
ગુંજા મુક્તા હેમની, કૌ સમય પહેરી શોભે; „
વક્ષઃ સ્થળ ઉપર રાજતી, દેખતાં મનડું લોભે. „ ૧૫
નાયકા નવલ એ દેખતાં, વાધ્યો અંગ મનોજ; „
હૃદય પરમ વિલસત સદા, રાજે ઉચ્ચ ઉરોજ. „ ૧૬
ઉદર સર આનંદનું, નાભિ કમલ મધ્ય રાજે, „

મકરંદ માધુરી પાનને, ભક્ત આલિંધન ભ્રાજે. „ ૧૭
ભૂજા દંડ વિશાલનું, કરણે છે બહુ પ્રીતિ; „
મનોરથ વિવિધ પૂરવા, દક્ષણ નામક રીતી. „ ૧૮
કર કમલ ઉંચો રહે, મન ઇચ્છિત ફળ આપે; „
દાન મુદિત પ્રીતે સદા, આપી અચલ કરી થાપે. „ ૧૯
બાંહે વલ્લભ સોહે મુદ્રિકા, જડયાં અમોલિક નંગ; „
નખચંદ્રની શોભા થકી, આવ્યો અદ્‌ભૂત રંગ. „ ૨૦
પુષ્પના અંગુછા ઘણા, કટિ નિતંબ દેઇ આદ્ય; „
એ અંગના જે અનુભવી, તે લહે એ સ્વાદ. „ ૨૧
જંધન સ્થલ મધ્ય રાજત, અખંડ રસ નું દ્વાર; ,
રસિકજન રસ દાનને, ઉપરસ ઉદાર. „ ૨૨
કેસર સોંધે ધોતી ભરી, શોભા પામી સંગ; „
ઉપરણો ઓઢયો પ્રકારશું, ઓછાડયાં રસ અંગ. „ ૨૩
કામ કેલિ રસ જીતવા, જંધા જાનુ અતિ ધીર; „
પરમ સુભટ શિરોમણિ, વીરાધિપતિ એ વીર. „ ૨૪
ચરણ કમલાર્વિંદ કમલ માધુરી, અવ્યક્ત પરમ સુદેશ; „
રસિક નાયક રસે ભર્યાં, રાજે રસ આવેશ. „ ૨૫
અંગ અંગ રસ વિરલતા, શી પેર ઉરમાં આવે; „
મહદ અનુગ્રહ જો હોય તો, પ્રભુ પોતે જણાવે. „ ૨૬

મનોરથ સખી અભિલાષ એ, બહુ પેર ધરી મન આશ;,,
શ્રી ગોકુલ પતિને વિનવું, રાખો તમારી પાસ. ,, ૨૭

ધોળ ૭૪ મું.

શ્રી ગોકુલેશ જીવન ધન, છે સર્વસ્વ આપણે મન એહ;
શ્રીવિઠ્ઠલજીનો લાડીલો.
જીરે ભક્તને હિત પ્રગટ હવા,
શ્રી વલ્લભ વર ભર્યા નેહ. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો. ૧
જીરે ગોકુલ પતિ શ્રી ગોકુલનાથજી,
બિરાજે શ્રી ગોકુલગામ. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો.
જીરે મહા પ્રભુ સકલ શિરોમણી,
એછે રસિયા તણા સુખધામ. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો. ૨
જીરે રસ ભર્યા શ્રી પુરુષોત્તમ,
ત્રણ લોકમાં વિખ્યાત. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો.
જીરે અલૌકિક પ્રાગટ્ય અદભૂત,
શ્રી ગોકુલેશ સાક્ષાત્. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો. ૩
જીરે શ્રી વિઠ્ઠલજી શ્રી ગુસાંઇજી,
એ ધન્ય ધન્ય એમના તાત. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો.
જીરે શ્રી રૂકમણીજી સોહાગીયાં,
ધન્ય ધન્ય એમનાં માત. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો. ૪

જીરે પારવતીજી એ વર પામ્યાં,
સુહાગ પૂરણ છે અનુપ. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો.
જીરે લીલાએ રસિક અગાધ બહુ,
તે છે મહારસ રૂપ. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો. ૫
જીરે એણે ભાવે સૌ ભકતને
દાન આપે શ્રી વલ્લભ લાલ. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો.
જીરે સર્વ સ્વભાવ એ ભક્તને,
પૂરણ કરે મહા કૃપાલ. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો. ૬
જીરે શ્રી ઉત્સવ એ પ્રગટ દિન,
દાન આપે છે ગોકુલ ભૂપ, શ્રી વિઠ્ઠલજીનો લાડીલો.
જીરે માગશિર સુદ સાતમ ભલી,
એ દિવસને સમે તે સ્વરૂપ. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો. ૭
જીરે ભક્ત મનોરથ કરે,
શ્રી ઉત્સવ બહુય પ્રકાર. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો.
જીરે પ્રાગટય સમય સુહામણો,
પ્રગટયો આનંદ અપાર. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો. ૮
જીરે કેસરે ન્હાયે શ્રી વલ્લભ વર,
નખશિખ લગી ભક્ત બહુ રંગ. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો.
જીરે ધોતી ઉપરણા કેસરી,

ભર્યા રંગ સુંદર ધર્યા અંગ. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો. ૯
જીરે તુલસી માલા અંગે ધરી,
ભુષણ બહુ કંઠ સોહાય. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો.
જીરે શ્રી રૂપ મહા રસ ભર્યું,
રસિયા સૌ જોઇ જોઇ મોહાય. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો. ૧૦
જીરે કેસર તિલક ભા પર,
એ ઝલકત મહા સુભાગ. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો.
જીરે યશનું તિલક શ્રી મસ્તક,
ચૌદે લોક લગી એ પરાગ. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો. ૧૧
જીરે પાટ બેસાડયા શ્રી વલ્લભજી,
કરે આરતી મંગલકાજ. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો.
જીરે મહાદાન આપે ભક્તને,
પૂરણ કરે શ્રી મહા ઉદાર. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો. ૧૨
જીરે તન મન વારી સર્વસ્વ ધરે,
શ્રી ચરણે આવ્યા રસાલ. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો.
જીરે આનંદ સાગર ઉલટયો,
તેમાં ઝીલ્યા રસિયા રસાલ. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો. ૧૩
જીરે મહા પુષ્ટ પૂરણ કરી,
ભાગ ફલીયાં એ ભગવદી સાથ. શ્રીવિઠ્ઠલજીનો લાડીલો.

જીરે મહદ સંગથી એ પામ્યાં,
રસ ભર્યા શ્રીગોકુલનાથ. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો. ૧૪
જીરે એ સ્વરૂપ શ્રી ઉત્સવએ,
કો જાણશે તે ધન્ય ધન્ય. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો.
જીરે થાશે મનોરથ પૂરણ,
સહુ સાથ સુજાતિ સંપન્ન. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો. ૧૫
જીરે વલ્લભદાસ અનુભવ લહે,
મહા શ્રી ઉત્સવ સારનો સાર. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો.
જીરે મસ્તક શ્રી ચરણે ધરૂં,
કહું ચિરંજીવો પ્રાણાધાર. શ્રી વિઠ્ઠલજીનો લાડીલો. ૧૬

ધોળ ૭૫ મું.

પ્રગટ્યા શ્રી વલ્લભવર મહારાજજી, આનંદ ઉત્સવ થાયજી;
માગશિર સુદ મહા સાતમ ભલી, સ્વરૂપ સમાન મહા સુખ દાઈજી. ૧
એ દિવસતે એ મહા પ્રભુજીને, અનુભવી ભક્ત રસાલજી;
દાતા ભુક્તા વલ્લભવર, શ્રી રૂકિમણીજીનો લાલજી. ૨
અભ્યંગ થાય માંગલ્ય ભઈ, રંગ રસ ભર્યા મારો નાથજી;
ભાગ્ય રાંસે કેશર ન્હવરાવ્યા,
ને મહા પ્રભુ ભકત કંધ ધરી રહ્યા હાથજી. ૩
ન્હાય નવલ છબીલી ભાતસું, શ્રી અંગ રસના વહે પ્રવાહજી;

ચરણામૃત લઈ ભાવ ભર્યાં, નિરખે સુંદર મોહન રૂપજી. ૪
ચોકી ઉપર શોભા અતિ ઘણી, રંગરંગ રંગરંગ થઇ રહ્યો આજજી;
ઉભા થઇને અંગુછો કરે, સર્વાંગ ફુલ્યા મહારાજજી. ૫
ધોતી ઉપરણો રંગ કેશરી, શ્રી અંગ પહેર્યો અદ્‌ભુત સોહેજી;
છુટા કેશ અતિ લટકતા, જોઇ જોઇ ભક્ત રસિક જન મોહેજી. ૬
જુડો બાંધી તિલક ધરે, પીઠે બેઠા વ્હાલો ત્યાંહેજી;
વાજીંત્ર વાજે મલી મલી છંદસું, ગાય ધોળ ઉમંગ ઉર માંહેજી.૭
ભગવદી સાથ મનોરથ કરે, તુલશી ગુંજા માલ સુહાયજી;
ભૂષણ અનેક ધરાવીયાં, મુકતાની માલા મન ભાવેજી. ૮
શ્રી અંગ શોભા કોટિ પ્રગટ ભઇ, જોતાં ન રહે કોનું સનમાનજી;
નેત્ર કમલ પ્રફુલિત થયાં, વારવાર કરે રસ પાનજી. ૯
મહારસ સિંધુના ઉઠયા તરંગજી, રંગ તણી હોયે મહારસ વૃષ્ટિજી;
અભિજીત નક્ષત્રનો સમોરે સુભાગીયો, પોષીયો સ્વારથી શ્રૃષ્ટિજી.૧૦
ચોક પૂર્યારે મોતિતણા, કદલી તોરણ દ્વાર દ્વારેજી;
કંકુના હાથ દઈ કલશ ધર્યા, નેત્ર કટાક્ષે વધાવ્યા ત્યારેજી. ૧૧
આસન ચીર બીછાવીયાં, મહા પ્રભુ રાખે અતિ ભર્યા નેહજી;
ચોપાસે ભક્તનાં જુથ ઘેરી રહ્યાં, નિરખે શ્રી મુખ રસ ભર્યું તેહજી.
માર્કંડય પૂજા વાત્સલ્ય અર્થે, માતા શ્રી રૂકિમણીજીએ કીધીજી;
આયુષ્ય વૃદ્ધ હોય એ વિધ, ફરીને તે આશિષ દીધીજી. ૧૩

તે સમય આયો માંગલ્ય આજેજી, ભક્તનાં ઈચ્છિત સર્વે કીધાંજી;
વર્ષો વર્ષ હોય એ ઉત્સવ, સ્વકીયનાં દુર્લભ કારજ સિદ્ધિજી. ૧૪
સુંદરી આવ્યાં ને વરજી વધાવ્યા, કરમાંહે આરતી પ્રગટ પ્રકાશજી;
સ્વરૂપ નિહાળે તે નયણાં ભરી, અંગ અંગ વાધ્યો અતિ ઉલ્લાસજી.
તિલક કરેરે ચિત્ત વિહ્‌વલ, ફુલન હાર ધરે મન રંગજી;
ભાવસુ બીડાં કરમાંહે આપીયાં, વલ્લભ વરને સ્પર્શે સંગજી. ૧૬
ઈંડી પીંડી ત્યાં ઓવારીયાં, આરતી વારતાં પૂરણ કરીયાંજી;
સર્વસ્વ આપો આપ કરીયાંજી, આવી શ્રી ચરણે મસ્તક ધરીયાંજી.
જય જય કાર ત્યાં થઇ રહ્યો, જય જય બોલે સેવક સર્વેજી;
ભાગ્ય રાસ સર્વસ્વ ધરી, દંડવત કરે શ્રીચર્ણારવિંદ સર્વેજી. ૧૮
છોટા મોટા સર્વ સમર્પીયા, મહા પ્રભુ સુદૃષ્ટ લીધા ચર્ણેજી;
મહદ ભક્તની કાંને કરી, સૃષ્ટિ પોતાની કીધી વર્ણજી. ૧૯
ભાવ સહિત તે ચર્ણે નમ્યા, સદા સર્વદા અવિચલ સ્થાપ્યાજી;
અનુભવી પોતે એ રસ તણા, રસ માંહેદાન બહુ વિધ આપ્યાંજી. ૨૦
પાત્રાપાત્ર વિચારમાં વ્હાલો, સ્વભાવે સહજ ઉદારજી;
ભક્તને માથે શ્રી હસ્ત બેકધરી, ફલ સિદ્ધ કરે પ્રાણાધારજી. ૨૧
એણી ભાંતે ઉત્સવનાં સુખ આપે, નિત્ય નિત્ય અધિક એ પેરજી,
પરમાનંદ એ પ્રાગટ્ય પૂરણ, શ્રીવિઠ્ઠલજીને ઘેરજી. ૨૨
એ ઉત્સવ જે કોઈ જાણશે, તેને હોશે એહજ દાનજી;

મહદ ભક્તને સંગે કરી, યોગ્યતા થાશે સ્વકીય સમાનજી. ૨૩
જન્મ શ્રી વલ્લવરનો અભિનવો, સ્વરૂપ રસાલ અનુપજી;
વલ્લભદાસને સર્વસ્વ એહ છે, શ્રી ગોકુલેશ રસિક સ્વરૂપજી. ૨૪

ધોળ ૭૯ મું,

શ્રીવિઠ્ઠલ ગ્રહ ઉત્સવ સુહાય,
ફુલ્યા મોદને આનંદ અંગન માય. ૧
શ્રી રૂકિમણી પ્રાણજીવનને જાયા,
મહાભાગ્ય નિધિ ભક્ત ઉલટ ધાયા. ૨
બહુભાંતિ વાંજીંત્ર નિશાન વાજે,
અતિ ફુલશું શ્રી ગોકુલગામ ગાજે. ૩
એ પ્રાગટ્ય અતિ અભિનવો કો ન જાણે,
તે સિદ્ધાંત કરી શારદા કેમ રૂપ વખાણે. ૪
કૃપાસિંધુ કરૂણાલતા મન આણી,
વર્યાજીવ અંગીકર્યા દીન જાણી. ૫
ધન્ય દિન સુદ સપ્તમી અગહન માસ,
ગ્રહ લગન નક્ષત્ર શુભ સુભગ રાસ.
પૂરે ચોક સુહાસણી ભાગ્યપૂરી,
પહેર્યાં કંઠ ભૂષણ હાથ ચુરી.
ભરી કુમ કુગ કટોરડા હાથ લીધા,

મલી માનુની મંગલ હાથ દીધા. ૮
સોહે તોરણ બારણે ખંભ રોપ્યા,
છાયા મંડપ મંગલ કલશ ઓપ્યા. ૯
ભર્યા મોદ સું ભક્ત મન હરખસું,
બહુ વસ્ત્ર વ્રજજન પહેરી સોહાયે. ૧૦
સારી રંગ જે અતિ અમૂલે,
દીસે એકથી એક મન અધિક ફુલે. ૧૧
ત્યાં સુંદરી સર્વ શિંગાર કરી,
મન મોદશું કુમ કુમ કલશ ધરી. ૧૨
આવ્યાં મંદિર મંગલ ધોલ ગાય,
દેખી રૂકિમણી કુંવરી ફુલન માય. ૧૩
ફુલ્યા પ્રાણાધાર રસ ભર્યા રંગે,
અતિ ઉલટયો મોદ શ્રી અંગ અંગે. ૧૪
અતિ હરખસું નિરખતાં મન રીઝેજી,
ભર્યાભાવ સુભક્તનાં કાજ સીજેજી. ૧૫
વ્હાલા લટકતા ચોકીએ પધાર્યા,
ગ્રહી કાંકરસી કરી શ્રી કર સમાર્યા. ૧૬
બહુ ભાંતનાં તેલ સુગંધ પ્યાલી,
મન ફૂલ ભર્યાં શ્રી અંગે ચોલી. ૧૭

ભરી કુમકુમ કલશ સોરંગ રાજે,
ઢાળે શીષ ને ચોળે તે પ્રીય સોહાતે. ૧૮
નિજ કર ધર્યા બેઉ કપોલ રાજે,
શોભા શોભિત સર્વ શ્રી અંગ રાજે. ૧૯
જય જય બોલે નર નારી વાજે નિશાન,
જીવો કોટિ જુગ મારો જીવન પ્રાણ. ૨૦
લે છે ભામણાં પ્રેમે આશિષ બોલે,
સખી આજ કો, આપણાં ભાગ્ય તોલે. ૨૧
ઉભા જુપ આપ આપણા અતિ સુહાગી,
જુએ રૂપ વ્હાલા તણું પ્રેમ પાગી. ૨૨
કરે અવ્યક્ત રસ પાન રસ તે પ્રેમ લોભે,
કઠેરા મધ્ય જે નિકટ ભક્ત ઉભા. ૨૩
મન હરખ ને ફૂલ અંગે ન માય,
સૌ મોદ શું માનુની પ્રેમ સું ગાય. ૨૪
ન્હાઇ ઉઠી અંગ વસ્ત્ર શ્રી અંગે કીધું,
ધરી ધોતી ને ઉપરણો હાથ લીધો. ૨૫
ઓઢે કેશરી ઉપરણો રંગ મધ્યે અંગ ઝલકે,
છૂટા સરલ સુદેશ તે કેશ લલકે. ૨૬
પીઠ બેસી અંબોડલો શીષ વારી,

કરે તિલક તે જુઓ નિહારી. ૨૭
પહેરી મુદ્રિકા અતિ બિરાજે,
ધર્યો હાર મુક્તાતણો અતિ રાજે. ૨૮
મુક્તા તણાં કર્ણે કુંડળ તે જોત જીતે,
દયા આણી અંગી કરવા ભક્ત પ્રીતે. ૨૯
વેગે ઉઠયા વિઠ્ઠલ કુંવર મન હરખી,
શોભા સુંદર શ્રીમુખ રહ્યા નિરખી. ૩૦
વ્હાલો લટકતા મંદિર પધાર્યા,
બહુ ભક્તના ભાવ અંતર વિચાર્યા. ૩૧
ભર્યા ચોક મહા રત્નમય પાટ સોહે,
વ્હાલો બેસતા જગતનાં મન મોહે. ૩૨
ત્યાં ચાર સુહાસણી પ્રેમ ભરી,
લાવ્યા આરતી મોતીય થાર પૂરી. ૩૩
કરિ અતિ અનુહાર ભૂષન ધરાવે,
સોના રૂપાનાં ફુલ મોતીયે વધાવે. ૩૪
કરે તિલક કુમકુમનો મન હરખી,
રહ્યા નિકટ શ્રીનાથજીનું રૂપ નિરખી. ૩૫
એક સ્વરૂપ અનુભવ કરે પ્રાણવારે,
એક રૂપ અગ્રજ કોટિક વિચારે. ૩૬

પુલકિત થતાં હરખતાં નિર ઢાળે,
સમે રૂપ નિરખે કપોલ નિહાળે. ૩૭
તે સુ અનુભવી સ્વ અનુભવ કરાવે,
તેના ભાગ્યનો કહેતાં પાર ન આવે. ૩૮
એ સમે અનુભવી જીવ જાણે,
બીજા બાપડા રસનાએ કેમ વખાણે. ૩૯
જોઇદાસ ગોપાલ જાય બલિહારી,
કેમ વાણી વર્ણન કરૂં બુદ્ધિ હારી. ૪૦

ધોળ ૭૭ મું.

શ્રી વિઠ્ઠલજીનો કુંવર વ્રજરાજીઓ, પાતળો પરમ ઉદારજી;
એહ સખીરે પતિ આપણો, અબળા તણો આધારજી. ૧
શ્રી ગોકુલપતિરે ગોવર્દ્ધનપતિ, વ્રજ લોચન વ્રજ શણગારજી;
જીવનું જીવન વાલમો, હૈયડલાની કરૂં હાજરીજી. ૨
અતિ અણીયાળી આંખડીજી, અધર અરૂણ મૃદુ હાસજી;
શ્રી પારવતી વહુજીનો વાલમો, રમે કાલિંદ્રીને કુલજી. ૩
શોભા શીરે કહી શકું, કોઇ નહિ સમતુલજી;
માગશર સુદિરે સાતમ થકી, આનંદ ઓચ્છવ થાયજી. ૪
વાજીંત્ર વાજે બહુ ભાતનાં, તોરણ દ્વારે બંધાયજી;
જુવતી જુથ મોહી રહ્યાં, ઉમંગી તે મંગળ ગાયજી. ૫

કેસર ભર્યોરે કટોરડો, વાહાલાજી તે મોદસું નહાયજી;
ધોતી ઉપરણો તે કેસરી, કેસરી તિલકતે ભાલજી. ૬
શીશ સોહેતે અંબોલડો, શ્રી રૂક્ષમણીજીનો લાલજી;
ચોક પુર્યારે કુમકુમ તણા, આરતિ ઉતારે વ્રજબાલજી. ૭
ઉપરણો ઓઢયો શ્રીનાથજી, કંઠે સોહે વનમાળજી;
ગાદી મુંઢે બેઠા સુંદરવર, શ્રી ગોકુલ નિત્ય બિરાજેજી. ૮
વદન કમળ ઝળકી રહ્યું, તે મેં દીઠા આજજી;
વાહાલાજીતે પુત્ર પરિવારશું, હસી હસી પુછે છે વાતજી. ૯
પ્રિતે તે પ્રભુજીને નિરખતાં, ઉલટ અંગ ન માયજી;
રૂપ અનુપ માહારા નાથનું, એ છબિ વરણવી ન જાયજી. ૧૦
તન મન કીજે ઓવારણે, નયણાંતે રહ્યાં લોભાયજી;
જ્યાંરે જોઉં ત્યાં કૌતુક ઘણું, ભાવ વૈષ્ણવ ટોળેજી. ૧૧
પ્રેમ શું કરેરે પહેરામણી, વાહાલો હસી આપે તંબોળજી;
સજ્જન કુટુંબ સહુ હરખીયા, પેરે પેરે કીધાં સનમાનજી. ૧૨
બંદીય જનરે સંતોષીયા, મનવાંછીત દીધાં દાનજી;
એટલું માગું શ્રી નાથજી, કારણ એકજ એહજી. ૧૩
એહ સેવકને એહજ પ્રભુ, ક્ષણુ ક્ષણુ અધિક સ્નેહજી;
એહ લીલા વ્રજ નિત્ય નવી, ચીરંજીવો શ્રી ગોકુલેશજી. ૧૪
દાસનો દાસ ચરણે રહ્યો, ચંદ્રાવલી વારણે જાયજી. ૧૫

ઘોળ ૭૮ મું.

માહારે આંગણે આવીને વાયક બોલ્લીયારે,
હું તો જોઉં માહારા વાહાલાની વાટ; ગોકુલ ઘેર આવશેરે. ટેક.
માહારે ઘેર પધાર્યા શ્રી ગોકુલનાથજીરે; માહારે ઉલટ અંગન માય.
સખી શેરીઓ વળાવીરે સીધ કરૂં, લીલા પીળા પથરાવું પાટ. ૨
સખી બારણે કાચ ઢળાવીએરે, મેં તો મોતીના પુર્યા છે ચોક. ૩
સખી મંડપ છાયો મોગરેરે, મેં તો ફુલડે છાઈ છે વાટ. ગોકુલ ૪
સખી કદળીના ખંભ રોપાવીયારે, મેં તો જાદવચીર ઓછાવ્યા. ૫
સખી માલણ આવે રે મલપતીરે, ત્યાંતો તોરણ સોહીએ દ્વાર. ૬
સખી ઉત્તમ પાથરણાં પથરાવીયાંરે, ચોપાસે ચંદરવા બંધાવું. ૭
સખી ગાદીને તકીયા બીછાવીયારે, પધરાવું શ્રી વિઠ્ઠલજીનો લાલ.૮
સખી કંકુની પીયલો કરાવીએરે, ચોખલીયા ચોઢુંરે લિલાટ. ૯
સખી શણગાર કરૂં શોભીતારે, ચોળી ચુંદડી ઘરચોળાંને ઘાટ. ૧૦
સખી તનમન કરૂં વારણેરે, ભાવે ભે કરૂંરે અપાર ગોકુલ ઘેર આવશે.૧૧
માહારા મંડપ છાયા મોગરેરે, મેં તો ફુલડે છાઈ છે વાટ. ગોકુલ.૧૨
માહારા મંડપ દીસે સોહામણારે, બિરાજે શ્રી ગોકુલનાથ.ગોકુલ.૧૩
માહારા મનના મનોરથ પુરીયારે, વાહાલે ભક્તની પુરી આશ. ૧૪

ઘોળ ૭૯ મું.

આવોજી અતિ બડભાગીયાં મીલી જોવાને જૈયે;
પરમ કૃપાલ કૃપાનિધ તેનાં દર્શન પૈયે. ૧

દર્શને ત્રાપ ત્રિવિધ ટળે, મન મોદ ન માયે;
જુથ ઘણાં જુવતી તણાં, મીલી મંગલ દીજે. ૨
માગશિર સુદ સાતમ ભલી શુભ મંગલ માસ;
માંગલ્ય રૂપે પ્રગટીયા, માંગલ્ય પરકાશ. ૩
પ્રકાશ વાધ્યો દ્વિજરાજનો, વાજેરે નિશાન;
નિર્ભય પદ નિજ કર ગ્રહી, આપે જીવન પ્રાણ. ૪
પ્રાણ જીવન ધન વાલમો, અંગો અંગ અનૂપ;
નામ શ્રી ગોકુલનાથજી, દ્વિજમંડલ ભૂપ. ૫
ભૂપતિ ભૂમંડલતણો, વૈષ્ણવનો વિશ્રામ;
આપણને સુખ આપવા, પરિપૂરણ કામ. ૬
પૂરણતા પ્રભુજી તણી, કો ન લહે પાર;
સમોવડ કો સૂઝે નહિ, લીલા અવતાર. ૭
લીલા લહેર તરંગની, ઉમગ્યો રસ પૂરણ;
માત પિતા પતિ ધર્મની, મર્યાદા ચુરણ. ૮
મર્યાદા મૂકી મળીયા, ભરીયાજી મોહે;
જલ તરંગ નહિ જૂજવા, તે તે માંગલહે. ૯
બાંહ ગ્રહી બલ વાધીયો, તેનો કહુંરે વિશેષ;
અધક્ષણું અલગા થકી, નહિ નેન નિમેષ. ૧૦
નિમેષ તણું સુખ શું કહું, જાણે નહિ વેદ;
બ્રહ્માદિકને સ્વપ્ને નહિ દરશન રસ ભેદ. ૧૧

અરસપરસ પ્રીયા અનુભવી કીજે કોટી ઉપાય;
ઉત્સાહ વિધિ જાણે નહિ, રતિ રંકને રાય. ૧૨
રાયને રાણા આગલે ઉભા કર જોડે;
હા હા કરી હાસ્ય છબી માનુની મુખ મોડે. ૧૩
કામિની ભામિની, માનુની, વિનતાનાં વૃંદ;
ઇચ્છા પૂરી અમતણી, ફૂલ્યો મકરંદ. ૧૪
ફૂલ્યો કુલ વલ્લભતણો, ફૂલીયારે અપાર;
પુરુષોત્તમ રંગે રમે, શ્રી વિઠ્ઠલનાથજીને દ્વાર. ૧૫
દ્વાર રહ્યો વિનતી કરૂં, માગું સોઇ દીજે;
મનસા વાચા કર્મણા, કાંઇ વિલંબ ન કીજે. ૧૬
વિલંબ ન જાણો મારા વાલમા અંતરગત જાણો;
ચરણ શરણ રાખો સદા જીવ જગત લોભાણો. ૧૭
× × × × ×
× × × × × ૧૮

ધોળ ૮૦ મું.

શ્રી વિઠ્ઠલગ્રહ અતિશે આનંદજી; આનંદને રે આનંદ હવોજી. ૧
પુત્ર પ્રગટ હવા અભિનવ જાણીજી;
વાણીએ કૃષ્ણદાસી એમ કહ્યોજી. ૨
ધન્ય શ્રી રૂકિમણી શું હું કહું તમ ભણી,
ધન્ય જાયો વર આ જીવનોજી. ૩

મુખડું વિકાસીને વળી કહે કૃષ્ણદાસીજી,
મહાભાગ્ય એ ક્યાં લગી કહુંજી. ૪
શ્રી ગોકુલનાથ આવ્યા વ્રજ જન મન ભાવ્યાજી,
તોરણ સુહાવ્યા સદન સહુજી. ૫
ભાગ્ય ઉદિત હવાં જગતના જીવનાં,
મુદિત હવા સૌકો કહેજી. ૬
યુવતી સર્વે મીલીને શ્રીમુખ જુએજી,
મોહે તે મન માનુની તણાંજી. ૭
ચીરંજીવો ભણી ભણી આશિષ દે ઘણી ઘણી,
કામના મન તણી પૂરીજી. ૮
ભાવ તે સર્વના પ્રભુએ અંગીકર્યાજી,
વર્યા જે જીવ પોતે થકીજી. ૯
સખી ગણ ગાયને સ્વરતે સુહાયજી,
ધાઇને માંહો માંહે મલેજી. ૧૦
કુમકુમ રોળતાં કરે કલોલજી,
સહ તંબોલ મુખ તે તણોજી. ૧૧
સુખ તણો સાગર સ્નેહ તણો આગર,
નવરંગ આગર નાગર નિરખીયાજી. ૧૨
મોહ મન અતિ ઘણો, કોણે તે જાય ગણ્યો,

મનોરથ મન તણો પુરીયોજી. ૧૩
માંહો માંહે નાચે ને અતિશે રાચેજી,
સાચે તે ભાવ ભર્યાં ભગવદીજી. ૧૪
સંવત સોળસેં અષ્ટમ વર્ષેજી,
હર્ષ ઘણો રૂકિમણીજીનેજી. ૧૫
ભ્રગુ ભલો તે વાર સાર માંહે સાર
અસુર ગુરૂ થૈઠા તે સુર થયોજી. ૧૬
માગશિર માસ વરમાં અતિ વર,
સુંદર સુદ સપ્તમીજી. ૧૭
રાતનો પ્રાગટય તે અતિ છે અદ્‌ભુતજી,
ગત ઘડી એકને છપ્પન પળજી. ૧૮
પૂર્વા ભાદ્રપદ નક્ષત્ર જેહજી,
તેના ભાગ્યનું હું શું કહુંજી. ૧૯
જોગ સિદ્ધ નામ પામ્યો તે સુખ ધામજી,
કામ પૂરણ થયા તેહ તણાજી. ૨૦
મિથુલ લગ્ન તે સ્પષ્ટ અ ગણક વર્ગજી,
હરખી તે જન્મ કુંડલી કરેજી. ૨૧
ધન્ય તે સંક્રાંતનો ધન્ય ધન્ય માસજી,
રાશી તે કુંભ સુખ રાશ છેજી. ૨૨

નવગ્રહ ઉભા ઈચ્છા કરતા કર જોડેજી,
કોડ પૂર્યા કોટી જન્મનાજી. ૨૩

ગુરૂ રહ્યા દ્વિતીયે ને રાહુ તે તૃતીયેજી,
શ્રુત કરે બુધ ષષ્ટમ રહ્યોજી. ૨૪

શત્રુ મંગલ રહ્યા સપ્તમ સોહેજી,
જ મોહે તે ત્યાં રહ્યાજી. ૨૫

ચ શનીશ્વર નવમે તે નાચેજી,
રા છે કેત તે સ્થલ રહ્યોજી. ૨૬

એ પેરે તે જન્મ કુંડલી કીધીજી,
આશિષ દીધી જેમ દેવ વિધીજી. ૨૭

વેદની ધુનીય તે કીધી મહામુનીજી,
સુણી મન મુદિત શ્રી રૂક્મિણીજી. ૨૮

માગદ બંદીય શુદ્ધ સુ છંદજી,
વિવધ પ્રકાર તે જશ કહેજી. ૨૯

જે જે કહે તે તે સત્ય એહી સોહેજી,
સોહે તે સૌ કોઇ તેહ સુણીજી. ૩૦

માન તે અતિ ઘણાં દાન ગુપ્ત તણાં,
સાધ્યાં તે પ્રાતે ઘણાં મન મળીજી. ૩૧

એણેપેરે આનંદ ને ઉલટ ન માયજી,
શેરીએ ને સભાએ સમુદ્ર સમોયજી. ૩૨
નિરખે તે સુર સહુ વરખે કુસુમ બહુ,
હરખે તે દુંદુભી વજાડીયાંજી. ૩૩
સકલ નરનારીને ઉલટ અપારજી,
ત્સાહ ભર્યાં માંહો માંહે મલ્યાજી. ૩૪
એણીપેરે તે લીલા જન્મની વીતીજી,
સુણી તે જન્મ સમે શુભજી. ૩૫
સુખ તણી રાશ કેમ કહે હરિદાસજી,
આશ પૂરણ કરે ભક્તનીજી. ૩૬





# પ્રકરણ ૫ મું.



## નિત્ય ચરિત્રનાં ધોળ.

### ( ગોકુલ ભાઈજી કૃત. )



(પ્રથમ પ્રબોધનું પદ.) રાગ રામકલી.

પરમ રમણીય કમનીય સુન્દર સદન,
ખચિત મણિ મય તિબારીએ સોહે;
અતિહી વિચિત્ર બહુ રંગ ચિત્રિત ચિત્ર,
દેખતાં માત્ર ચિત્ત ચકૃત હોયે. ૧
ત્હાં સુખ સે'જ રચી રચી સમારી સુખદ,
ભક્ત ભૂષણ નિશા સમય સાર;
વિવિધ બિડા પુષ્પ માલ સહ સુગંધ,
વિધિ ધર્યા સકલ રસના પ્રકાર. ૨

પોઢિયા રસિકવર પરમ પ્રિયા સંગ,
રંગ રમણીય કેલ વિલસી બહુય;
અમિત સુખસેન નીંદ્રા નેન વશ,
એહ સમે અંગ દિસે પ્રકટ ચિન્હ સહુય. ૩
તેહ સમે ભક્ત આવ્યા અવિલોકવા,
અતિશય આતુર થકા વિપ્રયોગી;
નીપટ સજ્યા નીકટ આવી ઉભા રહી,
નિરખીયા પ્રાણપતિ આપ ભોગી. ૪
સુખ હવું પરમ આતુર અંગ અંગ પ્રતી,
ફરી ફરી શ્રી મુખને નિહાળે;
અતિય નિંદ્રા ભર્યા પોઢીયા અહીં પ્રભુ,
ત્યાં થકી નયન એક પળ ન ચાલે. ૫
કરે વિજ્ઞપ્તિ વચન મુખ માધુરી કહી,
જેણે પ્રાણપ્રિય સુખ શું જાગે;
પ્રબોધ ભણિ ભણી અને મૃદુલ વાણી કહે,
તમ સુખે સહુ સુખી એહજ માગે. ૬
જય જય જય મહા મંગલ હે પ્રભુ,
જય જય મંગલજન મંગલકારી;
જય જય મંગલ ગોકુલેશજન જીવન,

પદ ૮૨ મું.

તિહારે બોલહીકો પતિયારો.

સકુચ નેન ચિતવત કાહેકો, નીકેહો કયોં ન નિહારો. ૧

મેરે મનમેં નાહીન વેકછુ, જે તુમ સોગ વિચારો;

વલ્લભ પીય જહાં જહાં હીતકી રૂચી, તહાં મન સંગ હમારો.૨

રાગ ધનાશ્રી. પદ ૮૩ મું.

શ્રી વલ્લભ અંગ અંગ સુંદરતાઈ:

નેંન નિરખ ફીર આવે સજની, એસી કોન લુગાઈ. ૧

જાય દ્રષ્ટિ અટકત જહીં ઠોરે, તહાંઇ રહત અરૂઝાઇ;

વૃંદાવનકો ચંદ નિરખી મન પંગુ ભયો કહાં જાઇ. ૨

પદ ૮૪ મું.

જાચોં શ્રી ગોકુલનાથ ગુસાંઈ.

મનક્રમ વચન મેરે શ્રી વલ્લભ, ઓર ન દુજો સાંઈ.

છાંડી અષ્ટ સિદ્ધિ અરૂ નવ નિધિ, અરૂ ધાતા પુરવાંઈ;

શ્રીવલ્લભજુકે પદ પંકજ, સકલ સંપદા પાઈ. ૨

ઓરહી જાચોં જનનિ લાજે, કરોજુ મનકી ભાઈ;

વિષ્ણુદાસ૦પ્રભુ શ્રી પુરુષોત્તમ, તન ત્રય તાપ બુઝાઇ. ૩

પદ ૮૫ મું.

ફ્વિ છબિ સુંદર શ્રી કરકી.

પીઢા બેઠી આચમન લેત જલ આવત ઝુકી ઢરકી. ૧

અંજુલ મંજુલતા અંબુજદલ, અતિ શોભા ભરકી;
ન્યોછાવરી કરી લેઉ બલૈયા, રસિક શ્રી વલ્લભ વરકી. ૨

પદ ૮૬ મું.

પીયમુખ નિરખત નેહ દુરાયે.
અંતર ગતિ હીત રતિ બાઢીજુ, પ્રગટ રહી નેહ દુરાયે. ૧
બુજત હુ ન કહે તાસોં કછુ, ચાહત અતિ અનખાયે;
વલ્લભલાલ ચિતે નેન સેન કરી, આપુહી લેત મનાયે. ૨

પદ ૮૭ મું.

આવત લાલ રસિક સુખદાઈ.
શોભા નવ વદનાવિંદકી, નેનન સુખ નિધિપાઇ. ૧
ગ્રીવાકી લટકનિ કુલ અંગ રાજત સુંદરતાઇ,
વલ્લભ નિરખી નિરખી ઉર આનંદ બાનિક ;બરની ન જાઇ. ૨

પદ ૮૮ મું.

અરી હોં રીઝી લાલન નવલ બાનિકપર.
જાસોં હેત તાકે રંગભીને, કહે હેત દ્રગરસ આરસ ભર. ૧
અંગ પરાગ વિલાસ પ્રેમલીયે, આવત ઢરી આરતાહર;
વલ્લભ પીયરસ રૂપ માધુરી, સબહીનકે મન વશ કર. ૨

અથ ભોજનકે પદ. રાગ સારંગ ... પદ ૮૯ મું.

ભોજન કરત લાલ સુખદાઈ.
કનક થાર આગે ધરિ ખટ રસ સામગ્રી,
બહુ વિંજન પરોસ સુંદર આઈ. ૧
આયે ભોગ્યતા શ્રીવલ્લભવર; હાસ્ય કે[illegible]નમાંઇ;
ગોકુલ વધુ નિરખત શ્રીમુખ, વલ્લભદાસ બલિજાઇ. ૨

પદ ૯૦ મું.

રૂચિ રૂચિ ભોજનશાળા સોહે.
કનકથાર મધ્ય ધરે કટોરા, ઝગમગાત મન મોહે. ૧
પીઢા સાજ સબે વિધિ સુંદર, ઉપમાકો સમ કોહે;
વલ્લભદાસ તહાં આય બિરાજે, ફુલ રહે ત્યાં જો હે. ૨

પદ ૯૧ મું.

શ્રીવલ્લભ ભોજનકોં પાઉંધારત.
ચલત ચાલ સુંદર સુંદર વર, ભક્તન તનજુ નિહારત. ૧
ચરનન ચિત્ત રાખ સબેજન, અપનો સર્વસ્વ વારત;
વૃંદાવન મનહર્યો પ્રાણપતિ, ગતિ ભૂલિ ન સમારત. ૨

પદ ૯૨ મું.

ભોજન કીયે શ્રી વલ્લભલાલ.
લાવણ્યસોં લાવણ્ય લે આઇ, રસિક રસિલી બાલ. ૧

દુરે કટાક્ષ મનુહાર પરોસત, ચંચલ નેન વિશાલ;
રહ્યો ઠોર મુખ હાથ વૃંદાવન, રીઝે રસિક રસાલ. ૨

પદ ૯૩ મું.

ભોજન કરતરી વલ્લભ બહુ ભાંતીન સુખ દેત.
નાના વિધકે લાવણ્યસોં, પરોસત હસિ હસિ કર લે દેત. ૧
જે રસ રસિક રસિલી રસસોં, કીને રતિન સમેત;
વૃંદાવન તેઇ તેઇ સબભાયે, બનાયે ઇનકે હેત. ૨

પદ ૯૪ મું.

પરોસત કછુ એક ચતુરાઇ.
જામેં રૂચી દેખત સોઇ ફીર ફીર, લાવણ્યસોં લે આઈ. ૧
ગુઢ ભાવ અંતર ગતિ રોકત, ઠાડે કછુ મુસીકાઇ;
વલ્લભ વલ્લભ ભાંતી આરોગત, હીતકી બાત સબ પાઇ. ૨

પદ ૯૫ મું.

ભોજન કરત હેં રતિ આઇ.
મનકી લગની દ્રગનમેં સોહે,
સુખ નિધિકે રૂપ રસહી ઠાડી મીસ જનાઇ. ૧
બુજતી બતરાતી ભાંતી દ્રષ્ટિકી કછુ ઓર રહી નેહ ગતિ દુરાઇ;
વલ્લભ દરશમેં રસ રંગ ભીજી રહે, અગનીત સુખ પાઇ. " ૨

પદ ૯૬ મું.

કછુ ભૂલી ગયો હોં પરોસત, સોતો પાછે લાઇ મુસીકાઈ.

મીસ કરી આયો ચાહતહી સોતો, સાંચી ભઇ લાલરીઝી રહે તકીબાઇ૧
બુજ ચલી કછુ લાવેં ઓર ફીરી અરબરાય આન્યો બનાઇ;
વૃંદાવન ચંદ વલ્લભકો સુખદેત ચતુર અતિ ચતુરાઈન જનાઇ. ૨

પદ ૯૭ મું.

ભોજન કરત સુખ નિધાન
મિશ્ર મધુર અમલ તિક્ત રૂચિર વિનીકે, પાયે પાક બહુ વિધિ પકવાન૧
આરોગત અતિ સ્નેહ જનિત પરોસત અતિ હીતકે,
ફીરી કરી ફીરી કરી કરી સનમાન;
ચારૂ વદન હસીકે કહેત વચન, વલ્લભલાલ રસિક દેત દરશદાન. ૨

પદ ૯૮ મું.

ઉઠ કર બર્યો મઠાસોં રાજે.
શ્રી મુખારવિંદ પ્રફુલીત અતિ, શોભા અધિક બિરાજે. ૧
અંગ અંગ પ્રતિ અમિત માધુરી, લટકનકી છબિ છાજે;
નિરખ નિરખ નેનન રસ બાઢયો, વલ્લભલાલ સદાજે. ૨

પદ ૯૯ મું.

શ્રીવલ્લભ ભોજન કરી જબ આવત.
લટકત ચાલે ફીર ચિતવત કબહું, મુસકની ચિતહી ચુરાવે. ૧
આઇ સેજ બેઠે જુ પ્રાણપતિ, પિય ભકતન સહિતં સુહાવત;
બીરી લેત બિરાજત સનમુખ, વૃંદાવન ગુન ગાવત. ૨

### અથ બીરીકે પદ. રાગ સારંગ. પદ ૧૦૦ મું.

સોહત તુલસી માલગરે, વલ્લભ ભોજન કરી આવત.
વદન કાંતી અનુપ ભાંતિ,કહી ન જાતી રસના નેન નિરખ સુખ પાવત.
બેઠે સુખ સેજ બીરીલેત દેત ભક્તન સુખ આનંદ પ્રેમ બઢાવત;
ગોકુલપતિ નાગર ગુન આગર,રસ રસિક વૃંદાવન મન અતિ ભાવત. ૨

### પદ ૧૦૧ મું.

ભોજન કરી આવત દેખી બાનીકલાલ નઇ.
કેસરકો તિલક ભા , રેખા રાજત રસા ;
માલ ઉર ગુલાબ લસત, હસત સેંન દઇ. ૧
તિલક માલ ધોતી ઉપરેંનાસોં, અતિલગત સોહાઈ,
બીરીલેત રંગ રસ બાઢયો, નિરખત નેન સિરાઈ. ૨
પાઉંધારે સજ્યાપર ખ નિધિ, ગુનીયન મંગલ ગાઇ;
સુન સુખનિધિ સુખ દીયો સબનકોં, વલ્લભદાસ રિઝાઇ. ૩

### પદ ૧૦૨ મું.

ભોજન કરીકેં પાઉં ધારત, અનુપ ભેખ દેખેં,
કુલ વધુનકી લાજ ગઇ સરકી.
આંગનમેં ધામકે પ્રસંગ ચોકી આઇ બેઠે તહાં,
અગનિત ભીરભઈ નારી નરકી ૧
બોરી મુખ મેં લેકરકે કેસ નીકે નીરવારે,
દેખે કામીનીકે ઉર કામ વ્યથા કરકી;

એસે પરમ સુજાન પ્રાન વલ્લભસું રતિ આયે;
નિલજની ગોડી છાતી નેં કહુ ન દરકી. ૨

### રાગ સારંગ. પદ. ૧૦૩ મું.

વલ્લભ જબ આરોગી બીરા.
વિકસિત મુખ સાગર ઉમડયો, રસ અથાહ ગંભીરા. ૧
તાલ તરંગ રસ રસના મહિ, મગન હોત ન ધીરા;
વૃંદાવન મેં પરખિલીયો નગ, પાયો અમોલિક હિરા. ૨

### પદ ૧૦૪ મું.

બીરાલેત દેત સુખરાસ,
શ્રીકર લાવન્યકી છબીસોહે, આનન કોટિ પ્રકાશ. ૧
અવિલોકત ઠાડી જુવતિ જન, ભરી હે પ્રેમ હુલાસ;
રસિક રસિક પિયકો સુખદીજે, વલ્લભકેલિ વિલાસ. ૨

### પદ ૧૦૫ મું.

પીય છબી લગી પગી રહીરી મનમેં.
ભોજન કરી પાઉં ધારત લટકત કહી ન આવત બેનનમેં. ૧
ઝાલ કપોલ અરૂન અરૂનાઇ, રસ બાઢયો સેનનમેં;
વલ્લભકી સબ ભાંતી છબીલી, રસસું દરશ દે નેનનમેં. ૨



## અથ રાજભોગ સન્મુખનાં પદ. રાગ સારંગ. પદ ૧૦૬ મું.

નેનનકો ફલ યહ સખીરી શ્રી ગોકુલનાથ નિહારે,
શિવ વિરંચી જાકો ધ્યાન ન પાવત, ભક્ત હેત વપુ ધારે. ૧
જાકારન જપ તપ વૃત સંયમ, મુનિજન કરત વિચાર;
તા પ્રભુકે રસમગ્ન રેનિદીન, ધન્ય ગોકુલ નરનારી. ૨
કરૂણાસિંધુ કૃપાલ કલ્પતરૂ, સહેજ દેત ફલ ચાર;
મુરલી એસે ભક્ત વત્સલપર, તનમન દીજે વાર. ૩

### પદ ૧૦૭ મું.

સુંદરતા અંગ અંગ વલ્લભ દેખેહી બની આવે,
આજકી છબી મોપેં બરની ન જાઇ;
તેસોઈ સોહત શીંગાર શોભા કોટીક કામ લજાવે. ૧
કોન કોન ગુન કહીયે બહુ રમનીરમન તુમારે જુ,
રસના એક સુ કહોંલોં ગાવે;
વૃંદાવન મન મગ્ન હોત કયોં હુ પાર ન પાવે. ૨

### પદ ૧૦૮ મું.

ઠાકોર ગોકુલનાથ, હમારે માઇ ઠાકોર ગોકુલનાથ;
એસો ઠાકોર દેખ્યો ન કોઉ, તાહી નમાઉં માથ. ૧
અષ્ટ સિદ્ધિ નવનિદ્ધિ કલ્પતરૂ, જાપેં ઓટાં હાથ;
વૃંદાવનકો ચંદ શ્રી વલ્લભ, સબસુખ જોડે સાથ. ૨

પદ ૧૦૯ મું.

કામ રંગરેજ રંગીતુમ જોબન રંગકી રેની,
ઠોર ઠોર અંગ અંગન જેહી ચિત્રકીને જીનકે;
વલ્લભકો સુખ દેની. ૧

ઓર સબ પક્ષી જીવ તો મેં અબ રેખે,
અંજન કપોત કીર હે પીક બેની;
વૃંદાવનકો ચંદ મનરંજન કારન,
ચલત ચાલ ગજ ગેની. ૨

પદ ૧૧૦ મું.

કહા કરોં મેરો મન ન રહત,
જેસેં હે તેસેં કહત ન આવત, તુમ સકુચત હોં સકુચી કહેત. ૧
ગુન અપાર અતિ પાર ન પાવત, ગાવત ફીર ફીર મુખહી ચહત;
વૃંદાવન કે શ્રી વલ્લભ વલ્લભ, વલ્લભ વલ્લભ વાત લહત. ૨

પદ ૧૧૧ મું.

વલ્લભ રસિક રસીલી વાતેં,
સુન આલી તેં પઢી કોનપેં, શીખી ઘેરૂ કહાંતે. ૧
કે મેરે હીત ઉનહી પઠઇ, પ્રીતમ અપની ઘાતે;
કે તો તુંહી સમઝી કછુલાઈ, વૃંદાવનકે નાતેં. ૨

### પદ ૧૧૨ મું.

વલ્લભ પીયકી વે બાતેરી આલી કોન કોન ભાંતીન કહીયે,
નોતન નેહ દુરાવ સબનતેં દુરીહોં દુર ચહીયે. ૧
પુનિ પ્રતિભઇ ઉજાગર નાગર, સંગ નિશદિન રહીજે;
વૃંદાવન યહ સુધ આયે તેં, અબ એસેં દહીજે. ૨

### પદ ૧૧૩ મું.

દેખત દેખતહી લલચાત,
સુનરી સખી એ નેના મેરે, કયોં હું નાંહી અઘાત. ૧
તબ નિશદિન એ પલક ન લાગત, નિરખત વલ્લભ ગાત;
વૃંદાવન અબ પ્રાનનાથ બીનું, કલ્પ કલ્પ છીન જાત. ૨

### પદ ૧૧૪ મું.

દુરિ દુરિ દેખત વલ્લભ તુમ તન, અરૂ મુરિ મુરિ મુસિકયાત.
કબહું સકુચિ ફીર ચલવત બહુર્યો, ફીર આવત એસેહી આવત જાત. ૧
તૃપ્ત ન માનત પીવત સુધારસ, રસીલી રસ ન અઘાત;
વૃંદાવનચંદકો રીઝાઇ ચાહત, એસેહી દિન રાત. ૨

### પદ ૧૧૫ મું.

અરી સ્વેત વાગો ઇનહી કે અંગ સોહે,
કોટિક છબિવારી ડારો, પહરે શ્રી વલ્લભલાલ પ્રાન પ્યારો;
નિરખતહી મન મોહે. ૧

જાપર ફુલમાલ અરગજા, ઉપમા કો યહાંકો હે;
વલ્લભદાસ પીય સોનોં સુગંધ દોઉ, નખશિખ રૂપ લલચ્યો હે. ૨

પદ ૧૧૬ મું.

પ્યારીકે રંગ રચ્યો વલ્લભ નવલલાલ,
વલ્લભકે રંગ રચી પ્યારી સચિકે;
પ્યારીકી દીઠ પ્યારી પ્યારેકી દીઠ પ્યારો,
દોઉ એક રંગ રંગે મન મન વચકે. ૧
કહેત ન કહી આવે દેખતહી બની આવે,
કોનેં ધો બનાઈ જોરી એસી રચી પચી કે;
વૃંદાવનચંદ પ્યારી ઉજીયારી ન્યારી,
નહી હોત એસી રાખી ઉર ખચીકે. ૨

પદ ૧૧૭ મું.

બેઠે સેજ મુખ નિરખત પીય કર દર્પન લીને,
ભોંહ હસની ન્યારી ન્યારી નેનન ટક ઝક;
અંગ અંગ છબિ સોં રસ ભીને. ૧
અતિ પ્રસન્ન વચન વિલાસ માધુરી,રસ પોખત હીત ચીત ચંચલકીને;
વલ્લભ રસિક રસાલલાલ પુરન સુહાગ અનુરાગ,
ભાગ્યન વિવિધ વિધકે સુખ દીને. ૨



**અથ ઉત્થાપન સમય કે પદ. રાગ નટ. પદ ૧૧૮ મું.**

સખીયન સોં કહત વાતરી અપને વલ્લભ તનમન દીને;
વેહુ ઠાડે યાહી લાલચ ચિતવત કન,અખીયન આનાકાની કીને ૧.
નયો નેહ તાતેં દુરિ દુરિ અવલોકત લખ્યો ન પરે આનંદહીયે;
વૃંદાવનચંદ વેઇ વેઇ જાને રસ રસિક રસીલે રસહી લીયે. ૨

પદ ૧૧૯ મું.

રસિક રસિલો શ્રી ગોકુલ નાયક,
અંગ અંગ રસ રંગ રહે ઢરી, મુખ બોલત રસ રાયક. ૧
રસહીકી બાતેં સબ જાનત, સબ રસકો સુખદાયક;
વૃંદાવન વલ્લભ વલ્લભ, રસ ભક્ત રસિક મન ભાયક. ૨

રાગ ગોરી. પદ ૧૨૦ મું.

આછેં હો રાજત વલ્લભ લાલ,
ઉજ્વલ ધોતી ઉપરના અતિ, ઉર તુલસીકી માલ. ૧
બેઠે ગાદી તકીયા સોહે, ચંચલ નેન વિશાલ;
પાન ખાત મુસકાત વૃંદાવન, વશકીની વ્રજ બાલ. ૨

પદ ૧૨૧ મું.

કહીયે કાનસોં બતીયાં,
તબ હસિ હસિ પુછતી વલ્લભ, અબ દાહત છતિયાં. ૧
હો ભુલી તું વે સ્વર ન શિખાવત, કબહુક યહ ભતિયાં;
તબ યહ સુખ અબ યહ દુઃખ,વૃંદાવન સાલત દિન રતીયાં. ૨

પદ ૧૨૨ મું.

ઉત્થાપન આગમ જાની સબ કીયે સિંગાર ચલી.
ભુખન વસન તિલક અંજનદે, ભામિની ભાંતિ ભલી. ૧
ઘર ઘર તેં નિકસી પ્રફુલીત મન, નવ નવ રંગકલી;
અતિ સુહાગ વર નેહ બઢે તન, પીયે રસ રૂપ છલી. ૨
આવત જ્યાં ગજમત્ત નિરંકુશ, સોહત સુભગ ગલી;
વલ્લભ રસિક સ્વરૂપ દરશકોં, આઇ સબે અલી. ૩

પદ ૧૨૩ મું.

જાગે લાલ ઉઠ બેઠે સેજપર અરસાને અંગ અંગ;
અરૂન નેન ઘુમતજુ રસ મસેં, અધર ભયેં રસ રંગ. ૧
ધોતી મરગજી ઓર ઉપરેના તિલક ભાલ સોહે અંગ;
વલ્લભ મુખ છબિ નિરખત ત્રીયગન નવ નવ ઉઠત તરંગ. ૨

રાગ કલ્યાન. પદ ૧૨૪ મું.

તુમતેં શોભીત શોભા હોત,
રાજત હેં ધોતી ઉપરેના, તુલસી માલા ઓર મોતી. ૧
વારોં એક રોમકી છબિપર, કોટી શશિનકી જોત;
વૃંદાવન વલ્લભ નગ જગમગે, ઓર કાચકી પોત. ૨

રાગ માલવ. પદ ૧૨૫ મું.

ઉઠે સેજ તે અરસાંની અરસાંની ભોંહે;
ગાદી તકીયા રાજત વલ્લભ, ધોતી ઉપરેના સો . ૧

મરગજે ભયે રંગ અતિ બને, સોંધે સંગ,
પહરેં મુદરી નગ અંગુરિન મોહે;
વલ્લભદાસ પીય ગરે તુલસી માલા,
તિલક ભાલ ધરે અધર રસાલ લોહે. ૨

## અથ સેનકે પદ. રાગ કાન્હરો. પદ ૧૨૬ મું.

સેન આરતિ ભયે આયે શ્રી વલ્લભરાય,
પીઢાપર બેઠે સુંદરવર ભક્ત ભોગ સામગ્રી આગેધરે;
શ્રી ગોકુલેશ મનભાય. ૧
અંગ અંગકી માધુરી યહ નિરખી નેનન સુખપાય;
દીપક જ્યોતિ ઝલઝલાત મુખપર, વલ્લભદાસ પિય બેઠકમાં સોહાય.

### પદ ૧૨૭ મું.

શ્વેત સોહે ધોતી ઉપરેના શ્રી ગોકુલેશ સુંદર વર સોહે,
તિલક ભાલ મધ્ય રેખા શ્યામ,
ગરે તુલસી માલ છબિ નિરખી શકે એસી કોહે.
દિપક જોતી ઝગમગાત અવિલોકત મુખ જોતી,
ઠાડી જહાં જહાં પધારત રટત તોહે;
પગ પરત ડગમગાત વલ્લભદાસીનકે મન મોહે. ૨

### પદ ૧૨૮ મું.

સેન આરતિ કરી આય બિરાજે શ્રી વલ્લભલાલ;
ગાદી તકીયા બિછોના કુંવર બેઠે આય રસાલ. ૧

અંગ અંગ શોભા અતિ ઝલકત શ્રીકંઠ ઉપર તુલસી માલ;
વલ્લભદાસ પિય કે સોહત જશ તિલક ભાલ. ૨

પદ ૧૨૯ મું.

શ્રી વલ્લભલાલ રસાલ મન મોહે,
શોભા ભરે બહુ ધરે, પાધ મસ્તકપર
સુંદર તિલક ભાલ માંહી શ્રી અંગ સોહે. ૧
શ્રી હસ્ત પહેરે સુન્દર હીરા, જટિત મણિ માણેક કર સોહે;
વલ્લભદાસ પ્રિય ગોકુલેશવર ઇન સમાન નહિ કોઈ. ૨

પદ ૧૩૦ મું.

શ્રી ગોકુલનાથ ગાજે સબહીનકે શિર મોર;
ધોતી ઉપરણા શ્વેત સુન્દર તિલક ભાલ છબી છાજે. ૧
નૌતમ તુલસી માલ કેસર ભરી સાંધે સુવાસિત ભ્રાજે;
વલ્લભદાસ પ્રભુ અંગ અંગ મોહત કરત દાન રસ રાજે. ૨

પદ ૧૩૧ મું.

શ્રી વલ્લભલાલ રસાલકી શોભા નિરખત સુંદરતાઇ,
શિશ કેશ ધસે સગબગે કેસર રંગ પીયરાઈ. ૧
શ્રવનન કુંડલ, પહેરે ભુષન, કંઠ ચોકી નગન જરાઈ;
વલ્લભદાસ કરન પહોંચી સોહે શ્રી ગોકુલેશ સુહાઈ. ૨

પદ ૧૩૨ મું.

શ્રી વલ્લભલાલ રસાલ ભકતનકે સંગ કરત બાત,
બીડી મુખ ભરે અધર રંગ ધેરે, શોભા દેખત કહી ન જાત. ૧
ઉમગી ઉમગી અવની ઉછલીત, ફુલી અંગ અંગ ઉર ન સમાત;
વલ્લભદાસ પીયકી છબી નિરખત, ભિજે રસિક રસ ગાત. ૨

પદ ૧૩૩ મું.

તેરે રૂપકો તરસત નેનારી વલ્લભ પીયકે,
એહી તોહી ન બુઝીયે ઉનસોં માન કરત આલી;
હાં હાં કરી ઉઠી ચલી વિકલ વ્હે જીયકે. ૧
તું તો મનકી કઠોર દેખત નહિ ઉનકી ઓર;
વાર ડારૂં જુથન પર તુંસી ત્રિયનકે.
એસે વચન સુની હસી લીનો, પ્રિતમકો કહ્યો કીનો;
છિનું એકમેં દુઃખ દૂર કીયે સજલહે હિયકે. ૨
કરતકેલી, બડી વેલી સખેંન વ્રજજન નવલ રસિક
લાલ રસ માતે અંગ રસિક જીયકે.
શ્રી ગોકુલેશ રીઝે અંગ અંગ બહુ ભિજે
વલ્લભદાસ પ્રભુ વશ ભયે અતિ જીયકે ૩

પદ ૧૩૪ મું.

છિનહું રીસમેં છિનહું વીસમેં, છિનહું રસરીસ જાની ન જાત;
છિનહું ભરી લેત શ્વાસ, મુંહસું સમ રહેત નિરખી નિરખી મુસકાત.

કબહુ મો બિન ચિત્ત રહત છિન સુધી ન ચિત્તવત્ત મન સિહાત;
વૃંદાવનચંદ વલ્લભ અતિ બહુ આઈ ઉલટી જુવતી તન લાગીરાત.

પદ ૧૩૫ મું.

જાકોરી નામ શ્રી વલ્લભ માઇ, સો વલ્લભ કહિં દેખ્યોહી ભાવે.
તુ જુ કહેતી કેસો લાજ સુજસ નિરખત,લાજકોલાજ ન આવે. ૧
જે જો કહેત સો મોસોં દેખે, વિનુદેખે એસી તુ વાત ચલાવે;
વૃંદાવનચંદ મૂરતિ મોહની, દેખતહી અપનાવે. ૨

પદ ૧૩૬ મું.

શ્રી વલ્લભલાલ અતિ કૃપાલ મનહી મન રીઝે,
મુસકાત આવે ઠાડે ભયે ચોકી બીચ સબ કાહુ સુખ પાયે,
ભક્ત નિરખી મુખ રસાલ રસ ભીજે. ૧
ચલતહે રસ ધાર યહ નેનન ભરલીજે,
શ્રીગોકુલેશ પર વારત તન મન ધન સર્વસ્વ દીજે.
વલ્લભદાસ પિયકે સંગમાનો,
વિહરત નિશદિન પ્યારી સબ સિદ્ધ કીજે. ૨

પદ ૧૩૭ મું.

મેરો જીવન શ્રી ગોકુલેશ પ્રાન ન હુંતે ન્યારો
કે પુરુષોતમ કે વિઠ્લનંદન લિલા દ્વિજ રૂપ ધાર્યો,
જેઇ જેઈ પૈયે મેરી આંખીનકો તારો. ૧
કેતે દેવ સગરેનકેનરકે વૈકુંઠવે,વ્રજરાજ કુંવરસોં રતિજોરીં કે ટારોં;

નારાયણદાસ યા વિનુ આશન ત્રાસંન,
ઓર ન કીયો મન જીન રહો ચરન પંકજ તેં ન્યારો. ૨

રાગ કેદારો. પદ ૧૩૮ મું.

વલ્લભલાલ ચોકી મધ્યરાજે, ઠાડે તેલ સજ્યાતેં ઉઠીકે.
શ્રીહસ્ત ચરનપખારી આચમન લેત; સુંદર છબિ છાજે. ૧
તિહીંછીન ફીર બૈઠે પીઢાપર ભક્ત નિરખી મનગાજે;
વલ્લભદાસ પ્રભુ યહ વિધ નિરખત રસિક ભક્ત સામગ્રી સાજે.૨

પદ ૧૩૯ મું.

અભલાખ હોઈ ન પૂરન
જીયકો યહ સ્વભાવ ઉપજ્યો જ્યોં નિરખે પિયકો મુખ
રસ ત્યોં ત્યોં પરત તન. ૧
જબ જબ મિલન હોય તબહી યાહી રસકો ચાવ બઢત અધિક મન
વલ્લભદાસ પ્રભુ ગોકુલેશવર, ચિતવન ચિત ચોર્યો ધન. ૨

પદ ૧૪૦ મું.

ગાઇયે શ્રીગોકુલેશજુ મન વચ કરિકે,
સકલ ગુણ નિધાન શ્રીવલ્લભલાલ નરેશજુ. ૧
શ્રી મુખચંદ વિલોકત ઇકટક, રસના એક એક અધાય;
વલ્લભદાસ પ્રિય વ્રજ ભક્તન સંગ, કહેત વચન મુસિકયાય. ૨

પદ ૧૪૧ મું.

વલ્લભલાલ ચોખંડી તે આયે ઠાડે સજ્યા ઢિંગ સોહે;
પહરૂ તનિયા અતિ સુંદરવર આગે ચાદર લાયે. ૧
શ્રીમુખચંદ અવિલોકત ઈકટક, એ રસના એક એક અઘાયે;
વલ્લભદાસ પિય વ્રજ ભક્તન સંગ, કહેત વચન મુસિકયાયે. ૨

પદ ૧૪૨ મું.

ધન્ય તુમ પ્રતાપ વલ્લભ કુલ વલ્લભ,
શ્રીવલ્લભ મહાવિભો ગોકુલ નાયક;
સુરલોક ભુવલોક નાગલોક, પટતર તિહું પુરકો લાયક. ૧
અગનિત માર્તંડ પ્રચંડ કર આભંડલકે ગર્વ હાયક;
દ્વિજવર વપુ દ્વિજ કુલકે કલ્પતરૂ, જન મથુરાકે સુખદાયક. ૨

રાગ કાન્હરો. પદ ૧૪૩ મું.

દેખો દેખો શ્રીવલ્લભરાય,
મહાપ્રભુ અપને દયાલ દયાનિધ, કરૂણામય સબસોં ચિત્ત ભાય. ૧
પરમ ઉદાર સુજાન શિરોમની, ભક્ત જનન સુખદાય;
વલ્લભદાસ એસે ગોકુલેશકે, રહો ચરન ચિત્ત લાય. ૨

રાગ કલ્યાણ. પદ ૧૪૪ મું.

એસે એઈ શ્રી ગોકુલનાથ શ્રીવિઠ્ઠલકુલ મનિ મુકુટ,
સહનશીલ માહા પરમ અવધ જશ ગાવે ગુન ગાન. ૧

અતિ ઉદાર કરૂણા મય સર્વોપર, કાંતર દુષ્ટ નિજસાથ;
વલ્લભદાસં પ્રભુકો પ્રતાપ દેખી, સબકોઉ નામત માથ. ૨

પદ ૧૪૫ મું.

અરી તુમ દેખો અતિ સુખદાઇ.
શ્રી ગોકુલેશ સમ કોહે તીન લોકમેં, પટંતર કોઉ નહિ એસો એહી માઈ
ઉનકો પ્રતાપ દિન દિન અધિક, મુખ કરી કહ્યો ન જાઈ,
વલ્લભદાસ પિય શ્રીગોકુલનાથ, પર વાર વાર બલિજાઈ. ૨

પદ ૧૪૬ મું.

સુંદર અતિ વલ્લભ દેખી દેખીવોઇ કીજે,
સુનરી સખી યહ સબ અંગ ભર્યો, નેનન વ્હે રસ પીજે. ૧
પરમ સુખદ જીયકો, આકોં ભરિ ભરિ લીજે;
વલ્લભદાસ શ્રી ગોકુલેશકો, ઉર પર રાખી રહીજે. ૨

પદ ૧૪૭ મું.

વલ્લભ રૂપ નામ ગુન વલ્લભ નેન બાન લગે હેં,
હોં બરજત કયોં હુ જાવે ઉતહી જીન વલ્લ ઠાડે મારગ સોહે.૧
જાનતહો તેહી કછુકીનો વલ્લભ દેખે જોતે મોહે;
વૃંદાવન પિય વલ્લભ વલ્લભ, જાની કાહુ મુસીકાની જોહે;

રાગ ઇમન. પદ ૧૪૮ મું.

અહો તું પિય પ્યારી તેરી સોં હોંવારી એતી રીસ જીય ન કરી.
રે મિલે લાલનકું મિલે ઠ તું બુધ ઓરનકી શીખ ઉર ધારી. ૧

વિ રસ પતિસોં મતિ કરી રીસ નેકજો વલ્લભ આવે હરિ;
સને સને લાઉગી વૃંદાવન ચંદકો, તું પિછલીસી અનુસરિ. ૨

પદ ૧૪૯ મું.

વલ્લભલા અતિ રસાલ મો મન લાગ્યો રહેત નિશદિન તેરે જીયકો,
ધોતી ઉપરના સંગ શ્રીમુખ સુંદર ભરે રંગ હસિ હસિ બહુ બાત કહેત
કબ દેખોંરી હીયરામાંજ દહે. ૧
ઓર ન કછુ સુહાય વિનુ દેખે રહ્યો ન જાત અતિદુઃખ ચિત સહે;
વલ્લભદાસ પિય શ્રીગોકુલેશવર દેહો દરશ તુમ ઓર કાસોં કહે. ૨

## અથ પોઢવકે પદ.

રાગ કેદારો. પદ ૧૫૦ મું.

મહાપ્રભુ પોઢીયે શ્રી ગોકુલનાથ કૃપાલ,
સેજ સુંદર પર રાજે મોહનવર, સંગ નાયક વલ્લભલાલ. ૧
બીરી સંગ કપુર સોંધે ભરે, હાર સોહે રસ બાલ;
રસિકરાય તુમકેલિ કરો મિલ, વલ્લભદાસ પિય રસાલ. ૨

પદ ૧૫૧ મું.

વલ્લભ પોઢીયેજુ બાલ, સેજ રૂચિર બનાઈ.
ધોતી સુવાસ છિરકીકે કુમ કુમ, કપૂર શીતલ સુખદાઈ. ૧
બીરા ધરી પોહોપમાળ ભોગ રાગ રસ રસાલ,

રસકેલિ કરો રસિકન મન ભાઇ;
વૃંદાવનચંદ નિકટ ચાંદની સકુમાર નિરખ કંઠ લગાઇ. ૨

પદ ૧૫૨ મું

વલ્લભ સેજ પોઢે વલ્લભ કેલિ કીજે,
વલ્લભ વલ્લભ વલ્લભીયનકો સુખ દીજે. ૧
વલ્લભ રાસ વિલાસ વિલસી વસ પ્રેમ પતીજીયે;
વૃંદાવન વલ્લભ રસિક રસીલે, રસહી રસ લીજીયે. ૨

પદ ૧૫૩ મું.

શોભા દેખોરી દેખો પીય પોઢે હે આય.
સુખ સજ્યા પર અતિ રસ બરખત, ભક્ત રસિક રસ રાય. ૧
હાવભાવ અનુરાગ પ્રકટ કરી, રહે અંગ અરૂઝાય;
વલ્લભદાસ પિય યહ વિધિ, વિલસત સદા સુહાય. ૨

રાગ બિહાગરો. પદ ૧૫૪ મું.

સુમરો શ્રી વિઠ્ઠલેશ કુમાર
અતિશય અગાધ ભવનિધિ થયો ચાહત પાર. ૧
રહત કરૂણા ભર સબનકો સદાચિત્ત ઉદાર;
શ્રીગોકુલેશ વસો હૃદય મમ માલ પાલન હાર. ૨

પદ ૧૫૫ મું.

સજ્યાતેં ઉઠીકેં સુંદરવર, દીજે અનેક વિધિદાન;
કીજે કેલી રસાલ વલ્લભ, ભક્તનકે જીવન પ્રાન. ૧

તુમ પોઢો વાર જીન લગાવો, દેહુ દરશ વેગિ સુખ નિધાન;
વલ્લભદાસ પીય ગોકુલેશ તુમ પરમ સુજાન. ૨

રાગ બિહાગ પદ ૧૫૬ મું.

ઝુકી રહી નીંદ વલ્લભજુકે નેનન.
ચિબુક ઉઠી પીયા મુખ નિરખત, શોભા કહી ન જાત કછુ બેનન. ૧
આળસ જુત અકુલાઈ અંક ભરી, હીયો સિરાવત પાવત ચેનન;
વૃંદાવન નિશ ચંદ ઉજારી, સુખ સમુદ્ર લહરીન બઢયો એનન. ૨

પદ ૧૫૭ મું.

પીય પરકંજ પર બેઠે રહી સખી ઇકટક ટકહી લગે.
પંકતિ પંકતિ તે આ રસ વસ દ્રગ રસ નેહ પગે. ૧
નિરખ છબિ વદનારર્વિંદકી, માધુરી રૂપ મગે;
જગમગાત મોહ્યો મનસોં મન, વલ્લભલાલ નગે. ૨

રાગ કેદારો. પદ ૧૫૮ મું.

ભામતા નાથને ભામિની જુએ.
પોઢયા સુખ સેજપર અંક રસ ઉલટયો,
રસિક વર રૂપનેં રસિક મન મોહે. ૧
ઉભય આનંદ ભર કેલિ રસ ગુપ્ત કર,
લોચન આતુર થકા લોચકા સોહે;
નિરખી વલ્લભ ત્રીયા તપ્ત રસ કામીની,
સ્વેદ કન અંચલ કપોલથી લુએ. ૨

### અથ માનનાં પદ. પદ ૧૫૯ મું.

માન મનાવત હેરી લાલ કહાં રીસ રાખી તેં ઉરધરી.
બહુ મનુહાર કરત પ્રીત ઓર હોં હારી તેરે ગહેત પાય;
બલિ અબકી વાર કહ્યો કરી. ૧
તું જો જાનત અપની જીયકી અતિ હઠ છાંડી કહલેહું અરી,
વૃંદાવન તબ મુસીકયાંની વલ્લભ લીને અંકો ભરી. ૨

### પદ ૧૬૦ મું.

આજ મેરે આયે શ્રી વલ્લભલાલ અબકહા કરૂંગી વધાઇ,
નેનન બીચ ઉર બીચ આસન સમારી હોં;
તાપર પીયકો બેઠાર રાખુંગી નિકે બનાઇ. ૧
રત્ન જટિત સેજ બીછાઈ, સુન્દર ફુલ બીછોના બિછાઇ;
યહ વિધિ રસાલ સંગ કરી, કરી હોંભાઈ,
વલ્લભદાસ પ્રભુ ગોકુલેશ મીલે મન વાંચ્છિત ફલ પાઇ. ૨

### પદ ૧૬૧ મું.

વે બતિયાં છતિયાં કીન આવત વલ્લભ માનન તુમરો હોઇ.
કાહેકો સકુચતહો જીયમેં આવે કરોં ધો સોઇ.
વૃંદાવન ચંદ તુમ વિસરાયકે દુરાઇ અતિહી રસીલી લલચાઇ.

### વિનતિનાં પદ. પદ ૧૬૨ મું.

છિનુ છિનુ વલ્લભ, છિનુ છિનુ વલ્લભ અતિરી,
રોમ રોમ તન મન વલ્લભ આલી વલ્લભસોં મોહી અતિ રતિરી.

કોન ભાંતિ વરનો વલ્લભ, વલ્લભ વલ્લભ પતિરી,
સબરસ સોં વલ્લભ, વલ્લભ મોહન વૃંદાવન કહીન શકત હેં થોરી મતિરી

પદ ૧૬૩ મું.

છિનું છિનું ઓર વલ્લભ વલ્લભ છબીરી,
ધોતી શ્વેત ઉપરના ઓર ભાલ તિલક રહ્યોહે ફબીરી. ૧
અંગ અંગકી માધુરી નિરખી લજાય રહ્યો કવિરી;
વૃંદ્રાવન શ્રી ગોકુલનાથજુ કે આગે શોભા રહી દબીરી. ૨

પદ ૧૬૪ મું.

મન વલ્લભમેં વલ્લભ મનમેં એસેહી એસે જીજે,
કબહુંક આંખીન વ્હે કે દ્વારે, કબહુંક આંખન ભર લીજે; ૧
આઠો જામ જાત હેં યોંહી વલ્લભ, વલ્લભ, વલ્લભ લીજે;
રોમ રોમ રમી રહે પ્રાણ વલ્લભ વૃંદાવન એસી ભાંતિ રહીજે.૨

રાગ નાયકી. પદ ૧૬૫ મું.

વલ્લભ વલ્લભ મોહન વલ્લભ તે વલ્લભ અપનાયો;
વલ્લભ બતિયન કહી કરી વલ્લભ આપન વ્હાંજ સમાયો. ૧
વલ્લભ ઇચ્છા પ્રકટ કરી રાખ્યો જો લોં મન ભાયો;
વૃંદાવન નિજ અપનો જાની કેઅપને સંગ લગાયો. ૨

પદ ૧૬૬ મું.

મેરે નેન લગે વલ્લભલાલ રસાલ રસિક વરસે,
સુદૃષ્ટ પરતરિ માઇ અટકે જાય જહાં આલીરી નિકસત નાહીન રૂપ પગે.

હસી ચિત્ત એ શ્રી વલ્લભજુ જબહી તબહી રૂપરસમાંજ ભ્રંગે;
વલ્લભદાસ પીય શ્રી ગોકુલેશકો નિરખત અંગ અંગ કામ જગે. ૨

પદ ૧૬૭ મું

મેરી આંખ લગી ઓર મન લગ્યો,
અબતો અધિન ભઈ યાકે વલ્લભલાલ ગીય રસમેં પાગ્યો. ૧
નખ તેં શિખલોં રંગ રંગ રહ્યો મો તન ચિત એ દૃષ્ટિ રગમગી;
વલ્લભદાસ પ્રભુ એસે ચિત્તતેં કેલિ કરત સંગ રાત જગી. ૨

પદ ૧૬૮ મું.

મેં સીખ દીની સબ અંગ અંગ નીકો,
એસે રહો તુમ જેસે વલ્લભ સુખ પાવે. ૧
તાહી હોં ગીનહોં ગીનતી જુ અપને ગુન કરી પીયહી રીઝાવે;
વૃંદાવનચંદ સબ અંગ અંગ પ્રવીન કો જાને કાહેકો અપનાવે. ૨

પદ ૧૬૯ મું.

કહી આવે એસી ચતુરાઇ રસના વલ્લભ રટરે;
નિશદિન અંગ વિચારે ચરનકમલ ઉર ધરરે. ૧
ઉનહી નિજ કરી જાને અન્ય મન અનંત ન ટરે;
વૃંદાવન તબ પાઇએ શ્રીનાથજી જબ યહ ભાંતિ અરે. ૨

પદ ૧૭૦ મું.

સોઈ ચતુરાઈ કોન કાજકી જામેં ઓર ઓર કછુ ગાઇયે,
સાચી ચતુરાઇ પ્રાનનાથહી કે રસ રસના રસાઇયે. ૧

સોઇ ચતુરાઇ પ્રાનવલ્લભકી બાત ભાવે,
સોઇ ચતુરાઇ બાત વલ્લભ ચલાઇયે;
વ્રંદાવન જોઇ ચતુરાઇ ગોકુલેશ રીઝે તોહી તોહીકો રીઝાઈયે. ૨

રાગ બિહાગ. પદ ૧૭૧ મું.

ગોકુલકે રૂખ દેખે હોત દુઃખ દુર માઇ,
અબ દુઃખદાઈ મોકોં ગોકુલકી ગલીયાં;
સુખકો સમાન વ્યોહાર કહુ દેખીયત,
ઘર ઘર નર નારી દે કૈસે જલીયાં. ૧
ખેવો ન સુહાય ન વિહાય દિન રેન,
ઉનૈ હાય હાય કરેં ગઇ પીય સંગ મલીયાં;
શ્રી વિઠલ કુમારકો મુખારવિંદ દેખે વિનુ,
સબ કુમ્હિલાની સુકે ફુલ ફલ કાલયાં. ૨

પદ ૧૭૨ મું.

સુરતિ કરી ભરી આવતજુ હીયો,
અંતરગતકો દુઃખ મેરે ઇન નેનનમોં મટકીયો. ૧
રોકે રહત ન વિરહ વ્યથાતેં, જાત ન દો સહીયાં;
વલ્લભકે વિછુરે સખીરી, અબ યહ વૃથા જીયો. ૨





# પ્રકરણ ૭ મું.



## બારમાસિક ઉત્સવનાં કીર્તનો.



આ બારમાસિક ઉત્સવનાં કીર્તનો આપતાં પહેલાં અમારે વૈષ્ણવ વર્ગને જણાવવું જોઈએ કે શ્રી ઠાકોરજી સન્મુખ કરવાનાં કીર્તનો તો જે અષ્ટ સખા આદિક ભગવદીઓએ ગાયેલાં છે તે ગવાય છે. પરંતુ આ શ્રી ગોકુલેશજીનાં પદના સંબંધમાં મહાનુભાવી ભગવદીઓએ ગુરૂરૂપે પુરુષોત્તમપણાના સંબોધનથી ફક્ત આ એ પ્રકરણમાં આપેલાજ ઉત્સવોનાં કીર્તનો ગાયેલાં છે. જે આ સ્થળે આપ્યાં છે.

બારમાસિક ઉત્સવ પ્રથમ માહા ઓચ્છવ ( માગસર સુદી ૭ ) થી શરૂ કરીએ તો તેનાં કીર્તનો વધાઇ તથા ધોળ આ પુસ્તકના પ્ર ૪ થામાં આપ્યાં છે. ત્યાં જોઈ લેવાં. તે પછી માહા સુદિ ૫ વસંતપંચમી આવે છે. તેનાં કીર્તનો વસંતનાં પદ, ધમાર, ડોલનાં પદ માટે આ પુસ્તકના પ્રકરણ ૮ મામાં જોવું તે પછી વિવાહનો ઉત્સવ આવે છે. તેનાં પદ આ પુસ્તકના પ્રકરણ ૯ મામાં જોવું. તે શિવાયના બીજા ઉત્સવોનાં કીર્તનો અત્રે આપ્યાં છે.

## અથ પાલખી ઉત્સવનાં પદ. ( ફાગણ સુદી ૫ )

રાગ સારંગ. પદ ૧ લું.

ચઢી સુખપાલ ચલે ગોવર્ધન શ્રી વલ્લભ મંગલ કૃપા નિધાન;
કનરી દેશ તેં આયે ભોઈ ઇનકે ભાગ્યહી કોઉ ન સમાન. ૧
સંગ સમાજ સ્વકીય જુ એ બહુ અતિ ઉત્સાહ ગાવત ગુનગાન;
કોઉ રથ, કોઉ હય બેસી ચલે કોઉ સાદર દરશ કરત રસ પાન. ૨
સબ મારગ રસ દૃષ્ટિ કરી પ્રભુ પહુંચે આય જબ થયો ભાન;
ભઇ ભેટ પહેરામની ઉત્સવ પૂજયે મનોરથ ચતુર સુજાન. ૩
કરી આરતિ પ્રસન્ન ઉભય અવલોકન સુખકો નહિ પ્રમાન;
સત્ય સંકલ્પ શ્રી ગોકુલપતિ મનોરથ ભક્તને દિયે દાન. ૪

પદ ૨ જું.

વલ્લભ બેઠે સુખપાલ.
મનભાયે ભોઇ આયે ચલત ચંચલ ચાલ. ૧
મોહન ભાઈકો મનોરથ પૂજ્યો તત્કાલ,
વૃંદાવનચંદ શ્રી વિઠ્ઠલનંદ દીન દયાળ. ૨

પદ ૩ જું.

યહ સુખપાલ પરમ સુખકારી દેખત નેંનન સિરાત,
ચિત્ર વિચિત્ર સાજ અતિ સુંદર મધ્ય ફોંદા મનોહારી. ૧
અતિ ઉત્સાહ ભરે બેઠે ત્યહાં વલ્લભવર સોહાગી;
નિરખી નિરખી મોહન મુખ નાગર સર્વસ્વ ડારતી વારી. ૨

પદ ૪ થું.

સુંદર કાંતિ અનુપ ભાંતિ આવત ગોવર્ધન તે,
બેઠે સુખપાલ વલ્લભલાલ રસાલ, દયાલ કૃપાલ પ્રફુલ્લિત મન તેં.
લિયે ભક્તસંગ છબી તરંગ અંગ અંગ વારી ડારો કોટિ અનંગ;
વૃંદાવનચંદ શ્રી વિઠ્ઠલનંદ, આનંદ કંદ, શોભા કહેત ન બનતેં. ૨



વસંત, ધમાર, ડોલનાં પદ માટે આ પુસ્તકના પ્ર. ૯ મામાં જોવું.



## ફુલમંડલીનાં પદ.



રાગ સારંગ. પદ ૫ મું.

વલ્લભ વલ્લભવર સંગ જુવતિ ન ભર,
ફુલે ફુલે ફુલ્લ વિણે કરે કેલિ કુંજન;
નવલ રસિલો લાલ અતિહિ રસીલી બાલ,
રીઝવતિ ભાંતિ ભાંતિ બાઢયો સુખપુંજ. ૧
સાદાઇ શિંગાર કરે ધોતી ઉપરેના ધરે,
ગળેં માલ તુલસીકી ઓર હાર ગુંજન;
વૃંદાવનચંદકો અનુરજો બહુ ભાંતિનકે,
કોઉ કછુ અભિલાષ રાખો જીન મૂજની. ૨

પદ ૬ ઠું.

પહુપ રચના રચી વલ્લભ પ્યારી તો હિત સકુમારી,
કોમલ સુખ સેંજ સુંદર, કુંમકુમ સોં છીરકી અનેક સોંધે વિસ્તાર.
તેરોઈ ધ્યાન તુહીં રોમરોમ રમી રહી પઠઇ લેન તોહી કીની મનુહારી
વૃંદાવનચંદ પેં ચલિ હિલી મીલી સુખ સુખદે ચતુર નારી

પદ ૭ મું.

ફુલી ફુલી ફુલ વિનત વલ્લભ સખીન સંગ લીને;
વિવિધ ભાંતિ ફુલી ફુલ વાડી નેન બેના રસ ભીને. ૧
કુંજ કુંજ રસપુંજ ભરે કલિયન,
ખીલી મન લેત એક એક કર દિને;
કહે બલીરામ કેલી કલ વેલી અરૂઝે અંગનવીને. ૨

રાગ સારંગ. પદ ૮ મું.

નવરંગ કુંજ નવરંગ તિબારી નવરંગ ફુલ અતિશે સોહે,
નવરંગ ગોકુલનાથ બિરાજત નયો રંગ સીંગાર કીયે મન મોહે. ૧
નવરંગ પુષ્પહાર ગરે સુંદર નવરંગ ભક્ત ચહુંદીસ જોહે,
જનગોવિંદ ઇત વલ્લભદાસ નવરંગ ભાંતિ વિચિત્ર બન્યોહે. ૨



## અથ અક્ષય તૃતીયાકે પદ. પદ ૯ મું.

અરી સ્વેત વાગો ઇનહીકે અંગ સોહે.
કોટિક છબી વારી ડારો, પહેરે શ્રીગોકુલનાથ;

પ્રાણપ્રીય નીરખતહી મન મોહે. ૧
તાપર ફુલ માલ અત્તર અરગજા ઉપમાકો ત્યાં કોહે,
વલ્લભદાસ પીય સોનો સુગંધ દોઉ નખ શીખરૂપ લલચોંહે. ૨

## અથ મલારનાં પદ.



### પદ ૧૦ મું.

વલ્લભ કે ચલવેકી ભનક સુની જબતેં,
અસુવા વહત વરૂની ચુંબત ઓલતી;
સસકી સસકી ગહવર આઇ છતિયાં,
નેક નહી મોહુ સોં બોલતી. ૧
મનકી મનહીમેં રહી કાહુસોં ન કહી બાત,
અખિયાં મુંદ પલપલ ન ખોલતી;
વૃંદાવન પ્રાનનાથ સંગ ચલ્યો ચાહે,
ચિત્રકીસી લીખી જેસેં પૂતરીન બોલતી. ૨

### પદ ૧૧ મું.

કેસે પ્રાન રાખો હો આલીરી વલ્લભ ચરનકે હેત,
એસી બતિયાં સુની સુની મેરી અખીયાં અતિ રત. ૧
તિનકે મનજુ કઠોર જે પ્રિતમકો વિછુરે સહત;
વૃંદાવન જીવો તબહી પ્રાન નાથ રહત. ૨

### પદ ૧૨ મું.

જબ જબ કોંધતિ દામીની કામીની પ્રીતમ ઉર લાવતરી,
તેસીયે ગરજન ધુનિ સુની શ્રવનન પ્યારી પ્રીયહી જગાવે આપુન જાગે.
રિમિઝિમિ વરસત જાની ન જામીની,
વલ્લભ અંગ સંગ અતિ અનુરાગતિ;
વૃંદાવનચંદકો રિઝાવતી, રસહી રસ પાગતિ. ૨

### પદ ૧૩ મું.

વરનવરનરી વસ્ત્ર પહરે વનિતા બની બની આઈ,
પીયકે અનેક ભાંતિ સુહાઈ;
અંગ અંગ પ્રવિન નાગરી ગુન આગર, વિધિના કીન બનાઇ. ૧
ષોડશ સીંગાર સુભાઈ સોહતરી, ઈખદ મુસકાની દામીની લજાઈ;
વૃંદાવનચંદ વલ્લભ કે મન ભાઇ, રિઝાઇ લાડ લડાઈ. ૨

### રાગ મલાર. પદ ૧૪ મું.

ઝરોખે શ્રી ગોકુલનાથ બિરાજે,
વરખા રીતુ આઈ સુખદાઇ, મંદમંદ મધુર ધુનિ ગાજે. ૧
ન્હાન્ની ન્હાની ફુહી પરત ચહું દીશતેં, ઇંદ્ર ધનુષ દુતિ ભ્રાજે;
દાદુર મોર પપૈયા બોલે, બગ પંક્તી છબી છાજે. ૨
રાગ મલાર અલાપત ગુની જન, ઠાડે ભક્ત સમાજે;
વલ્લભદાસ પીયકોં શ્રીમુખ નિરખત, જનમ સુફલ કરી કાજે. ૩

પદ ૧૫ મું.

બરખા રીતુ લાગત પરમ સુહાઇ,
હરિત ભૂમીપર ફીરત ઇંદ્ર વધુ, માનિક દુતિ દરશાઇ. ૧
બગકતાર મુક્તાહાર, માનો ગગન અપાર ફીરાઇ;
ઠોર ઠોર મોર સોર જોબન કોયલ કુક મચાઈ. ૨
ધન ગરજત બરખત જલ ધારે, નવ દામીની દમકાઇ;
એસે સમય લાલ વલ્લભ પીય, બેઠે રાજ મહાઇ. ૩
આસપાસ અનન્ય નિજ ઠાડે, નિરખત અતિ હરખાઇ;
જન હરિદાસ હુલ્લાસ બઢયો અતિ, નિકટ રહ્યો ગુન ગાઈ. ૪

પદ ૧૬ મું.

વલ્લભ ઠાડે ઉંચી અટા,
સાવન માસ સુહાવનો લાગત, ચહુંદીશ ઉમડી ઘટા. ૧
ગરજત ગગન મંદમંદ વરખત, ચમકત વિજ છટા;
દાદુર નાદ કરત ઠોર ઠોર, વન નાચત મોર નટા. ૨
કસુંબી પાગ કેસરીયા ધોતી, ઓઢે પીત પટા;
વૃંદાવન મુખચંદ અમંદ, દૂતિ નિરખત ભક્ત ઠઠા. ૩

પદ ૧૭ મું.

બેઠક બેઠે શ્રી ગોકુલનાથ,
વરખત મેહ અછેહ નેહ ભરે, ઠાડે નિજ જન સાથ. ૧

ભીજત મન રીઝત તન છીજત, કીજત ન્યોછાવર હાથ;
સદા સર્વદા યહ વિધ રાજો, રસ ભક્તનકે સાથ. ૨

પદ ૧૮ મું.

ગિરિપર પધારત શ્રી ગોકુલેશ,
સનમુખ આય મિલે નગ નાયક, મેટત વિરહ કલેશ. ૧
હસત પરસ્પર કરપર કરધરે, કર કર પૂરન નેહ;
નાચત મોર ચકોર ઠોર ઠોર, રિમિઝિમિ વરસે મેહ. ૨
મંદ મંદ ગાત ચલત હલત ભૂજ, પોહોચે માંદર માંહે;
યહ સુખ નિરખ્યો જીને નેનન, તિને ઉર ભયો ઉત્સાહ. ૩
સેવા રીત પ્રિત સબ નીકી, જન શિક્ષાકે હેત;
દાસ ગોપાલ લાલ વલ્લભકી, સદા બલૈયા લેત. ૪

પદ ૧૯ મું.

ગિરિ તેં ઉતરત ગોકુલ ભૂપ,
પરત ફુહાર સુચાર મેહકી, નેહ ભર્યોહે સ્વરૂપ. ૧
ધાઈ આઇ બડભાગી ભકત શિષ છત્ર ધર્યો હે અનુપ;
નિરખત ઝારી ઝરોખન મોખન ગિરિનાયક પિયરૂપ. ૨
સનમુખ ઠાડે તરહટી રસિક જન ગાવત ધોળ રસ રૂપ;
બીડી હાથ ગળે વનમાળા મેટત ભવકી ધુપ. ૩
નિજ મંદિરમેં આય બીરાજે આરોગે વિંજન ભુપ;
રથપર ચઢી નિરખત ગોકુલકો વલ્લભ મંગલ રૂપ. ૪

પદ ૨૦ મું.

ધન્ય ધન્ય શ્રી ગોકુલનાથ ગુસાંઈ,
માલા તિલક ભક્તિ ગિરિધરનકી સદા ધરની પર છાઇ. ૧
જેજેકાર ઉચ્ચાર કરત નરનાર સૌ ચહુ દિશ તેં ધાઈ;
ગૌ ગોવાલનકે રક્ષ પાલક તે ફીર પ્રકટે આઇ. ૨
જુગ જુગ રાજ કરો ભક્તન સંગ શ્રી અંગદ્યુતિ દરશાઇ;
વંદ્રાવનકો ચંદ શ્રી વલ્લભ સબહીનકે સુખદાઈ. ૩

## અથ હીંડોળાનાં પદ.

રાગ મલાર. પદ ૨૧ મું.

શ્રી વલ્લભ બેઠે રંગ હીંડોરે,
આનંદ ભરી ઝુલાવત સબ મીલી, સોહતહેં ચહું ઓરેં. ૧
નાના રંગ વસન છબી પાવત, અતિ ચમકત તન ગોરે;
મનભાઇ કરી ભેટ હરિદાસે, હીંડોરે તન તોરે. ૨

પદ ૨૨ મું.

હીંડોરે માઇ ઝુલે શ્રી વલ્લભલાલ,
ગોકુલેશ પુરન પુરુષોત્તમ ભક્તનકે પ્રતિપાલ. ૧
દ્રષ્ટિ છબીલી ચિતવન ચહુંદિશ હરત તિમિર કલી કાલ;
મુસકન ચારૂ વદન કમલકી કેસર તિલક સુભાલ. ૨

વલ્લભ નિરખત અતિ સુખ બાઢયો ગાવત ગીત રસાલ;
કહે મોહન સુત યહ સુખ દેખત પ્રેમ મુદિત વ્રજબાલ. ૩

પદ ૨૩ મું.

શ્રી વિઠ્ઠલ રાજ કુમાર હિંડોરે ઝુલત ગોકુલનાથ.
નવ નાગરી નવસત સજી સજી, સબ આઈ ઝુરિ ઝુરી સાથ. ૧
ચહું ઓર સ્રિયા બરખત નિરખત હરખત સબ ગાવત ગાથ;
ભીર અવાધ કયોં કહી સકીયે, જયોં સરલ તીરથ ભરે બાથ. ૨
લોક અલોક અગમ લીલા યહ, નિજ ઈચ્છાકે હાથ;
શ્રીવલ્લભ વલ્લભી પ્રાન પતિ ઝુલે ઝુલન માથ. ૩

પદ ૨૪ મું.

સાવન આયો સુહાવનોરી હીંડોરના;
ચલી સખી દેખન જાય, સુરંગ હીંડોરના,
હીલ મીલ સબ જુરિ આયેહે, સુરંગ હીંડોરના;
સુનત રંગીલી વ્રજ વધુ, સુરંગ હીંડોરના. ૧
રચ્યો રંગીલે બાગમેં, હીંડોરના;
પ્યારી પરમ ઉદારહે, સુરંગ હીંડોરના;
મનિમાનીક હીરાલગે, હીંડોરના;
ઝુમક મોતિ સારહે, સુરંગ હીંડોરના. ૨

વરન વરન બદરા ભયે, હીંડોરના;
ઝરમર વરસે મેહકે, સુરંગ હીંડોરના;
હોડા હોડી ઉર લગી. હીંડોરના;
ઇત સાવન ઉત નેહકે, સુરંગ હીંડોરના; ૩
ગગન ગરજે ભર જોરસું, હીંડોરના;
પવન ઝક ઝોરા લેતકે, સુરંગ હીંડોરના;
ધનુષ ચઢાયો માનો કામને, હીંડોરના;
વિજુરી ચમક સમેતકે, સુરંગ હીંડોરના. ૪
વન વેલી પ્રફુલ્લિત ભઇ, હીંડોરના;
ગુલ્મલતા દ્રુમ ડારકે, સુરંગ હીંડોરના;
મધુ મેવા બહુ ભાંતિકે, હીંડોરના; ફુલે ફુલ અપારકે, સુરંગ હીંડોરના.
મોર સોર ચહું ઓર તેં, હીંડોરના;
વિવિધ વિહંગમ ગાનકે, સુરંગ હીંડોરના;
શ્યામ ચુંનરી યામેં લસે, હીંડોરના;
ચપલા ચતુર સુજાનકે, સુરંગ હીંડોરના. ૬
દોઉ મિલ ઝુલે રંગ ભરે, હીંડોરના;
પીય પ્યારી મીલી સંગકે, સુરંગ હીંડોરના;
જુવતિ જુથ સબ રંગ ભરે, હીંડોરના;
ફુલ પરસપર અંગ, સુરંગ હીંડોરના. ૭

વરખા ઋતુ રંગ રસ ભરી, હીંડોરના;
રંગભરે ગોકુલ ગામકે, સુરંગ હીંડોરના;
ફુલ ભરે જમુના ફુલી, હીંડોરના;
પ્રાન જીવન આભરામકે, સુરંગ હીંડોરના. ૮

રાગ મલાર. પદ ૨૫ મું.

હીંડોરો માઇ ઝુલત વલ્લભ રાજ,
પરમ ઉદાર સુખદ વર સુંદર, સબ રસિકન શિરતાજ. ૧
પટુલી પરમ રસાલ સુશોભિત, ડાંડી નિરૂપમ સાજ;
મરૂએ મનોહર ગાન કરતહે, ખંભ જુગલ વર ભ્રાજ. ૨
સારંગી વિના પટતારી બાજત મધુરે બાજ;
આવત નિજ અંગ શ્રાષ્ટ મનોહર, ગતિ જુત તાર પખાજ. ૩
ઝુલવત ભક્ત સમુહ સખીગન, કુલ વધુ સબ તજી લાજ;
નાના વરન વસન ભુખન તન, પહરે નૌતન સાજ. ૪
સાવન વદિ છઠ બેઠે હીંડારે, હરિદાસન હીત કાજ;
નિરખી નિરખી ફુલે પીય ઝૂલે, અદ્‌ભૂત દેખે મેં આજ. ૫

પદ ૨૬ મું.

હીંડોરે માઈ ઝૂલત ગોકુલચંદ,
ભક્ત સમુહ ચકોર નિરખી મુખ, સુખ નિધિ આનંદ કંદ. ૧
પરમ પ્રસન્ન રસિક વર નાયક, પાવન જશ જગવંદ;

શ્રીવલ્લભ વંશ અતંશ મુકુટ મનિ, સોહત શ્રી વિઠ્ઠલનંદ. ૨
ધર ધરતેં આવત ભાવત સબ ગાવતહે સુર મંદ;
નવ નાગરકું નિરખી ઝૂલાવત, રસ વસ રસિક સુછંદ. ૩
દરશત દોઉ પરસ્પર પુલકીત હસત ઉઠત મકરંદ;
સુખ વરખત હરિદાસ સમુહ, વલ્લભ પ્રેમકો ફંદ. ૪

પદ ૨૭ મું.

હીંડોર માઈ ઝૂલત ગોકુલનાથ,
ભૂખન વસન શીંગાર સુશોભિત, ઝુલવત સખી ગન સાથ. ૧
નવ નાગરકુ નિરખી ઝૂલાવત, નિજ જન નાવત માથ;
નવ નવ રૂચિ ઉપજતજુ પરસ્પર, સબ રસ વાકે હાથ. ૨
બાજે બહુ બાજત ગાજત, રાજત સંગીત સુપાથ;
ગાન મનોહર કરત સબ મિલી, સુર વલ્લભકે ગુન ગાથ. ૩
પોહોમી પ્રગટ પાવન જશ સપ્ત સર્યો નિજ જન કીયે સનાથ;
લીલા રસ હરિદાસ સમજ વિન દેખે જન્મ અકાથ. ૪

રાગ માલવ. પદ ૨૮ મું.

હીંડોરો નવ રંગ્યો સજની, જહાંરે ઝુલે શ્રીવલ્લભરાય;
ચાલો જોવા જઇયે આ સુખ, શોભા કહી ન જાય. ૧
નવરંગ કનક ખંભ દોઉ શોભીત, નવરંગ ડાંડી ચાર;
સોહાય નવરંગી ચોકી તકીયા ગાદી, નવરંગ મોતીના ઝુમકસાર. ૨

નવલરાય નવરંગી રાણી, નયે રંગ જુવતી ઢોરે વાય;
નવરંગ મોર કલાકરી નાચે, નવરંગ જમુનાજી લહેર સોહાય. ૩
નવરંગ પુષ્પ વૃષ્ટિ વ્રજ ઉપર, મુદિત નવ દુંદુભી બજાઈ;
નવરંગ ભક્ત તણાં મન ફુલ્યાં, ઉમગી ઉમગી માધો જશ ગાઇ.૪

પદ ૨૯ મું.

હીંડોરે હીંચે માહારો વાહાલો, શ્રીવિઠ્ઠલનાથજીનો લાલોરે;
ઘુમણડી વાહાલો અતિ ઘણી ઘાલે,
જોઇ જોઇ પહોચે માહારા મનની રળી. ૧
આસન વંદન નાના રીત ચુંબન દાન કરે બહુ પ્રિત;
પુષ્પ તણી ત્યાંહાં રચના ઘણી રંગ રાખે ગોકુલના ધણી; ૨
એ વહાલાનો શ્રી ગોકુલ વાસ, બલિ બલિ જાયે માધવદાસ.

રાગ કાન્હરો. પદ ૩૦ મું.

ઝૂલત વલ્લભવર સુખદાઇ.
રસના એક કહાંલોં બરનો, અંગ અંગ સુંદર તાઈ. ૧
વ્રજ જન નેન ચકોર ચંદ મુખ, પીવત રૂપ અઘાઈ;
ઓટાદેત ભક્ત બડભાગી, વૃંદાવન બલિજાઇ. ૨

રાગ મારૂ. પદ ૩૧ મું.

ફુલ હીંડોરના રાજે શ્રી ગોકુલ ભુપ,
ધોતી અરૂ ઉપરના કસુંબલ, કસુંબી પાગ સોહે શીષ. ૧

ઓટા દેત સખી ગન પ્રફુલ્લિત, ફુલે ગોકુલ ઇશ;
દેત અશીશ સકલ વ્રજ સુંદરી, જીવો ક્રોડ વરિશ. ૨

પદ ૩૨ મું.

ફુલ હીંડોરના ઝૂલે શ્રી વલ્લભલાલ.
મોદ ભરી ઝૂલાવત સખી ગન, પ્રફુલ્લિત ગોકુલ પાલ. ૧
ભાંતિ ભાંતિ ભુખન પહરે, તન સારી સુરંગ;
ફુલભરી નિરખત વલ્લભ પીય, રસ ભરિ સુંદરી બાલ. ૨

પદ ૩૩ મું.

ફુલ હીંડોરના ઝૂલે શ્રી ગોકુલ ભુપ,
મણીમય ખંભ ફુલનકે રાજત, ડાંડી ફુલ અનુપ. ૧
ફુલનકી ચોકી ફુલનકો તકીયા, ફુલે ગાદી સુખ રૂપ;
વલ્લભદાસ ફુલી જુવતિ ઝૂલાવે, મોહન રસિક સ્વરૂપ. ૨

રાગ મારૂ. પદ ૩૪ મું.

હીંડોરે હીંચે ગોકુલપતિ સાવન વદી છઠ સારીરે.
ઘર ઘર તેં શીંગાર કરીને આવે છે સકુમારીરે. ૧
દેશ દેશકે વસ્ત્ર સુશોભીત, સાડી ચોલી શોભીતીરે;
ભુષણ નાના ભાંતિ બિરાજત, નાકે નિરમલ મોતીરે. ૨
શ્યામા વામા ને વલી ભામા, મધ્યા મુગ્ધા જોડેરે;
શ્રીવલ્લભજીને રંગે ઝુલાવે, મરકલડાં કરી કોડેરે. ૩

છજા અટાલીએ બાજુએછે, પુષ્પવૃષ્ટિ સહુ કરતારે;
તન મન ધન ઉવારીને ભેટ ભૂષણ બહુ ધરતારે. ૪
વાજીંત્ર વિવિધ પ્રકારે વાજે, ગીત મનોહર ગાયેરે;
શ્રીમહાપ્રભુજીનો હીંડોરો જોઈને, હરિદાસ વારણે જાયરે. ૫

રાગ અડાનો. પદ ૩૫ મું.

વલ્લભ ઝુલત સુરંગ હિંડોરે.
મણિમય ખંભ મયાર મનોહર મરૂવા રચિત હંસ શુક મોરે. ૧
પટુલી પરમ રસાલ પાંચ બીચ દાંડી દિવ્ય ચમકત ચહું ઓરે;
કંચન કલશ ધ્વની તા ઉપર સુખ સાગરકી ઉઠત હિલોરે. ૨
ઝોટા દેત સકલ તરૂણી ગન નિરખી નિરખી ડારત તનતોરે;
કહે હરિદાસ દેખ વલ્લભવર યહ છબી વસો સદા મન મોરે. ૩



## અથ પવિત્રાનાં પદ. ૩૬ મું.

દુહો—વલ્લભ લીલા ક્રમેં રમે, અનુભવ સ્વરૂપાનંદ;
સો ગુન ગાન પ્રકટ કહું, પવિત્રાં મંગલ છંદ. ૧
ચારિ છંદ કરી એક પ્રકરણ, સમય સો સુચન માત્ર;
સુનતહી અનુભવી જેહી, હોયે અનુભવ પાત્ર. ૨
ચાર સમે દિન ગમન કરી, સ્વરૂપ સો અનુસંધાન;
સોઇ દરશનકી લાલસા, તા તેં કરૂં ગુન ગાન. ૩

## ( પવિત્રાના ચાર છંદ લિખ્યતે )

### રાગ સોરઠ. છંદ ૧ લો. પદ ૩૭ મું.

છંદ—પવિત્રા મંગલ ઉત્સવ આયો,
ભક્ત રસિક જન મન અતિ ભાયો. ૧
સુદી દ્વાદશી શ્રાવણ શુભમાસ,
પરમાનંદ સબન હુલ્લાસ. ૨

ઉથલો—હુલ્લાસ સબ નિજજન સો, લે લે પવિત્રાં પહેરાવન ચલે;
પ્રાણ પ્રિય વલ્લભ જહાં રાજત, રસથી ફુલે ફુલે. ૩
આઈ તહાં શ્રી મુખ અવિલોકે, ભક્તિભાવ વિચિત્ર સોં;
ધોતી ઉપરના તિલક, તુલસી માળ ઉરહિ પવિત્રસોં. ૪

છંદ—રસિક જન પહેરાવન લે લે ઠાડે;
ચંચલ ચિત્ત વે ચપલ રૂચિ બાઢે. ૧
પહેરાવત હે આઈ અનુકુલે,
પહેરત પ્રાણ પ્રિયા મન ફુલે. ૨

ઉથલો—ફુલે પહેરી પહેરાવની સંગ સુ રંગ માલ પવિત્ર બહુ;
ફિરિ દેત પ્રભુ પવિત્ર નિજ જન દાન અવર્ણનીય બહુ. ૩
કરી આરતી તન મન સમર્પ્યો ચરણ સ્પર્શી મુદિત મના;
પૂજયે મનોરથ મન ઇચ્છિત યહ ઉભય પરમ રસિકજના. ૪

છંદ—ગુનીજન ગાન મુદિત મન ભાવે,
તાલ સુરસું સારંગી બજાવે. ૧
નૃત્ય હોત ગતિ ભેદ સંગીત;
તાન ગાન, ગુન મહા રસરીત. ૨
ઉથલો—રસ રીતિ તાનથી રીઝે રસિક પરમ ચતુર વર;
રાગ રંગ હોઇ રહ્યો આંગન અમૃત શોભાભર. ૩
ચેતવણીથી બહુ દાન દેત પ્રભુ, થઈરહી થેઈ થેઈ ધુનિ;
તરન, બરન ઉલટી ધટા તહાં ગાન મધુર કરે ગુણી. ૪

છંદ ૨ જો. પદ ૩૮ મું.

છંદ—રાજે શોભા પરમ સુખકારી,
વરસે અતિ આનંદરસ ભારી, ૧
નેત્ર ત્રષિત કહું તૃપ્તિ ન પાવે;
ગાદી તકિયા વલ્લભવર ભાવે. ૨
ઉથલો—ભાવે વલ્લભવર બિરાજે રંગ રંગે અનુરાગસોં;
બિરાજે અધર છબી નિરખી સ્વકીય સુહાગસોં. ૩
. ઇહભાંતિ લીલા સર્વદા પ્રકટ શ્રી ગોકુલ છાજઈ;
પવિત્ર મંગળ ઉત્સવ દિન શ્રી ગોકુલ પતિ યોં રાજઇ. ૪
છંદ—દિને પવિત્રાં મિષ, ભાવ પરસ્પર મન સરસ;
ગોકુલનાથ નરેશ, નિજ જન કીને પવિત્ર સબ. ૧

શ્રાવન સુદિ દ્વાદશી ઉજ્યારી, ભક્ત જન તન મન સુખકારી.
શ્રી ગોકુલજીવન પહેરે પવિત્રાં, આયે નિજ મંદિરન વિચિત્ર. ૨
ઉથલો—નવચિત્ર મંદિર કનક મણિમય, દિવ્ય મૃદુલ બિછાવને;
ઉપદાન ગાદી સુખદ ચમ્મર વલી વીંજન સુહાવને. ૩
પુત્ર પુત્રાદિકન સંજુત બેઠી રસિક શિરોમણિ;
ધન્ય દિવસ ધન્ય યહ સમય ઉત્સવ સુદિ સુ દ્વાદશી શ્રાવણી.૪
છંદ—ચઢી ચઢી નિરખે અટની અટારી,
નવ જોબન સુંદરવર નારી; ૧
રૂપ અનુપ વિચિત્ર સોહાયે,
નખ શિખ ભૂષન દેખો બનાયે. ૨
ઉલથો-બનાય ભૂષણ વેશ અંગ સુરંગ સારી સોહની;
બહુ વરન મનસિજ ઘટા ઉપની વૃષ્ટિ છબી મન મોહની.૩
પીકવેની ચંચલ નેન વદત સુરીનર સબ ધુનિ બઢી;
આશકત મનોહર પ્રેમ ભીજયા ભાવ વર નિરખે ચઢી. ૪

છંદ ૩ જો. પદ ૩૯ મું.

છંદ—તહાં ગાયક ગુનીજન ગાવેં,
વિના તાલ મૃદંગ બજાવે. ૧
સુર પ્રસારતા વિશાળ ગ્રામા,
મૂર્ચ્છના તાન વિવિધ વિશ્રામા. ૨

ઉલથો—વિશ્રામ હસ્તક ભેદ તાંડવ શબ્દ સંગીત ઉચ્ચરે,
રાગ રંગ અંગના સહિત નવ માન નાના ગતિ પરે. ૩
કરી ગાન નૃત્ય પ્રમોદ પૂરન રીઝે ગોકુલનાયકા,
નિજ જન્મ વિધા સુફળ ગની ગંધર્વ ગુની જન ગાઇકા. ૪

છંદ—તહાં નિજજન જુ સુત દારા, લે લે ભેટ અનેક અપારા. ૧
પ્રભુ ઉર ધરે પવિત્રા નીકે પૂરવે સકલ મનોરથ જીવકે. ૨

ઉથલો—જીવ કે મનોરથ કરી સંપૂરન વિવિધ વસન બનાવહી;
મુક્તા મનોહર મરકત માળા મણિન ભૂષન ભાવહી. ૩
સર્વસ્વ તનમન કરી સંપૂરન પ્રભુ આરત હરખે મના;
રસ રસિક લીલા નિત્ય પવિત્ર પ્રસાદ દીને નિજજના. ૪

છંદ—એ ગોકુલપતિ નાગર, પહેરત આજુ પવિત્રાજુ. ૧
એ પહેરાવન આયે, ભક્ત ભાવ વિચિત્રાજુ. ૨

ઉથલો—વિચિત્ર ચિત્રની બની અંગ અંગ કરી સીંગારહી નાગરી;
એક એક તેં સરસ સબ વિધ રૂપ ગુનકી આગરી. ૩
• આનંદ સો રસ પ્રેમ ભર સંદોહ ભાવ જરિત્રા;
રંગ રંગ સુરંગ નાગરી પહરાવત યહ પવિત્રા. ૪

છંદ ૪ થો. પદ ૪૦ મું.

છંદ—એ અતિ રસિક રસીલો, ગાદી તકીયે રાજેજુ. ૧

એ તિહું પૂરકી શોભા, શોભા દેખત લાજેજુ. ૨

ઉથલો—લાજે તો શોભા તિહું પૂરકો રૂપ દેખે લાલકો,
સબ ભાંતિ સુંદર કહી ન આવે તિલક સોહે ભાલકો. ૩
નિરખી શોભા રીઝવત તો મન મનોરથ સાજઈ;
રસ રસિલો રસિક વલ્લભ ગાદી તકીયા રાજહી. ૪

છંદ—એ નરનારી પહેરાવન,
પવિત્રા સબ આયેજુ. ૧
હાં કીયે મનકે ભાયે અતિ,
સુખ પ્રીય પહરાયેજુ. ૨

ઉથલો—પહેરાય સુખ કરી ગાય મંગલ રસ બસ સબહીન કીયે,
પૂજયે મનોરથ ભક્ત સબકે, પ્રભુ પવિત્રા જબ દિયે. ૩
આય ગુની જન ગાય કિરતી પ્રાણપતિજુ રીઝાઇયો,
નરનારી સુખકી રાશી પ્રિય પહીરાઈ લાડ લડાઇયો. ૪

છંદ—એ કર કંચન થાર રચી આરતી બનાઈજુ; ૧
હાં પ્રિય પર વારતિ સર્વસ્વ દેત વધાઈજુ. ૨

ઉથલો—દે વધાઇ વારિ સર્વસ્વ પ્રાણપતિ શું અતિ રચી,
બાલ લાલસોં મીલી એસે જેસે મની કંચન ખચી. ૩
સદા ઉત્સવ સદા યહ સુખ ફુલ અંગ ન માઇ
વૃંદાવનકે ચંદકો કરી આરતિ મન ભાઈ. ૪

## રાગ સારંગ. પદ ૪૧ મું.

સબ વિધિ નિધિ સુખ રૂપ હમારે પવિત્રા ઉત્સવ આયો,
વંદન વાર બાંધી સબ દ્વારે મંગલ સાજ બનાયો. ૧
ધોતી ઉપરના કેસરી કરી કેસરી રસજુ રચાયો,
ભાજન ભરી લે ચલી સુંદરી ગાવત મનકો ભાયો. ૨
આનંદ ભરી મંદીરમેં આઇ નિરખી નાહ સચુપાયો,
અતિ ઉત્સાહ ન્હાવત વલ્લભ નવરસ રંગ મચાયો. ૩

## પદ ૪૨ મું.

બેઠે ચોક મધ્ય ચોકીપર ન્હાત જુ પ્રિય કેસરી ઝક ઓરે,
કલશ ભરેજુ શિષપર ડારત કપોલ ગ્રહી દોઉ કર જોરે. ૧
ભક્ત ભીર નિકટ ઠાડી અરૂ નિરખત રહી ત્રિયગન ચહુ ઓરે,
નખ શિખ વલ્લભ અંગ અંગ રસપાન કરત દ્રગ પલક ન જોરે.૨

## પદ ૪૩ મું.

એક કરલે ઠાડેજુ પવિત્રાં પહરાવતી એક આઈ પ્રિયકો,
એક ચાહતી અકુલાતી મનહી મન આતુરતા આનંદ હિયકો. ૧
સન્મુખ રહી ગ્રિવામેં મેલત મુખ છબી નિરખત વારિ જીયકો,
હિત કરી વલ્લભ દેત પવિત્રાં કર લટકની રસદાન સ્વકીયકો. ૨

પદ ૪૪ મું.

દેખી સખી શોભા પ્રિય ઉર પરકી,
રંગ રંગ પહેરેજુ પવિત્રા સુંદર છબી રહી ઢરકી. ૧
એસેઈ આંકો ભરી લીજે કો યહ રસ સરવરકી.
ભાવરૂપ ભામીની ભઇ લઈ વલ્લભ ચિત્ત અંતરકી. ૨

પદ ૪૫ મું.

પવિત્રાં પહેરત ગોકુલ ભૂપ.
શ્રાવણ શુકલ દ્વાદશી શુભ દિન મંગલકો નિજરૂપ. ૧
આનન ચાર રસિકવર સુંદર પરમાનંદ સ્વરૂપ,
વૃંદાવનકો ચંદ શ્રી વલ્લભ છિનુ છિનુ રૂપ અનુપ. ૨

પદ ૪૬ મું.

ચલત પવિત્રાં શોભા પાવત.
રાજત કંઠ પ્રાન વલ્લભકે ભોજન કરી જબ આવત. ૧
નિરખી નિરખી નેનાં અતિ લોભે પલસોં પલ ન લગાવત.
લટકત ચલત મુસિકાત કછુ અતિ વૃંદાવન મન ભાવત. ૨

પદ ૪૭ મું.

પવિત્રા પહેરત શ્રી ગોકુલનાથ.
આંગન ભીર અપરિમત બાઢી વ્રજજન ગાવત ગાથ. ૧
હેમ રજત પચરંગ પાટકે લિયે પવિત્રા હાથ.
ભકત સબે પહેરાવત અતિ રૂચિ વૃંદાવન નમાવત માથ. ૨

પદ ૪૮ મું.

પવિત્રા પહેરત વલ્લભલાલ.
શોભા અંગ અંગ અતિ રાજત ચંચલ નેન વિશાલ. ૧
સુની સુની સબે સિંગાર સબે સજે દેખન આઇ વ્રજબાલ.
વૃંદાવનકો ચંદ શ્રી વલ્લભ મોહન રસિક રસાલ. ૨

પદ ૪૯ મું.

વલ્લભ બને પવિત્રાનીકે.
શોભિત સુ કંઠ સુભગ ઉર ઉપર મનોહર સબ જુવતીનકે. ૧
શોભા સકલ ભુવનકી નિરખત અંગ અંગ પ્રાણપતિ કે,
વૃંદાવનકો ચંદ શ્રી વલ્લભ જીવન ભકતનહીકે. ૨

પદ ૫૦ મું.

પવિત્રા પહેરતહે અનગિનતી.
વલ્લભકે ઢિંગ સન્મુખ બેઠે, બેટા નાતિ પનતી. ૧
બીડાલે મુસિકાત ખાત પ્રભુ વાત બનાવત બનતી,
વૃંદાવન સુખ પાઇ વ્રજવધુ ચિરંજીયો યોં ભનતી. ૨

પદ ૫૧ મું.

પવિત્રા શોભા પાવત આજ.
કસુંબી પાઘ કેસરી રંગ ધોતી નીકો વલ્લભ સાજ. ૧

રંગ સુરંગ પવિત્રાલીનેં ઠાડેં ભક્ત સમાજ,
વૃંદાવનકો ચંદ બિરાજે માહારાજનકો રાજ. ૨

પદ ૫૨ મું.

ગાદી બેઠે ભાવત મનકો,
અતિ પ્રસન્ન હોઈ પહેરી પવિત્રાં આપુ દેત ભક્તનકો; ૧
નાના ભાંતિ વસન પહેરાવત શોભા હોતી વસનકો,
આરતીકો સુખ દેહુ શ્રી વલ્લભ વૃંદાવન સબ જનકો. ૨

પદ ૫૩ મું.

પવિત્રા પહેરત ગોકુલ ભુપ,
નાના વરણ પાટ પચરંગકે કનક રજત કે અનુપ. ૧
સુખ સાગર હિત પ્રથમ પવિત્રાં કૃષ્ણાગર કરી ધુપ,
હરિદાસ ધરાવત ભાવત રંગની સુંદરી સુંદર રૂપ. ૨

પદ ૫૪ મું.

શ્રી ગોકુલનાથ પવિત્રા પહેરત બાલક વૃન્દ સબ સંગ લીયે,
શ્રાવન શુકલપક્ષ દ્વાદશી દિન પરમ કમની રમની દેખીયે; ૧
નવ નાયક નિકટ સબ બની રાજત વિવિધ સીંગાર કીયે,.
વરન વરન રંગ હાથ પવિત્રા પહિરાવત રૂચિ સુભગ હીયે. ૨
મુખ શશિ નિરખત નિકટ નિકટ વ્હે નેંન ચકોર પિયુષ પીયે,
અતિ પ્રસન્નતા સહિત પવિત્રા શ્રીકર કરનસોં સબન દીયે; ૩

મહા બડભાગી જે ભક્ત ભામતેં તાકે ઇહી મિષ અંગ છીયે,
યહી અનુભવ નિત્ય રહો નિરંતર દાસ દાસ હરિદાસ હિયે. ૪

પદ ૫૫ મું.

પવિત્રા રાજત સુંદર અંગ.
નાનાવરન પાટ અનુપમ છબી સોહત નવરંગ. ૧
જાંબુનદકે બીચ જગમગત રજતકે અતિહી સુરંગ,
શોભા સિન્ધુ બઢયો અતિ ભારી છબી કે ઉઠત તરંગ. ૨
શ્રી ગોકુલપતિ મધ્ય નાયક પર વારોં કોટિ અનંગ,
નવ નાયકા નિરખી નવ નવ છબી હુલસત ઉરજ ઉતંગ. ૩
રસિક ભાવકે જાનિ મુકુટમણિ પોખત ભ્રકુટ ભંગ,
પરમ મુદિત હરિદાસ દાસ પ્રભુ ભક્ત વૃંદ લિયે સંગ. ૪

રાગ સારંગ. પદ ૫૬ મું.

અતિ આનંદ બઢયો ગોકુલજુ પવિત્રાં શ્રી ગોકુલનાથ ધરે,
મંજન કરી સબ સજી ઘર ઘર તેં સોહતી ચલી જુ સિંગાર કરે. ૧
રાજત કનિક નવ નવલ રંગ કર માલ પવિત્રા ગોદ લિયે,
પહરાવત પ્રિય પ્રાણ વલ્લભકો પ્રનય પ્રકટ કરી કરી જુ ગરે. ૨
દિન દુલ્હે નવરંગ રંગીલો નિરખી નાહ સબ ચાડસરે,
અતિ ઉદાર નહિ વાર અમિત દે જાન મુકટમનિ રસહીંઢરે. ૩

બાલકવૃંદ મધ્ય અતિ શોભિત ભક્તજનન મન હરે,
પરમ પવિત્ર માલ વર સુંદર વર હરિદાસ વરે. ૪

પદ ૫૭ મું.

શોભા દેખેંહી બની આવે,
પહેરત ગોકુલનાથ પવિત્રાં બડભાગી જુ પહરાવે. ૧
અંગ અંગ અગણિત અપાર છબી કેસે રસના ગાવે,
વૃંદાવનકો ચન્દ શ્રી વલ્લભ મન આનંદ બઢાવે. ૨

પદ ૫૮ મું.

પવિત્રાં જબ પહરત પ્યારી,
તબહી વલ્લભલાલ લાડીલેકે મન આનંદ ભારી. ૧
બહુર્યો ઉલટિ તાહી પહેરાવત સુખ પાવત સકુમારી,
વૃંદાવન મન એક દુહુનકોં દિસતી ન્યારી ન્યારી. ૨

પદ ૫૯ મું.

ગોકુલનાથ પવિત્રાં પહેરે,
આરતિ કરી મુખ નિરખી સુંદરી નિરખતી દૃષ્ટિ ન ઠહરે; ૧
શોભાકો સાગર વલ્લભવર, મગ્ન હોત મન ગહીરે;
વૃંદાવન કેસેં કહી આવે છબી તરંગકી લહીંરે. ૨

પદ ૬૦ મું.

પવિત્રાં વલ્લભવર ઉર સોહે,
અંગ અંગ અતિ સોહે સુંદર પિય નિરખત હિ મન મોહે. ૧

ઉપમા કાહી દેહુ કો લાયક એસો ત્રિભુવન કોહે;
વૃંદાવનકો ચન્દ શ્રી વલ્લભ એસે યહાં અહોહે. ૨

પદ ૬૧ મું.

સકલ પવિત્ર પવિત્રામાલ આજુ બિરાજે પ્રિય ઉર ધારી,
કનક રજત પચરંગ પાટકેં શોભીત શોભા ભારી. ૧
પહેરાવત પ્રફુલ્લિત મન ત્રિયગન રીઝતિ રૂપનિહારી,
વલ્લભલાલ રસિક નેંનનકી છબી નેંનન સુખકારી. ૨

પદ ૬૨ મું.

કેસરી ધોતી કેસરી ઉપરના કેસરી તિલક બિરાજત ભાલ,
સુંદર સુભગ પુનિત કીયે ધરી ઉરપર લસત પવિત્રા માલ. ૧
મોહત સબ સ્વકીયનકે મનકો યહ સિંગાર ચિતવનિ રસાલ,
બેઠે ગાદી તકીયે દરશ દાન દેત અતિ ઉદાર વલ્લભ કૃપાલ. ૨

## પવિત્રા ઓચ્છવનું ધોળ.



ધોળ ૬૩ મું.

શ્રાવણ સુદિ દ્વાદશી તે આવીજી, ભક્ત રસિક જનને મન ભાવીજી. ૧
અંગ ઉવટના કરી કરી નાહીજી, પછે સહુ દરશન કરવા જાયજી. ૨
માહાપ્રભુ આજ પવિત્રાં પહેરેજી, તેણે કરી ઉત્સાહ અતિશે ઘેરેજી. ૩
રસિકવર કેસરે નાહી પધાર્યાજી, નિજ જન પ્રાણ સહિત ઓવાર્યાજી

ભીતર બાલભોગતે ધરીયોજી, બહુ જણે ત્યાંરે મનોરથ કરીયોજી. ૫
શ્રીજી ડોલતિબારીએ આવ્યાજી, સહુના તનના તાપ નસાવ્યાજી. ૬
વહુ બેટીને બાલક સહુયેજી, તેહ પહેરાવે પવિત્રાં બહુએજી. ૭
જમાઈ ભાણેજને ભટ્ટ સાથજી, પવિત્રાં પહેરાવી નામે માથજી. ૮
પોતે અતિ પ્રસન્ન થઈ પહેરેજી, શ્રી કંઠ શોભે છે રંગ ઘહેરેજી. ૯
સહુને પ્રસાદી પોતે આપેજી, તેણે કરી પૂરણ ભાવ રૂદે થાપેજી. ૧૦
ભિતરીયા વળી બ્રાહ્મણ બહુએજી, તેહ પહેરાવે તેણે સમે સહુએજી.
શ્રી કંઠે અતિશે કહ્યાં ન જાયજી, તેણે કરી દેરિ તિબારીમાં થાયજી.
શ્રી કંઠે અતિશે સુંદર રાજેજી, પધાર્યા ભોગ સરાવા કાજજી. ૧૩
પછી દરશન શીંગારે થાયજી, વેગે રાજભોગ તે જાયજી. ૧૪
ફરી પધારે છે રંગરેલજી, દીસે છે અતિશય મોહન વેલજી. ૧૫
ધોતી ઉપરણો કેસરી સોહેજી, દેખીને કુળ વધુ સહુ મોહેજી. ૧૬
તેણે સમે પરદેશી બહુ આવેજી, નાના ભાંત પવિત્રા લાવેજી. ૧૭
સોના રૂપા પચરંગી પાટીજી, અતિશે સુંદરિ સોહે સુધાટિજી. ૧૮
તે સહુ પ્રિતે કરી પહેરાવેજી, માહા પ્રભુને મન અતિશે ભાવેજી. ૧૯
તેમાં વહુ બેટી વળી આવેજી, વિવિધ પ્રકારે તે ભેટ લાવેજી. ૨૦
સહુ કોઇનાં કરે સનમાનજી, કોઇ કોઇને દેછે રસનાં દાનજી. ૨૧
બહાર બીજીવાર પધાર્યાજી, નિજ મંદિરમાં સહુકો વાર્યાજી. ૨૨
એહ સુણી ભક્ત સહુ ત્યાં આવેજી, ભીડ ભરી તે અતિ સોહાયેજી.

શ્રીજી વેગા બહાર આવ્યાજી, ચરણ પખાલતાં રુડા ભાવ્યાજી. ૨૪
ચરણામૃત લેછે સહુ ભક્તજી, ઘણું પ્રિતે છે અતિ આશકતજી. ૨૫
આચમન કરી વેગા પધાર્યાજી, મનમાંહે ભાવ અનંત વિચાર્યાજી. ૨૬
જેહ જેહ દેવું છે જેહને દાનજી, તેહ તેહ કરી રાખે અનુમાનજી. ૨૭
એટલે રાજભોગ રહ્યો સરીયજી, વેગા વેગાં આરતિ કરીયજી. ૨૮
અનોસર કરી આવ્યા ફરીયજી, મંદિર ભીડ ભકતની ભરીયજી. ૨૯
બ્રાહ્મણ ભીક્ષુકને સહુ સાથજી, ઘણું આપ્યું તેઓએ નામ્યું માથજી
વેગા ભોજનને પધરાવ્યાજી, વૈષ્ણવ સહુ કોઇ ઘેર આવ્યાજી. ૩૧
અતિ ઉત્સાહે સહુ કરે સાજજી, પહેરાવ્યાં પવિત્રાં માહારાજજી. ૩૨
ભેટ તે બહુ વિધિ સર્વે લીધીજી, પહેરામણી સહુએ સીધી કીધીજી
પવિત્રાં લીધાં બહુ બહુ ભાંતજી, શોભિત લાલ મુનિયાં પાંતજી. ૩૪
વસ્ત્ર અલંક્રત સહુકો સોહેજી, દેખીને રસિકરાય મન મોહેજી. ૩૫
એવા ભકત પરમ સોભાગીજી, ચાલ્યા અતિ રસ મત્ત અનુરાગીજી. ૩૬
આવી બેઠકે સહુકો પોહોચ્યાંજી, અતિ બડભાગી પરમ પનોતાંજી.
શ્રીજી અચવે ભોજન કરિયજી, ત્યાં વળી અતિશે ભીડ તે ભરીયેજી.
બીડી લાવ્યો છે ખવાસજી, આરોગ્યા લઇ સહીત બરાસજી. ૩૯
ભીતરીયા ઘરઘરના આવેજી, પવિત્રાં શ્રી કંઠે પહરાવેજી. ૪૦
પરચારક ભિતરના જેહજી, ત્યાં પહેરાવે પવિત્રાં તેહજી. ૪૧
વેગા જે ઉઠયા અદભુત સોહેજી, ત્યાં વહુ બેટી સહુકો મોહેજી. ૪૨

પછી પ્રભુ નિજ મંદિર પધાર્યાજી, ભીતરનાં સહુ પ્રાણ આવોરેજી
ગલીયમાં મહા મદ ગજ અતિ શોભેજી,સામા ઉભા દરશન લોભેજી.
ગડાદાર ગડુઆ લેઈ ચાલેજી, પરમ સુંદરવર ગજગતિ માહાલેજી.
સેહેજે જુએ દૃષ્ટિ ફરી વાલીજી, પાછળ રહે તે ન શકે સંભાળીજી ૪૬
મંડીત તિલક કપોલે સુરંગીજી, મધુ પીએ કુંતલ મધુપ અલોલજી
બહુ મદ ઝરે અને સહુકો જાયેજી,ધોતિ ઉપરણો લપેટયો ચુએજી ૪૮
પચરંગ પાટ પવિત્રાં સોહેજી, સુડા દંડ ભુજે ગજ મોહેજી. ૪૯
ઉપરણો અંચળ ધ્વજ રાજેજી, જે જે શબ્દ તે ઘંટા ગાજેજી. ૫૦
આગળ ચાલે તે અતિય વહ માવેજી, જી જી કહેને રૂડા ભાવેજી.૫૧
વારણેન્દ્ર વર મંદિર આવ્યાજી, કરણિ જુથે અતિ સોહાવ્યાજી.૫૨
સર્વ દીસે સહુકો દે માગજી, દૂરથી દેખે અતિ અનુરાગજી. ૫૩
તેજ પ્રતાપ સહ્યો નવ જાયજી, અનુભવ દીઠા પણ ન કહેવાયજી.૫૪



## પવિત્રા ઓચ્છવનું ધોળ.



ધોળ ૬૪ મું.

પછી પ્રભુ ગાદી તકીએ બીરાજયાજી,
કંદર્પ કોટિ જોઈ અતિ લાજયાજી. ૧
વેગે બીડું આરોગ્યું ત્યહાંજી, મેલે અતિ રૂચિ શ્રી મુખમાંહેજી. ૨

સન્મુખ બેઠા બાલક સહુયજી, પહેરામણી લાવે ત્યાં બહુ બહુજી. ૩
પાઘ વિચિત્ર રંગ રંગ સોહેજી; ધોતી ઉપરણો મન મોહેજી. ૪
પામરી જરદોજી વલી આવેજી, કોઇ સંપૂર્ણ વાગા લાવેજી. ૫
વીંટી જડિત અને વળી ગોળજી, કો પીતાંબરને પટકુલજી, ૬
કો વળી મુકતામાલ ધરાવેજી, જેને મન જે જે અતિ ભાવેજી. ૭
કોઇ એક મોહનમાળા લાવેજી, કોઇ વળી ટીલડી તે પહેરાવેજી. ૮
કોઈ હેમ પવિત્રાં હાથજી, કોઇ રૂપાનાં લઇ રેશ્મા સાથજી. ૯
કો બહુ પાટ તણાં પહેરાવેજી, રંગ વિરંગ અતિશે ભાવેજી. ૧૦
હરિત પીત સ્વેત અસી જંગાલજી, જાંબુવરણાંને લાલ ગુલાબીજી.૧૧
કેસરી નારંગી ને આસમાનીજી,કહું રંગ કયાં લગી કહીએ જાણીજી
સોના રૂપાના વિછુવા ઝળકેજી, પવિત્રાંએ એણીપેરે અતિ ચળકેજી.
જે જે સમર્પે જેવી પ્રીતેજી, જેને દાન કરે જેવી રીતેજી. ૧૪
બિચ બિચ જળને બીડું આરોગેજી,
અંબર, મૃગમદ કપુર સંજોગેજી. ૧૫
તેહ સમયે ભીડ તણો નહિ પારજી, કેમ કહું ભેટતણાં પરમાણજી.
ઉત્સવ આનંદ અતિશય થાયેજી, નૃત્ય સહિત તે ગાયક ગાયજી.૧૭
સાતે ઘરના વૈષ્ણવ આવેજી, પવિત્રાં પ્રીતિ સહીત પહેરાવેજી. ૧૮
ભીડ ઘણી શ્રમ કહ્યો ન જાયજી, પંખા ચારે પાસે થાયેજી. ૧૯
અવસર પામે નહિ જે કોઇજી, બેઠા અટારી તે સહુ જોયજી. ૨૦

સેજ બીછાવાનો કરી સાજજી, વિનતિ કરી પધરાવ્યા રાજજી. ૨૧
ભક્ત સહુ કો તે ઘેર જાયજી, સાથ શેરીમાં ન સમાયજી. ૨૨
જે કોઇ શકયા નહિ પહેરાવીજી, તેની પોતે સુરતિ કરાવીજી. ૨૩
પોતે તેડી અંગિ કીધાજી, પોતે પહેરી પ્રસાદી દીધાજી. ૨૪
વચન વિલસે અમૃત વૃષ્ટિજી, તે અનુભવ જાણે સહુ સૃષ્ટિજી. ૨૫
વળતા તે સહુ આવે ઘેરજી, મનમાં વિચારે અનુભવ પેરજી. ૨૬
જેહ સુજાતિ એહ ભાવેજી, તે ફરી મંદિરમાં ધસી આવેજી. ૨૭
જેણે હજુ નથી પહેરાવ્યાંજી, તે એકાન્ત મળી સહુ આવ્યાજી. ૨૮
તેના ભાવ તે અંગિ કીધાજી, પ્રીત સહિત તે માની લીધાજી. ૩૦
જાણી દયાભર ભિતર બોલ્યાજી, ત્યારે ખવાસે પરદા ખોલ્યાજી,૩૧
તેણે સમે દંડવત કરે ભકતજી, પવિત્રાં સમર્પે અતિઅનુરકતજી.૩૨
એકાંત મનોર્થ એહુના પૂર્યાજી, ત્રિવિધતાપ દુઃખસહુ તે ચુર્યાજી.૩૩
ચરણ પખાલી આસન બેઠાજી, દ્વાર ઉઘડયાં સહુ ધસી પેઠાજી. ૩૩
બીડું ખવાસ તે સમયે લાવ્યોજી, સહુ કોને મન અતિશય ભાવ્યોજી
પવિત્રાં વલી તેણે સમે આવેજી,સમર્પીં ન શકયા તેહ ધરાવેજી. ૩૫
એમ કરતાં મધ્યાન્હ થયો સમયજી, તોય પાર ન આવ્યો કેમેયજી.
સંધ્યા સમય જલધર માંહેજી, આગળથી ઉભા જે ત્યાંયજી. ૩૭
મહાપ્રભુ સંધ્યાએ પધારિયાજી, દંડવત્ કરી સહુએ ઓવાર્યાજી ૩૮
તેણે પવિત્રાં ત્યાં પહેરાવ્યાંજી, તેહના મનોર્થથી ઘણું ફાવ્યાજી. ૩૯

શેન આરતિ કરીને ફરી આવ્યાજી,
ત્યાં વળી ગુપ્ત પ્રકટ ઘણું ભાવ્યાજી, ૪૦
ફુલ ભલી રીતે અતિ રમ્યજી, તે વરણવી શકીએ કેમજી. ૪૧
શ્રી કંઠે નવી નવી ભાંત સોહાયજી, તે વિસ્તારે કેમ કહેવાયજી. ૪૨
તેલ શય્યાનો સમય તે થયોજી, તેનો અનુભવ તેણે લહ્યોજી. ૪૩
આવી સમર્પ્યાં તેણે ત્યાંહેજી, તેહનું મન મોહ્યું છે જ્યાંહેજી. ૪૪
પ્રભુજી તે પરમ વિધિ સુખ વરસેજી,
જે અનુભવીયાં તે અતિ હરશેજી. ૪૫
તેલ લગાવી ઉઠયા નાથજી, અલૌકિક સ્વરૂપ જુએ સહુ સાથજી. ૪૬
વેગા ચરણ ક્ષાલન કરી આવ્યાજી, સુખ સેજે બેઠા અતિ ભાવ્યાજી.
તે સમે અનુભવને જે પ્રીછેજી, તેનાં પુન્ય કહું કો સિધ્ધેજી. ૪૮
તેવા પરમ સોહાગી જેહજી, સમર્પે તેણે સમય તેહજી. ૪૯
એણી પેરે લીલા નિત્ય અનંતજી, કહેતાં કાંઇ ન આવે અંતજી. ૫૦
પ્રભુજી પોઢયા ને ભગવદી વળીયાજી,
સહુ આપ આપણે ભાવે ભળીયાજી. ૫૧
વિનતિ સુણીએ શ્રી મહારાજજી, વેગા ઉઠી કરીયે નિત્ય કાજજી. ૫૨
એ લીલા અનુભવ રસ રાસજી, હૈડે રહો સહુ હરિદાસજી. ૫૩
અષ્ટોત્તર સત છે જે ચરણજી; અતિ પવિત્રમાલનું અનુકરણજી. ૫૪



## અથ રાખીકે પદ.



રાગ સારંગ. પદ ૬૫ મું.

સાવન સુદિ પૂન્યોકો શુભ દિન રક્ષા બાંધત વલ્લભલાલ,
વિવિધ પાટ ઓર રતન જટિતકે શ્રીકર કંચન થાલ. ૧
તિલક કરત બિરાહે કરમેં ઉર સોહે કુસુમનકી માલ;
દેત અશિષ ચિરંજીવો શ્રી વલ્લભ ભકત જનન પ્રતિપાલ. ૨

પદ ૬૬ મું.

રાખી બાંધત વલ્લભલાલ.
માત રૂકિમણી કર ગ્રહી લીને સોહત કંચન થાલ. ૧
રતન જટિત રાખી બાંધતહે મેવા દેત રસાલ;
નિરખ નિરખ વલ્લભવરકો મુખ તન મન હોત નિહાલ. ૨
ભક્ત સબેં ઠાડે મુખ નિરખત ચંચલ નેન વિશાલ;
વૃંદાવનકો ચંદ શ્રી વલ્લભ ભક્ત જનન પ્રતિપાલ, ૩

## અથ દશાહરાકે પદ.



રાગ સારંગ. પદ ૬૭ મું.

આજ [illegible] દશેરા શુભ મંગલ દિન, ધરત જવારા શ્રી વલ્લભલાલ;
[illegible] ધરાવન આઈ, કર લિયે કંચન થાલ. ૧
ગાદી મુંઢ બિરાજત હેં પ્રભુ, આસપાસ સોહે સબ બાલ;

ભગિની તિલક કરત કુમકુમકો, પીત અક્ષત દીયે ભાલ. ૨
જવ અંકુરી સમાર અપને કર, ધરત ભ્રાતકે શિષ;
મૂઠિયાં વારિ બિરાદે આરતિ કીની, બહુ વિધ દેત આશિષ. ૩
નાના વિધિ પકવાન મીઠાઇ, ભોગ ધર્યો રસ રાસ;
દાસ ગોપાલ દઈ પ્રભુ દક્ષણા, મુદ્રિકા નંગ પચ્ચાસ. ૪

## અથ દીવાળીનાં પદ.

રાગ કાન્હરો. પદ ૬૮ મું.

આગમ જન્મ મહોત્સવ કે યહ, આઇ સુભગ દીવારી;
રચના વિવિધ ભાંતિ મંગલ શુભ, દીપક જ્યોતિ ઉજીયારી. ૧
ભક્તનકે આનંદ બઢયો અરૂ, શોભા પ્રગટ ભઇ જુ હમારી,
કહે બલીરામ વલ્લભ બાનિક પર, તનમન પ્રાણ કરો બલિહારી. ૨

પદ ૬૯ મું.

દીપક જ્યોત ઠોર ઠોર સોહતી સુખ હોત વલ્લભ કે દરશન,
રાજાધિરાજ ગોકુલેશ છબી અતુલિત રોમ રોમ રસ પરસત. ૧
કહત વાત મુસીકાઈ ભેદકી નિજજન નિરખી નિરખી મન સરસત.
બલી બલી જાય શોભા નિરખી યહ, અંગ અંગ રસ વરસત. ૨

પદ ૭૦ મું.

જગ મગાતી ઠોર ઠોર વલ્લભ બેઠે રંગ મહેલ,
કૃષ્ણાગર, કસ્તુરી, કુમકુમ, કપુર ખોર ચંદનકી ચહલ. ૧

ઉપમાકો કાહિ દેહું કોન એતે લાયક જાઈ દેખો સોઇ સહલ,
વૃંદાવન ચંદ મહારાજનકો રાજા જાકે સબેં કરત ટહલ. ૨



## અથ ગાય ખિલાયવેકે પદ.



### રાગ સારંગ. પદ ૭૧ મું.

ખરિક ખીલાવન આયેં ગાયન.
વછરા લિયે ગોદ કરી ગ્વાલન અપને અપને ચાઇન. ૧
રાંભતિ ધાઇ દેખી ખીલવારની હરખ બઢયો ઉર માયન;
વૃંદાવન વલ્લભ શોભા અતિ બાઢી કોટિક ભાયન. ૨

### રાગ બિહાગરો. પદ ૭૨ મું.

ચલીરી સયાની અતિ ગહરૂન કીજે;
સુંદર સ્વરૂપ આંકોં ભરી ભરી લીજે. ૧
સબકો વલ્લભ તેરો વલ્લભહેં માઇ;
તિનસોં તેં માન કીયો કહાબની આઇ. ૨
જેસો તોહી ભાવે એસો ઓરનકું ભાવે;
એહી તો વીશેષ તોહી આપુન બુલાવે. ૩
આરતિકી છબી મોપેં કહત ન આવે;
ફેરી ચિતવની કહેતી માનની મનાવે. ૪

એસો નીકો બન્યો હે શ્રી વિઠ્ઠલકો નંદા;
શ્વેત ઉપરના, ધોતી, માલા મેનું ફંદા. ૫
ફુલનકી માલા મધ્યે જુડા સુખ દેની;
કેસરી તિલક મન મોહે મૃગનેની. ૬
જાકે અંગ અંગ સબ શોભા પાવે;
એસો પ્યારો પ્રિય તેરી બાતેં સુનિ ભાવે. ૭
ચલત મધુરી ચાલ લટકત આવે;
મંદ મુસકની જાની ચિત્તહી ચુરાવે. ૮
લખત જનેઊ લલચેહે ચિત્ત તેરો;
એસો હી જાની હેરી એસો હિ તુમેરો. ૯
મુદ્રા મનોહરીરી ચતુરનકી દેખે;
તેરી સોં તેં તન મન ઓર ન વિશેષે. ૧૦
એસી એસી બાતેં સુની લાગી ઉઠી સાથ;
વૃંદાવન ચંદ રીઝે શ્રી ગોકુલકે નાથ. ૧૧





# પ્રકરણ ૮ મું.

## વસંત, ધમાર, ડોલનાં પદ.

## અથ વસંતકે પદ.



રાગ વસંત. પદ ૧ લું.

વસંત જાય રમીયેરે શ્રી ગોકુલમેં જાય.
માઘ શુકલ પંચમી શુભદિન, ખેલે શ્રી વલ્લભરાય. ૧
આંબો મોર્યો ઋતુ વસંત આયો, ફાગ સાજ સબ લાય;
ગોકુલપતિ મોહન બેઠક માંહે ખેલે રસિક મન ભાય. ૨

પદ ૨ જું.

ખેલી ખેલી હો શ્રી વલ્લભ સંગ વસંત.
મનગમતા મનોરથ પૂરો, પારવતિ વહુજીના કંથ. ૧

જીરે અતિ રસ ભરી વ્રજસુંદરી એ,
જીરે નાચે તે હસ્ત મંડપ મલી એ. ૧૦
જીરે વહુજીની સખી કરે વિનતિ એ;
જીરે તમે વરીયાં છો શ્રીગોકુલ પતિ એ. ૧૧
જીરે ગાંઠ છોડો ચોળી તણી એ.
જીરે મનમાંહે હસ્યા ત્રિભુવન ધણીએ; ૧૨
જીરે ગાંઠ છોડી સટકે કરીએ.
જીરે તેહને વાર ના લાગી ક્ષણ ભરી એ, ૧૩
જીરે જીત્યા જીત્યા વ્રજનાથજી એ,
જીરે એમ ગાય ગુજરાતીનો સાથજી એ. ૧૪
જીરે એ સુખ અલૌકિક તહાં હવાં એ,
જીરે વહુજીને ગોદે લેઇ રહ્યા એ. ૧૫
જીરે પાંચ દિવસ પ્રભુ ત્યાં રહ્યા એ,
જીરે હરદીના ખેલ ભલા હવા એ. ૧૬
જીરે જુગલ કિશોર ઘેર આવિયા એ,
જીરે રૂપાંબાઇ મન અતિભાવીયા એ. ૧૭





# પ્રકરણ ૧૦ મું.

## માળા પ્રસંગના પદ, કવિત, ધોળ વગેરે.

આ પ્રશ્ન સ્થળે થશે કે—"માળા પ્રસંગ" એટલે શું ? સમસ્ત વલ્લભી સૃષ્ટિને વિદિતજ હશે કે આ શ્રીમદ્ ગોકુલેશજીએ મહાન્ દેશાધિપતિ દિલ્હી નરેશ બાદશાહ જહાંગીરના વખતમાં "ચિદ્રૂપ" નામના એક સંન્યાસીએ બાદશાહને પોતાનાપક્ષમાં ખેંચી વૈષ્ણવો "તુલસીની માળા" ધારણ કરે છે તે ખોટું છે, ને વેદ વિરૂદ્ધ છે, માટે તેમ કરવું જોઇએ નહિ. આવા પ્રકારનો મોટો ઝઘડો (ધર્મનું દ્વંદ્વ યુદ્ધ) મચાવ્યો. આ વખત તે સંવત. ૧૬૭૭-૭૮ નો હતો. આ વખતમાં ધર્મધ્વજધારી, નિજજનના પ્રતિપાલ, સદાસ્વકીયોનું રક્ષણ કરવામાં તત્પર, અખંડ ભૂમંડલાચાર્યવર્ય મહાપ્રભુ શ્રીગોકુલેશજીએ જો કે આ

વખતે પોતાની ૭૦ વર્ષની વૃધ્ધ વય, તેમજ નિવાસ સ્થાન શ્રીમદ્ ગોકુલથી, આશરે ૪૫૦ માઈલ દૂર આવેલા કાશ્મીર દેશ, કે જ્યાં બાદશાહનો મુકામ હતો ત્યાં જતાં, શ્રાવણ, ભાદરવાની સખ્ત વર્ષા જેવી ઋતુઓમાં, હાલની માફક રેલવે ગાડી જેવાં સાધનોના અભાવે, અનેક પ્રકારનાં અસહ્ય સંકટો વ્હોરી લેઈ, કમર કસી, ધર્મની અડગ ઢાલ ધરી દેશાધિપતિ સામે અનેક પ્રકારના શાસ્ત્ર સિધ્ધાન્તો ને વેદ પુરાણોનાં વાકયોથી તુલસીની માળાનું અસાધારણ પ્રતિપાદન કર્યું, અને ધર્મની અડગટેક ટકાવી રાખી હતી. યાને તુલસીનીમાલાનો વિજયધ્વજ ફરકાવ્યો હતો. જેને આપણે ટુંકામાં "**માળા પ્રસંગ**" કહીએ છીએ. આ શિવાય નિજજનોના હિતાર્થે આ શ્રીમદ્ ગોકુલેશજીએ આવાંજ અનેક કાર્યો ભકતોને માટે કર્યા છે. તેનું સવિસ્તર વર્ણનરૂપે અમારા તરફથી "**શ્રીગોકુલેશજીનું જીવન ચરિત્ર**" એ નામનું ઉત્તમોત્તમ પુસ્તક થોડા વખતમાં બહાર પડશે. જીજ્ઞાસુજનોએ ગ્રાહકોના લીસ્ટમાં પોતાનું નામ નોંધાવી રાખવું.



રાગ ભૈરવ. પદ ૧ લું.

શ્રી ગોકુલકે નાથ ફીર ગોકુલ બસાયોહે,<br>
પ્રગટ પ્રતાપ ભકતન મન ભાયો હે. ૧<br>
સાચી તિહારી ટેક જેસી નિગમન ભાખી હે,<br>
ભાલ તિલક માલ મરજાદ રાખીહે. ૨

જબ પ્રભુ રિઝી આપ અપનપોં દીયો,
તીહારે હૃદયકો પ્રેમ નેમ લીયો. ૩
શ્રી વલ્લભ કુલકો ભાન સકલ કલા ગુણ નિધાન,
શ્રી ગોકુલનાથ ગુસાંઇ કલિમેં કલ્પતરૂ. ૪
ઇતનોહીં માગત હોં દીજીએ દરશન મોહી,
તીજો પન આયો યોં કહત હેં ગિરિધર. ૫

રાગ ટોડી. પદ ૨ જું.

ધન્ય ધન્ય શ્રી ગોકુલનાથ ગુસાંઇ, ભકિત સરોવર ફુટત રાખ્યો;
વેલા વપુ કીનો ભકતન હીત, સુજશ પ્રગટ જે જે જશ ભાખ્યો;૧
માલા તિલક મર્યાદા મંડી, શ્રી વલ્લભસુત સુર શશી સાખ્યો,
શ્રી વિઠલ સુત વિખ્યાત ધર્મધ્વજ, દાસ નારાયન મંગલ ભાખ્યો. ૨

રાગ સારંગ. પદ ૩ જું.

જયતિ શ્રી ગોકુલનાથ પ્રાણપતિ,
જનનકે માલ મુદ્રા ધર્મ સબન દીને.
વે શંકા ખાય સંન્યાસ દંડિયકો, ભુપ દિલ્લીશ ધર દંડ કીો. ૧
સકલ ભુવન મંડલાધીશ ચુડા નમ્યો,
જાન માહાત્મ્ય ગુણ શરણ આયો,
જાન અપવાદ જીય મૂઢ નિજ વેશકો,
આત્મ વંચક કપટિ દૂર ધાયો. ૨

જયતિ જય દેવ તિહું લોકમેં ધુન ભઈ,
કિરતિ વિખ્યાત જગમાંજ છાઇ.
સરસ રંગી પ્રભુ ઇશકે ઇશકી, શરણ કીયે માહા સિદ્ધિ પાઇ. ૩

રાગ મારૂ. પદ ૪ થું.

યહ મારગ સર્વોપર શ્રી વલ્લભ તુલસી માલકો.
જુગ જુગ આદિ ચલ્યો આયો,
હરિ મંદિર તિલક સુભાલકો. ૧
મહાપ્રભુ શ્રી કંઠ મધ્ય રાખી નિજ સંગે,
કીનો દ્રઢ અંગીકાર રાજત શ્રી અંગે. ૨
હુકમ ભયો જહાંગીરકો તુલસી માલ ઉતારો,
બહુ મૌલિક કંઠહાર મુકતા માનિક કર્યો ન ધારો. ૩
મહાપ્રભુ પ્રતાપ અતુલ સહિત કહ્યો ભાવે,
કૌસ્તુભ મનિનકી માલ, તુલસી સમ ન આવે. ૪
તુલસી માલ પરમ ધર્મ, યાકે સબ પાછે,
ભુખન સિંગાર હેત કરો કોઉ આછે. ૫
ભુવપર મહા ત્રાસ ભયો વ્રજ મંડલ ભારી,
મહેંત બેડે સ્વામીન મીલી સબન માલ ઉતારી. ૬
શ્રી વિઠ્ઠલ ધર્મ પૂત ભયો શ્રી ગોકુલનાથ,
માલ તિલક ધર્મ જાત રાખ્યો અપને હાથ. ૭

સનમુખ વ્હે કીયો સહાઈ, સબકો ત્રાસ નિવારો,
વલ્લભદાસ પ્રભુ અપને બલતે ધર્મ ઉદ્ધાર્યો. ૮

રાગ કેદારો. પદ ૫ મું.

શ્રી વલ્લભ રાજા ધિરાજન રાજત રાજધાની.
સુનિ સુનિ જે શરન આયે, ગર્વિત અભિમાની. ૧
અતુલિત અતિ તેજ કીરતિ, ચહું ચક્ર વખાની,
વૃંદાવનચંદ માજ્ઞ રાખી સબ જગત જાની. ૨

રાગ કાન્હરો. પદ ૬ ઠું.

અધમ ઉદ્ધારન તુમ નામ વલ્લભ, ભક્તિ પેજ પ્રતિપારન;
તપસિ ત્રાસ નિવારન, દુષ્ટ સંધારન કારન તિલક માલ ઉર ધારન. ૧
માનની માન નિવારન રસિક શીરોમની, રસ સંચારન,
કીરતી ઉજ્વલ જગ વિસ્તારન;
વૃંદાવન ગોકુલપતિ નાગર પ્રગટે નિજજન કારન. ૨

—

## માળા પ્રસંગનાં કવિત.

કવિત ૧ લું. પદ ૭ મું.

શાહ કહી સો તેં ન કરી, કરી સો વેદ પુરાનન ભાખી;
માલ તિલક જનેઉ કે કારન, એંડન પેંડન નાખી.

શ્રીપત કહે જહાંગીરકે ખાંન, જે તે ઉમરાવ તે તે સબ સાખી;
શ્રી વિઠ્ઠલનાથજી કે શ્રી ગોકુલનાથજી સબ હીંદુનકી પત રાખી.૨

કવિત ૨ જું. પદ ૮ મું.

જબ વિલંબ નહિ કીયો, જીવ જબ મહાકાલ વસ;
જબ વિલંબ નહિ કીયો, વાદ વાદી આયે ધસ,
જબ વિલંબ નહિ કીયો, આગરા દ્વંદ મચાયો.
જબ વિલંબ નહિ કીયો, માલ રખ ધર્મ બઢાયો.
કૃપાનાથ અશરણ શરણ. વિરહે વિકલ પર્યો.
સો વિલંબ કારણ કબન ?

કવિત ૩ જું. પદ ૯ મું.

કાહુ કહે દિનેશ ઇશ, કાહુ કહે ગનેશ શેષ.
કાહુ કહે ગયા પ્રયાગ, કાહુ કહે ગોદાવરી.
કાહુ કહે જોગ જાગ, કાહુ કહે વિરાગ ત્યાગ.
ચંડકા પ્રચંડ પુંજ, બાંટત ન્યોછાવરી.
કહે નારાયન એતેનમેં, કાહુ સોં નેહ નાંહી.
નંદક જન ભલે કહો, મેરી મત બાવરી.
શ્રીગોકુલેશ ભુષણ, મનમેરે, શીર સદા રહો, રાવ રીઝ પાવરી.

કવિત ૪ થું. પદ ૧૦ મું.

ઓરન સ્વાંગ ધરે સબ પેટકે, એક હુકમત ઉદ રહાલા
તેં કુલ જગત ધર્મ તજયો, સીધ સાધક ભુલ ગયો મત વાલા.

ખેદતહું ધન ધન કહે, પ્રેમ પલતસોં ભક્ત રસાલા.
શ્રીત્રિકુલનાથકે શ્રી ગોકુલનાથજુ, તુમને પહરી જગમેં જશમાલા.

કવત ૫ મું. પદ ૧૧ મું.

મતજાનો ખ્યાલ શ્રી ગોકુલનાથજુકી માલાહે.
વખાનીહુ વેદ મરજાદહુ વખાનીહે,
ડારે ગુદી બીચ માલા અમૃત રસાલાહે.
બુલાયે જહાંગીરને જાયકે જુવાબ દીયો,
હીંદુકી હદ રાખી શ્રી ગોકુલનાથ પ્રતિપાલાહે.
પ્રાનનાથ કહે બાત સુનો સબ કાનદે,
મતજાનો ખ્યાલ શ્રી ગોકુલનાથજુકી માલાહે.

કવિત ૬ ઠું. પદ ૧૨ મું.

ગોકુલકા ફકીર દેખો આયે કોન ભાવસે,
તે ડારે ગુદી બીચ ગુંજ ઓર વનમાલાહે.
માંગતાહુ માલ વે દેતાહે જીવકું, કરે યાદ સાંઇકુ સંગ નંદલાલાહે.
હુઆહે નિડર મે તો દેતાહું દુસાલા મેરેમાલા બંદ ઓરગે રહે સાલાહે.
પ્રાન નાથ બાત કહે સુનો સબકાનદે,
મતજાનો ખ્યાલ શ્રી ગોકુલનાથજુકી માલાહે.

કવિત ૭ મું. પદ ૧૩ મું.

ટેકકી ટેકકી ટેક ટરે, ગિરિ ટેક ટરેતો ટરે ધ્રુવ તારો.
શ્રી ગોકુલનાથજુ માલા તજે તો, શેષ ન શીષ ધરે જુ ભારો.

પોન ધકે તોથકે તોથકે, વ્રજકો પન કોન કરે મહીમેં રત ન્યારો.
શ્રીવલ્લભવંશ વિહારી કહે, કલિ જાગતહેં જગમેં જશ થારો.

કવિત ૮ મું. પદ ૧૪ મું.

શેષ સુરેશ દિનેશ કહે સુનહી શાહે ગોકુલકી રાજધાની.
ચિદ્રુપતેં બે ગરજયો વ્રજમેં દ્વિજ રાજ કરી સો તીહુંપુર જાની
તાપેં યહ વાત કરી કલ્યાન મહિપતિ આગેજુ જાય વખાની.
આજ અબ યહ મંડમાંજ રહ્યો, મુખ્ય શ્રી ગોકુલનાથકે પાની.

કવિત ૯ મું. પદ ૧૫ મું.

શ્રીવલ્લભકે વંશમાંજ પ્રગટયો પ્રભાકર,
સો શ્રી વિઠ્ઠલેશ નંદન નવલ ગોકુલેશજુ.
દૂર કીયો તામર અજ્ઞાનહુકો જગમેંતે;
કીર્તિ બરની ન જાય મોપેં વીશેષજુ.
શુકમુની શારદ નારદ રટત રહે, ધ્યાન પાવત ન પાર શેષજુ.
તેરે ગુન ગાયે તેં મિટત ત્રિવિધ તાપ હોત હે સદામન ચરનનરેશજુ

કવિત ૧૦ મું. પદ ૧૬ મું.

શ્રી ગોકુલનાથ રમે જીયમેં, કીયો શ્રીવિઠ્ઠલનાથકો નામ ઉચ્ચારો.
હાલી મવાલી કરે પ્રનામ, શ્રીગોકુલનાથને નામ સમારો.
જહાંગીર કહે જુ બિરાજો વહીં, જહાં આનંદ સ્વરૂપ તિહારો.
પ્રાન આધીન જે વલ્લભકો, યાતે ગોકુલ ગામકો પેંડોહી ન્યારો.

### કવિત ૧૧ મું. પદ ૧૭ મું.

અવતાર ભયો મથુરા મન મોહન, છુટયોહે માનો ગગનકો તારો.
શંખ ચક્ર ગદા પદ્મ બિરાજત, દેવકીકે ભયો કાન્હર કારો.
લે આધીરાત ચલે વસુદેવ, તો આઠેંકી રાત ભયો ઉજીયારો.
પ્રાન આધીન જે વલ્લભકો, યાતે ગોકુલ ગામકો પેંડોહી ન્યારો.

### કવિત ૧૨ મું. પદ ૧૮ મું.

શ્રીગોકુલનાથ બિરાજત અપનેં સંગ, સખાસોં મડયો હે અખારો.
શ્રીયમુનાજીતો આઇ નિકટ, જહાં ઉજવળ નીર વહે અતિભારો.
વ્રજ વખાન્યો ચોરાશી કોસલોં, શ્રી ગોકુલ ગામકો પેંડોહી ન્યારો.



### ધોળ ૧૯ મું.

| | | |
|---|---|---|
| શ્રી ગોકુળનાથ સોહામણા, | સુણ સાહેલી, | |
| એમનાં વારંવાર લેઉં ભામણાં, | ,, | ૧ |
| દૈવીજન કારણ પ્રાગટય થયું, | ,, | |
| નિઃસાધન મન આનંદ લહ્યું, | ,, | ૨ |
| માગસર સુદી પ્રાગટ સાતેમનું, | ,, | |
| જશ વરણવ શું કરૂં મહાતમનું, | ,, | ૩ |
| એમની જન્મ પત્રિકામાં નામ કૃષ્ણ, | ,, | |
| શ્રી વલ્લભના નામે કીધાં પ્રશ્ન, | ,, | ૪ |

પ્રતિબિંબ શ્રી મહાપ્રભુજી તણું, સુણ સાહેલી.
માળા જતી થયું જશ ઘણું, ,, ૫
આપી માળા તાતે નિજધામની, ,,
મન ગમતી સુંદર શ્યામની, ,, ૬
પુષ્ટિ ધર્મ સકળના રાખવા. ,,
સેવકને શિક્ષા ભાખવા, ,, ૭
એમ કીધો માળાના પ્રસંગમાં, ,,
પ્રભુ સેવા કરી રસ રંગમાં, ,, ૮
મુદ્રા તિલક તે દ્રઢ કરી ધારીયાં, ,,
કંઠીથી કારજ સારીયાં, ,, ૯
શ્રી ગોકુલપતિ અતિ ગુણ નિધિ, ,,
ભક્ત જનના મનોરથ કરે સિદ્ધિ, ,, ૧૦
બાદશાહ જહાંગીર મુખથી એમ કહે, ,,
માળા તજે તે મારા મુલકે રહે. ,, ૧૧
બધા સંપ્રદાયવાળાએ માન્યું કહ્યું, ,,
શ્રીવલ્લભથી પુષ્ટિ ધર્મ રહ્યું, ,, ૧૨
શ્રી ગોકુળ તજી સોરમ વાસ કીધો, ,,
માળાનો ધર્મ મન દૃઢ લીધો, ,, ૧૩
ચઢી નાવે આવ્યો જમુના વિષે, ,,

પૂછે જહાંગીર મહેલ સૂનાદિસે, સુણ સાહેલી. ૧૪
કહે ઈસબખાન સાંભળો તમે, „
ગોકુળ શ્રી ગોકુલેશ જોતા હમો, „ ૧૫
માની હુકમ તે સોરમ જઇ વશ્યા, „
ધન્ય એમના તે ધર્મથી નવ ખસ્યા, „ ૧૬
જગત ગુરૂ પ્રકટ જગ જાણ છે, „
સત્ય એમનો તે ધર્મ પ્રમાણ છે, „ ૧૭
કહ્યું જહાંગીરે લેખ કરૂં સહી, „
હવે કોઈ એમને દંડે નહિ, „ ૧૮
કહેવડાવ્યું શ્રી ગોકુળ નાથને, „
ગોકુળમાં વસો જઇ લઇ સાથને, „ ૧૯
સોરમથી તે ગિરિપર આવ્યા, „
ગિરિ ગિરિધર મંન ઘણું ભાવ્યા, „ ૨૦
વિરહ તાપ સમાવ્યો તંન તણો, „
પદ પરસી મન આનંદ ઘણો, „ ૨૧
ગોકુળ પધાર્યા તે સુખથી, „
સૌ સંપ્રદાય વાળાને કાઢયા દુઃખથી, „ ૨૨
બધા સંપ્રદાય વાળાએ સૂખપાલ લીધી, „
સૌની માળા સૌને ધર્મે દીધી, „ ૨૩

નામ શ્રી ગોકુળનાથજી ગુણ ભર્યા, ,,
સેવે શ્રી ગોકુળનાથજી ગિરિધર્યા, ,, ૨૪
જય જયકાર જગત જશ વિસ્તર્યો. ,,
પાખંડ પ્રબળ જગ નિસ્તર્યો, ,, ૨૫
કંથ પાર્વતિ વહુજી તણા કહું, ,,
સદા સર્વદા આપ ચરણે રહું, ,, ૨૬
નામ શ્રી ગોકુલનાથ અનાથ નાથ, ,,
જન ધર્મ રાખ્યો આપ સાથ હાથ. ,, ૨૭
અલિ સુત મકરંદ લોભે ઘણું, ,,
પદ અંબુજ રહે મન ભક્ત તણું, ,, ૨૮
આપ સ્વરૂપ તે કરૂણા કાંતિ કમળ, ,,
નિજજન મન રાખો ભક્તિ અચલ. ,, ૨૯





# પ્રકરણ ૧૧ મું.

## વિનતીનાં ઘોળ.



રાગ પ્રભાતી. ઘોળ ૧ લું.

શ્રી ગોકુલેશજીના નામ ભજનનું ચોઘડીયું કાંઈ સારૂં રે.
સારૂં સારૂં સહુ કોઇ કહે છે, તે છે મુજને પ્યારૂં રે. શ્રીગો. ૧
મારૂં મારૂં સહુકો કહે છે, તેમાં નથી કાંઇ તાહારૂં રે;
પુષ્ટિ પુષ્ટિ રસરૂપ રસાત્મક, તે છે મુજને વહાલું રે. શ્રીગો. ૨
જયારે થકી તને શરણે લીધો, શ્રી મુખ નિશ્ચે કીધો રે;
લૌકીકમાં રખે લપટાઇ રહેતો, જીવ તુજને વારૂં રે. શ્રીગો. ૩
આ સંસાર છે સઘળો જુઠો, તેને કહે સુહુ મીઠો રે;
પતિવૃતા ધર્મ ને ટેક અનન્યતા, તે માંહે તુ પેઠો રે. શ્રીગો. ૪

વૈષ્ણવ પ્રભુજીએ પહેલા કીધા, તેથી ભગવદી મોટારે;
તે શું મળીયે ને તે શું હળીયે, માયા સંગી ખોટારે. શ્રીગો. ૫
કરી રાખ્યું છે પ્રભુજીએ પહેલું, તે પ્રમાણે થાયરે;
સોચ પોચ રંચક નવ કરીયે, પ્રભુ કરે તે થાયરે. શ્રીગો. ૬
ભગવદ઼ ઇચ્છા પ્રમાણે કરીયે, ભગવદ઼ રસમાં પચીયેરે;
રૂપ રસાલું ધ્યાન ધરીને, અન્ય સંબંધથી બચીયેરે; શ્રીગો. ૭
સેવા આપી ચરણ કમલની, હવે બીજું શું જોઈયેરે;
એહ વિચારમાં નિશદિન રહીયે, મન વાંછિત ફલ પઇયેરે. શ્રીગો. ૮
મોહન રત્ન ગોકુલપતિ સંગે, રત્ન અમોલિક પઇયેરે;
જગજીવન વલ્લભદાસ પ્રભુ શું, ચિત્ત મ્હારૂં પરોઇયેરે. શ્રીગો. ૯

ઘોળ. ૨ જું.

આજ સખી મુને સપનેડું લાગ્યુંજી,
પાછલી તે રાતને પરોઢીયેજી. ૧
જાણ્યું જી જાણ્યું જી લીલા તોરણ દ્વારજી,
જાણ્યું શ્રી વલ્લભવર ઘોડે ચઢયાજી. ૨
જાણ્યું જી જાણ્યું જી મોતીના મેહ વરસ્યાજી,
જાણ્યું જી સાગર ઉલટ્યો જી. ૩
જાણ્યું જી જાણ્યું જી શ્રી જમુનાજી ભરપુરજી,
જાણ્યું જી શ્રી ગોકુલ ફુલી રહ્યું જી. ૪

માધવદાસની વિનતી રાખો દૃઢ વિશ્વાસજી,
હરિદાસ જોઇ જાયે બલિહારને જી. ૫

ધોળ. ૩ જું.

નામ તણો છે મહિમા મોટો, શ્રી ગોકુલ નાથનો ગાજેરે.
સ્મરણ કીર્તન કરો એ પ્રભુનું, દુઃખડાં સઘળાં ભાજેરે. ૧
સદા સર્વદા સ્વકીયા થાઉં, ગુણ પ્રભુના ગાઉં રે;
દુઃખ સાગરનો ત્યાગ કરીને, શરણ પ્રભુજીને જાઉં રે. ૨
તે માટે હું તમને કહું છું, નામ નિરંતર લીજોરે;
જન્મ મરણનો ભય નિવારી, પ્રભુ ચરણે ચિત્ત ધરજોરે. ૩
ચાર અક્ષર છે ગુઢ ગુઢાંતર, મહામંત્ર ફલકારીરે;
રસિક જનનાં ભાગ્ય ફલ્યાં તે, નામ રટો ચિત્ત ધારીરે. ૪

ધોળ. ૪ થું.

અમને વહાલારે શ્રી વલ્લભજી, કહોજી કેમ રહેવાય. અમને. ૧
મંગલ આરતિ સમે, ઉઠયા મંગલ રૂપ,
અમને દરશન દે માહારો વાલમો. ઉઠી ઉઠી વારંવાર. અમને. ૨
એકાંતેરે પધારતા, કરતા દંત ધાવન;
ભીંતે અટકી ઉભા રહ્યા, દરશન દે માહારા નાથ. અમને. ૩
બેઠકમાંરે બિરાજતા, કરતા હાસ્ય પ્રકાશ;
જુમનાજીરે પધારતા, સાથે અનેક સમાજ. અમને. ૪

પાલખીએ બેસી પધારતા, લીલા કરતા ફુલ બાગ;
શ્રી ગોકુલેશ પુરવાહાલુ ઘણું, જયાં છે મહેદ ભકતોનો નિવાસ. ૫
વલ્લભઘાટે ઉભા રહ્યા, જુમનાંજી અનુકુલ;
ગોપાલદાસ કરે વિનતી, રાખો ચરણની પાસ. અમને. ૬

ઘોળ. ૫ મું.

ગોઠડી મીઠડી શ્રી ગોકુલાધીશની શ્રવણ સુણતાં પરમ પ્રેમ જાગે.
સકલ સિદ્ધાંતમાં સાર કૌતિક કથા, સર્વથા સર્વ સંદેહ ભાગે. ૧
પઢેરે પંડિત ઘણું ગાંગરી પાંગરી, બુધ્ધે પક્ષી કરેરે ચર્ચા;
કો કહે ઈશ આરાધના સાધના, કો ગજાનંદ કો અપરચા. ૨
વાકય વાદાર્થ વદે ધર્મ નહિ રૂદે, શાસ્ત્ર સિદ્ધાંત સ્વપ્ને ન જાણે;
તકને ક્ષીર કણવીર કમોદીની, ચર્મ ચીર સરખા વખાણે. ૩
એરે કારણ મને બીજું કાંઇ નવગમે,
મન રમે શ્રી ગોકુલાધીશ ચરણે;
દાસ નારાયણ એરે વાતો વિના,આળ પંપાળ નવ ધરૂંરે કરણે. ૪



# વિનતીનાં ધોળ.



પદ ૬ ઠું.

વ્રજના જીવન કરૂં વિનતી, શ્રી ગોકુલનારે ચંદ;
વેગે તે આંણો મોકલો, શ્રી વિઠ્ઠલ નંદ. વ્રજના. ૧
તમારા દરશન વિના વલ્લભરે, કહોજી કેમ રહેવાય;
હૈડું તે રાખ્યું રહે નહિ, કહોજી કેને કહેવાય. વ્રજના. ૨
અરજ સુણો આદર કરી, શ્રી જમુનાજી માય;
વિયોગ તણાં દુઃખ દોહલાં, કોને કહીયેજી વાત. વ્રજના. ૩
અંગો અંગમાં આરત ઘણી, જોવા ઠકરાણી ઘાટ;
શ્રી મુખ સુંદર નીરખવા, જોઉં વ્રજનીરે વાટ. વ્રજના. ૪
શરીર સુકાઇને સંપુટ થયાં, કંઠે ઉતરે ના અન્ન;
શરીર તણી સુધ નવ રહી, શીતળ થયાં સર્વે અંગ. વ્રજના. ૫
નિપટ મધુર માહારો વાલમો, પુરણ પુરુષોત્તમ આપ;
તેરે પધાર્યા પરદેશમાં, પૂરણ પ્રગટયાંજી પાપ. વ્રજના. ૬
× × × × ×
× × × × × વ્રજના. ૭
× × × × ×
× × × × × વ્રજના. ૮

કઠણ પેંડો કાશમીરનોરે, પ્રભુ પધાર્યા તે દેશ;
ભાગ્ય ભલાં તે દેશનાં, તેને કરવા ઉપદેશ; વ્રજના. ૯
× × × × ×
× × × × × વ્રજના. ૧૦
પાદશાહ જાહાંગીર દેશાધિપતિરે, એ છે મહા કાળકંત;
સ્વરૂપ દેખીને મોહિત થશે, ભૂલશે દેહાનુંસંધાન. વ્રજના. ૧૧
પ્રભુજી પધાર્યા કાશ્મીરમાંરે, જાણી પાદશાહે વાત;
હસ્તી ઘોડા સહુ સિદ્ધ કર્યાં, વેગે પઠાવી સુખપાલ. વ્રજના. ૧૨
પાદશાહ બેઠો તખ્ત પરરે, મનમાં અતિ અભિમાન;
આવે શ્રી ગોકુલ નાથજી, કરવા ધર્મ પ્રમાણ. વ્રજના. ૧૩
રાજ સભામાં પધારિયારે, પ્રભુજી ઉભા છે પાસ;
સભા તે સર્વે ઠાડી ભઈ, કોને નવ સુજે વાત. વ્રજના. ૧૪
પધારો તુમ શ્રી નાથજીરે, બેઠો શ્રી ગોકુલનાથ;
કહ્યો હમારો તુમ કરો, છાંડો તુલશીની માળ. વ્રજના. ૧૫
શાસ્ત્ર સિદ્ધાન્તે એસો કહ્યોરે, બ્રહ્મકો ઉપવિત ધર્મ;
એથી અધિક તુમ નવ લહો, તુમ સમજો એ મર્મ. વ્રજના. ૧૬
સોના રૂપા હીરા મોતીરે, પહેરો મુકતાની માળ;
એથી આધક તુમ ચાહોતો, દેહું ઘર તે ભંડાર. વ્રજના. ૧૭
ધર્મ ધુરંધર આપ છોરે, ધર્મ તુમારે પાસ;
ઈનકે લીયે હમ કહા કરે, કહા કહે તુમસું બાત. વ્રજના. ૧૮

હમસું હઠ તુમ મત કરોરે, મનમાં જુવો નિરધાર;
એરે માળાકો કોન ગજો, દેખો આપ વિચાર. વ્રજના. ૧૯
એવાં વચન પાદશાહનાં સુણીરે, ચતુર શિરોમણિ રાય;
ઉત્તર આપ્યો મહા રસભર્યો, એ સુખ કહ્યું નવ જાય. વ્રજના. ૨૦

સોના, રૂપા, હીરા, મોતીરે, એ છે પ્રભુજીની પાસ;
ઇનકું લેઈ હમ કહા કરે, ધર્મ હમારેરે પાસ. વ્રજના. ૨૧
સર્વ સિદ્ધાન્ત એસો કહ્યોરે, જુવો વિચારીરે વાત;
ધર્મ માળા સર્વ ઉપરરે, વેદ શાસ્ત્રે નિરધાર. વ્રજના. ૨૨

શાસ્ત્ર સિદ્ધાન્ત મગાવોરે, પઠાવો હમારે પાસ;
ઇનમેંસે તુમકો દેખાવુંગો, સાચી ધર્મકી વાત. વ્રજના. ૨૩
અર્જુન પ્રતિ શ્રી ગીતાજીમાંરે, કહ્યું સત્ય વચન;
[1]સર્વ ધર્મ ને પરિત્યાગીરે, કરો મેરો શરન. વ્રજના. ૨૪

જીનકું અંગિકાર પ્રભુ કરે, હસી હૃદય પર લેઈ;
તીનકું છાંડી હમ કહા કરે, હમારી કોન ગતિ હોઈ. વ્રજના. ૨૫
માળા મારૂં સર્વસ્વ ધનરે, મારૂં જીવન પ્રાણ;
અંત સુધી માળા નવ તજુંરે, રાખું શ્રી કંઠ માંય. વ્રજના. ૨૬

---

૧ सर्व धर्मान् परित्यज्य माम् एकं शरणं व्रज.
( श्रीमद् भगवद्गीता )

ધર્મ ધર્મીની પાસે રહેરે, અન્યત્ર કઈ નવ જાય;
ધર્મી ધર્મ જો છોડે તો, ધર્મ કંઈ ન રહેવાય. વ્રજના. ૨૭
એવો ઉગ્ર પ્રતાપ જોઇનેરે, ચકિત થયોરે ભૂપાળ;
ઉત્તર આપી કાંઈ નવ શકે, મનમાં કર્યોરે વિચાર. વ્રજના. ૨૮
જાઓ પધારો તમે નાથજીરે, તુમારો ડેરા છે જ્યાંય;
કાલમેં તુમકો બોલાવુંગો, મનમાં કરી વિચાર. વ્રજના. ૨૯
બેર બેર આવી નવ શકું, હમારો નહિ અધિકાર;
કરવો હોય સો અબ કરો, આજ કરો નિસ્તાર. વ્રજના. ૩૦
આસફખાન હજુરદાર થયારે, પાદશાહે પ્રમાણી વાત;
આપને ડેરે પધારીએ, ઉનકું કરોરે વિદાય. વ્રજના. ૩૧
કહેવો હતો સો સબ કહ્યોરે, સાચી ધર્મની વાત;
એ કહ્યો આપનો નહિ કરેરે, ઉપાય કરવો મિથ્યાય. વ્રજના ૩૨
રાજ રસિક મહા મદ પુરરે, એવા રસિકવર રાય;
દર્શનકું સબ ઠાડે ભયે, નિરખી નિરખી મુસકાય. વ્રજના ૩૩
જે જે જે શ્રી ગોકુલનાથજીરે, જે જે શ્રી ગોકુલનારે ચંદ;
જે જે આનંદકંદ પૂરણરે, જે જે શ્રી વિઠ્ઠલનારે નંદ. વ્રજના. ૩૪
વેગે તે વ્હેલા પધારજોરે, શ્રી ગોકુલનારે ચંદ;
વ્રજના જીવન કરૂં વિનતિ, શ્રી ગોકુલનારે ચંદ. વ્રજના. ૩૫





# પ્રકરણ ૧૨ મું.



## આશરાનાં પદ.



શ્રીમદ્ ગોસ્વામિ શ્રી શ્રી ૧૦૮ શ્રી કન્હૈયાલાલજી

(શ્રી વિઠ્ઠલેશરાયજી) મહારાજ કૃત આશ્રયનાં પદ.



રાગ બિહાગ. પદ ૧ લું.

શ્રી વલ્લભ કરત કૃપા એક ક્ષણમેં.
અપને જનકી લાજ રાખતહે, દ્રઢ વ્રત કરી નિજ મનમેં. ૧
જગત તુચ્છ કરી માનતહો, મેં ઈનકી કૃપાતેં ત્રણમેં;
શ્રી ગોકુલેશ રસ દાન દેતહે, નર નારીનકે ગણમેં. ૨

પદ ૨ જું.

શ્રી વલ્લભ ચાહે સોઇ કરે એક પલમે,
જેસે તંતુ સુતકો કહીયે, ગજી ઓર મલમલમે. ૧
વ્યાપ રહે સબ જગકે માંહી, પશુ પંછી જલ થલમે;
માહા રસ દાન કૃપા કરવેકો, પ્રગટે હેં યા કલીમે. ૨
તુલસીમાલ અધીક પ્રીય લાગત, રહત અહર્નિશ ગલેમેં;
નિડર રહત હેં આપકે ભરોસે, ઓર ન કાહુકે બલમેં,
શ્રી વિઠ્ઠલ પ્રભુકી એહી વિનતી રાખો ચરણ કમલમેં. ૩

પદ ૩ જું.

કિયો તો શ્રીબલ્લભહીકો હોઈ.
ઓર કોન હે યા જગમાંહી દીખત નાહી ન મોઇ. ૧
શ્રી ગોકુલપતીકો પ્રતાપ જગમેં, અખંડ દિપક લોઈ;
સ્મરણ ભજન કરો નિત પ્રતીહી;નમો પાદામ્બુજ દોઈ. ૨
ઓર રૂચે નહીં મોકો સ્વપ્ને, ઇનકો શ્રીમુખ જોઇ.
શ્રી વિઠ્ઠલેશ પ્રભુ વલ્લભ રૂપ હૃદયે ધરી, નિધરક રહીયે સોઈ.૩

પદ ૪ થું.

શ્રી બલ્લભ તુમ બીન ઓર ન જગમેં.
રાખો ધર્મ આ પૃથ્વી તલમેં વ્યાપી રહે હો સબમેં. ૧
ઓર કાચકી પોત સમ દીસત, આપ અમોલક નગમેં;
શ્રી વિઠ્ઠલેશ કે પ્રભુ યહી વિનંતી, રહુ આપકી ઉમંગમેં.૨

પદ ૫ મું.

બલ્લભ પ્રગટ ભયે ભુતલમેં,
ધર્મ લાજ સબહીનકી રાખી યા પૃથ્વી તલમેં. ૧
કામ ગંભીર ધીર રતિ રણમેં, વ્રજ જનહીકે દલમેં,
ગોકુલપતી તો કૃપાહી કરતહે શુદ્ધ ભજો ચાહે છલમેં. ૨

પદ ૬ ઠું.

હમારે શ્રીગોકુલનાથ ધણી.
દીન દયાલ કૃપાકે સાગર ત્રીભોવન મુગટમણી. ૧
બ્રહ્માદિક કછુ પાર ન પાવત શેષહુ સહસ્ર ફણી,
શ્રી વિઠ્ઠલકે પ્રભુ દ્રઢ કર પકરત રાખી શરણ અપની. ૨

પદ ૭ મું.

ગોકુલમેં શ્રી ગોકુલનાથ બીરાજે.
હાસ્ય વિનોદ રસ દાન કરત નિત્ય ભક્ત જનકે કાજે. ૧
શ્રી બેઠક ચિત્રિત અતિ સુંદર ગાદી તકીયાપેં રાજે,
શ્રી વિઠ્ઠલેશકે પ્રભુકી શોભા, કોટી મદન છબી લાજે. ૨

પદ ૮ મું.

હમતો શ્રી ગોકુલનાથ ઉપાસી.
જમુના જલ નિત્ય પાન કરે ઉઠી મુખ નીરખું સુખ રાસી.૧
ગયા પ્રયાગ કછુ કાંમ નહી હે, નહીં કામહે કાશી;
સદા સેવું શ્રીવલ્લભ વલ્લભ કહા કરૂં જાય ઝાંખી. ૨

ઓર ઠીકાણે મન નહીં લાગે હમ ગોકુલકે વાસી,
ઉનકે ચરણ હે સબ તિરથ જગન્નાથ ઓર કાશી. ૩
બ્રહ્મ સંબંધ ભયો જબહી તેં તબહી તેં જીય ભાસી,
શ્રી વિઠ્ઠલેશ પ્રભુ શ્રી ગોકુલેશકે ચરણ કમલકી દાસી. ૪

પદ ૯ મું.

અબ હોં નાચ્યો શ્રી વલ્લભલાલ,
અખીલ ધર્મકો પહેર ચોલના, ઉર તુલસીકી માલ. ૧
કૃપાદ્રષ્ટીકો ફેંટા બાંધ્યો, દંડાકાર દઇ ભાલ;
અનન્યતાકે નેપુર બાંધે, જે જે શબ્દ રસાલ. ૨
દયા પખાવજ બજત સંગમેં, દાન સારંગી રસાલ;
સરસ પ્રેમકે બજત મંજીરા, કરી પ્રીતિકી તાલ. ૩
બ્રહ્મ સંબંધકો ગાંન કીયો મેં, અષ્ટછાપકી ધમાલ;
શ્રી વિઠ્ઠલેશ પ્રભુ શ્રી ગોકુલેશવર, દેખો પરમ રસાલ. ૪

પદ ૧૦ મું.

નિશદિન શ્રી ગોકુલેશ ગુણ ગાઉં.
સ્મરણ ભજન કરૂં પ્રભુ તુમેરો સકળ પદારથ પાઉં. ૧
નિત પ્રતિ માગો યહ મોહે દીજે સેવામેં ઉઠ ધાઉં;
ધોળ ગાન ગુન કર આપકે અનત ન ચિત્ત ભટકાઉં. ૨

ગાગર લે જલ પાન આપકી શ્રી જમુનાજીસોં લાઉં,
દીજે મોહે કૃપાકર ઇતનો ચટાઇકો સાજ બીછાઉં. ૩
સેજ સમારૂં પરમ વિધિસોં ગાદી તકીયા ઉઠાઉં,
શ્રી વિઠ્ઠલ કે પ્રભુ સર્વસ્વ દીજે, તનકી તપત બુઝાઉં. ૪

પદ ૧૧ મું.

ભરૂંસો શ્રી ગોકુલેશકો ભારી.
કરત કૃપા રસપાત્ર જાનકે જો જેસો અધીકારી. ૧
સદા રહત વક્ષઃસ્થળ ઉપર તુલસી માલ અતિ પ્યારી,
તિલક ભાલ નીરખત મન આનંદ દંડાકાર નીહારી. ૨
નિશદિન ભજો નીરંતર પ્રભુકા ચરણ કમલ બલીહારી,
શ્રી વિઠ્ઠલકે હીયે બસો નીરંતર શ્રી ગોકુલેશ ગિરધારી. ૩

પદ ૧૨ મું.

નિશ દિન શ્રી ગોકુલનાથ પુકારૂં.
હા હા નાથ સુનો સબ મેરી તન મન ધન સબ વારૂં. ૧
અબકી બેર ઉબારો શ્રી મહાપ્રભુજી, સર્વસ્વ વારી ડારૂં,
કામ ક્રોધ મદ લોભ મોહ સબ કૃપા કરો તો મારૂં. ૨
શ્રી વિઠ્ઠલકે પ્રભુ વેગી બુલાવો શ્રીમુખ કમલ નીહારૂં. ૩

પદ ૧૩ મું.

અબ મેરી શ્રી ગોકુલેશ સુન લીજે,
વિપ્રયોગમેં બહુત દિન વીતે સંયોગ રસ આપ દીજે. ૧

પાસ બુલાય નિકટ મોય રાખી મન ભાવે સોઈ દીજે,
શ્રી વિઠ્ઠલેશવર દયા કરો પ્રભુ તુમકો લાજ પતીજે. ૨

પદ ૧૪ મું.

મહાપ્રભુ તુમ બીન કોઉ ન સહાય.
શ્રી ગોકુલનાથ દીનકે બંધુ સુનો મેરી ચિત્ત લાય. ૧
દર્શન આપ વિના પ્રભુ મેરો હીરદો રહેત ભરાય,
વાસર કટત કોટી જુગ વીતત રાત્રી કલ્પ શત જાય. ૨
રસ નિધાન આનંદ કંદહો દર્શન દેહુ બુલાય,
શ્રી વિઠલ પ્રભુ કરત વિનતી વિપ્રયોગન સોં હાય. ૩

પદ ૧૫ મું.

હમારે શ્રી ગોકુલનાથ સહાઇ.
લાજ ધર્મ રાખ્યો સબ ઇનને લીલા પ્રગટ દીખાઇ. ૧
વિપ્રયોગમેં ખબરજુ લીની સો મેરે મન ભાઈ,
દ્વે બીડાજુ પ્રસાદી ચંદન તુલસીમાલ પઠાઇ. ૨
તતક્ષણ તાપ મીટયો તન મનકો સુમરત વલ્લભરાઇ,
શ્રી વિઠલ પ્રભુ અબ કાહા વિલંબહે દર્શન દેહુ બુલાઇ. ૩

પદ ૧૬ મું.

ફુલ ચિત્ત જાય મન અધીક મેરો,
રહુમેં નિકટ શ્રી ગોકુલાધીશકે સુખદ શીતલ ચરણ કમલ ચેરો.
અન્ય સંબંધ મોકું રૂચત નહીં આપકો દાસ ગોકુલ બસેરો.

કામ ક્રોધ મદ લોભ મોહ મત્સર ઈતનો,
નિરખ મુખચંદ્ર મિટી ગયો ઉર જોરો. ૨
જોરી કરદોઉ માગતહોં ગોકુલપતી આપકી ટહલમેં મન મેરો,
કહત વિઠ્ઠલ અનાથકે નાથહોરાખો મોઇ સાથ સનમુખ જુવેરો.

પદ ૧૭ મું.

વલ્લભ સુનો હમારી વીનતી હમતો દાસ તીહારે હે,
અતિહી નિકટ સમીપકે સન્મુખ પાસ તીહારે હે. ૧
આપ વિના નહી કોઉ મેરો પ્રાણવત ધારેહે,
ઇતની ઓર કૃપા અબકીજે શ્રીમુખ નિહારે હે;
શ્રી વલ્લભ વિઠ્ઠલકે હૃદયેમેં વસે ગોકુલપતી પ્યારે હે. ૨

પદ ૧૮ મું.

શ્રી વલ્લભ તુમ બીન ઓર ન કોઇ,
તુમારી કૃપાતેં એકહી ક્ષણમેં સકળ મનોરથ હોઈ. ૧
ઇચ્છા વિના પાત નહી હાલે કરો આપ હોઇ સોઈ,
શ્રી વિઠ્ઠલકે મન દ્રઢ યહ આઈ, રાખો ચરણ સમોઇ. ૨

પદ ૧૯ મું.

જો કોઇ શ્રી વલ્લભ રસ ચાખે,
અનન્યતાકે લક્ષણ યે હેં કાહુસોં નહીં ભાખે; ૧

ગુપ્ત પદારથ ગુઢ ગ્રંથ સુની, અપને મનમેં રાખે;
શ્રી વિઠ્ઠલ પ્રભુ દૃઢ મન કરીકે, જગત વારણે નાખે. ૨

પદ ૨૦ મું.

શ્રી વલ્લભલાલ કરે સોઇ આછી.
અપને જનપેં કૃપા કરતહેં પ્રભુ જીવકી બુદ્ધી કાચી; ૧
જો ઈનકો દૃઢ કરી પકરતહે તાકી બુદ્ધિ ફીરે નહી પાછી,
શ્રી વિઠ્ઠલેશ કહે શ્રી ગોકુલ પતીમેં લગ્ન હોઈ જો સાંચી.૨

પદ ૨૧ મું.

મિલવો શ્રી વલ્લભહીકો નીકો,
યાકો રસ મોયે અધીક પ્યારો, ઓર જગત સબ ફીકો; ૧
ઇનકે ચરણ કમલકી રજ ચાહુ મિટે તાપ સબ જીકો,
શ્રી વિઠ્ઠલ પ્રભુ ભજો નિરંતર શ્રી ગોકુલપતી સબહીકો. ૨

પદ ૨૨ મું.

નિશ દિન શ્રી ગોકુલેશકો માનો.
ઈનકી કૃપા અહર્નિશ મોપેં જગત તુચ્છ કરી જાનો; ૧
ઇનકે રસ વચનામૃત જો જો મનમેં દૃઢ કરી ઠાનો,
શ્રી વિઠ્ઠલકે પ્રભુ શ્રી ગોકુલપતી પ્રેમ પ્રિતકો બા'નો. ૨

પદ ૨૩ મું.

શ્રી ગોકુલનાથ ભક્તનકોં પોખે.
દાન દયા નિત અપને જનપેં, તાતેં રહત સંતોખે; ૧

શ્રી મુખ વચન ભગવદી જનને, શીખ લીયે બાવન દોષે,
શ્રી વિઠ્ઠલેશ પ્રભુ અબ નિડર રહતહેં, એક જ્યું આપ ભરોસેં. ૨

પદ ૨૪ મું.

હમારે શ્રી ગોકુલનાથ ધણી.
ઇનહી છાંડજો ઓરકો ચાહત, વૃથા જન્મ લીયો જનની; ૧
કરીએ નહીં જુઠકો સંગ્રહ, ગ્રહીયે ગ્રંથ ગુની;
સ્વરૂપ રસાવલી ગ્રંથ અમોલક જો અનમોલ મણી. ૨
શ્રી ગોકુલપતી નિર્ધનકો ધનહેં કહતહે વેદ ભણી;
શ્રી વિઠ્ઠલ કહે યહ શ્રીમુખ નીરખો રહીયે રસહી સની. ૩

પદ ૨૫ મું.

હમારે શ્રી ગોકુલ નિજ ઠોર,
પાર્વતિવર શ્રી ગોકુલપતિ, સદા રસીક શીર મોર. ૧
ઇનકે ચરણ કમલ તે છુટત, મનકી દોરા દોર;
શ્રી વિઠ્ઠલેશ રસીક બતાયો, શ્રી બલ્લભ કહા કહું ઓર. ૨

પદ ૨૬ મું.

નિશ દિન શ્રી વલ્લભ વલ્લભ કહીયે.
મન પ્રબોધકો નિત્ય નેમસું કરત પાઠ અનુસરીયે. ૧
નિત્ય ચરિત્રકે ધોળ વાંચકે, ભાવ હૃદય મેં ધરીયે,
શ્રી વિઠ્ઠલકે પ્રભુ શ્રી ગોકુલપતિકે નિત્ય ઉઠ પાવન પરીયે.

### પદ ૨૭ મું.

હમારે શ્રી ગોકુલેશ વર રૂડો,
શ્યામ સચીકણ કેશ સુશોભીત, શીશ એઠમાં જુડો. ૧
પહેર્યો હે હમ મન દ્રઢ કરકે અચલ સુહાગકો ચુડો,
શ્રી વિઠ્ઠલેશ કહે યહ સ્વરૂપ અલૌકીક, જ્ઞાન ગ્રંથકો ગુઢો. ૨

### પદ ૨૮ મું.

શ્રી ગોકુલપતી અબતો મનમેં નિશ્ચે ભઇ,
નિજજન જાન કૃપાજુ કીની, મન ચિંતા હરી લઈ. ૧
ગ્રંથ દુગ્ધ વત્ ભાવ દધીવત્ તામેં મનમેરો રઇ,
કૃપા કટાક્ષ અવલોકી વિલોકત દર્શન પ્રથમ મહી. ૨
વિરહે રૂપ જલ તપ્ત પર્યો નવનીત મીલન હીત રહી,
ભગવદીયનકી ભાવ ભાવના તાકો પાર નહી;
વિઠ્ઠલકે શ્રી ગોકુલપતીને દ્રઢ કરી બાંય ગ્રહી. ૩

### પદ ૨૯ મું.

શ્રી ગોકુલેશ અલબેલો ઠાકોર.
પુનમકો સુધાકર કહીયે મુજ મન રંગ રૂહેલો. ૧
લટપટી પાઘ અટપટી બાંધી તુરા જબ ઝૂકેલો;
શ્રી વિઠ્ઠલકે પ્રભુ કોટી કામ છબી, રસ વૃષ્ટિ રંગ રેલો. ૨

પદ ૩૦ મું.

આયે મેરે શ્રી ગોકુલપતીકે પ્યારે.
તિલક મનોહર સુંદર દીસત મસ્તક દંડાકારે. ૧
ટેક વિવેક અનન્યતા કહીયે, તુલસી માલ ગરે ધારે;
ઓર નહી મુખસું સંભાષણ શ્રી વલ્લભ નામ ઉચ્ચારે. ૨
હૃદય કમલમેં સ્વતઃ નિરંતર શ્રી ગોકુલેશ ચિત્ત ધારે;
શ્રી વિઠ્ઠલકે પ્રભુ ગોકુલેશવર જીવન પ્રાણ હમારે. ૩

પદ ૩૧ મું.

અબતો બહુત ભઇ હે નાથ,
સનમુખ તુલસી દલ દઇ મોકો દ્રઢ કર પકર્યો હાથ. ૧
ક્ષમા કરો અપરાધ હમારો, નિશ દિન રાખો સાથ;
શ્રી વિઠ્ઠલ ઉપર દયા કરો પ્રભુ, હોં અનાથકે નાથ. ૨

પદ ૩૨ મું.

અબ વશ નાહીન નાથ રહ્યો,
વિપ્રયોગ છુટાઇ હો કબહી, નાહીન જાત રહ્યો. ૧
મમ ઇચ્છા અબ પૂરણ કીજે ડોલત વઘ્યો વઘ્યો;
શ્રી વિઠ્ઠલેશકે પ્રભુ શ્રી ગિરિધર, તુમ મમ હાથ ગહ્યો. ૨

પદ ૩૩ મું.

તુમતો અખીલ લોકકે સ્વામી,
દીનબંધુ ભક્તન મન રંજન, આપહી ગરૂડા ગામી. ૧

પુષ્ટિ ભક્તિ ઓર નવધા ભક્તિ, નિજ જન સેવક પામી,
શ્રી વિઠ્ઠલ પ્રભુકી અબ વિનતી, સુનીયે અંતરયામી. ૨

પદ ૩૪ મું.

પ્રભુજી અબ કીતનીહે દેર,
અબતો તન મન ધન સબ નિર્બલ, કયોં કર રાખી બેર. ૧
ક્ષમા કરો અપરાધ દાસકે જો કછુ અબકી બેર,
દીન હીન મોય જાન શ્રી ગોકુલપતિ સુનીયે મેરી ટેર;
શ્રી વિઠ્ઠલેશ પર કરૂણા કીજે, માયા દેઉ નીવેર. ૨

ઇતિ શ્રીમદ્ ગોસ્વામિ શ્રી શ્રી ૧૦૮ શ્રી કન્હૈયાલાલજી (શ્રી વિઠ્ઠલેશરાયજી) મહારાજ કૃત આશ્રયનાં પદ ચોત્રીશ સંપૂર્ણ.



પદ ૩૫ મું.

શ્રી વલ્લભ લાડીલેહો, તિહારે ચરન કમલ ચિત્ત લાઉં.
નિશદિન ધ્યાન ધરૂં મુખ વલ્લભ, વલ્લભ રસના રટે સચુપાઉં. ૧
વલ્લભ, વલ્લભ, વલ્લભ જીયા મેરે, વલ્લભ છાંડી અન્ય ન લાઉં;
પુરુષોત્તમ પ્રભુ શ્રી વલ્લભ, વલ્લભ, વલ્લભ વચનામૃત ગુણગાઉં. ૨

પદ ૩૬ મું.

શ્રી વલ્લભ દર્શન વિન ભયો અપમાન.
જાદિન વલ્લભ મુખ ના નિરખ્યો, તાદિન ભયો શ્મશાન. ૧

આપ કૃપાથી દર્શન પઇએ, હોયે સકલ કલ્યાન;
રાજ ચરણ બલ સબ સુખ હોયે, તાતેં જીયો પરમાન. ૨
યહ વિજ્ઞપ્તિ સદા જીયમેં ગ્રહો, દેહો અદય દાન;
પુરુષોત્તમ પ્રભુ દરશન અભિલાષા, ચિરંજીયો શ્રી વલ્લભપ્રાન. ૩

પદ ૩૭ મું.

શ્રીવલ્લભ યહ વિનતિ ચિત્ત ધરીયે,
જગત ઉદ્ધાર કલિમલ તારન, મમ ચિન્તા પરહરિયે. શ્રી. ૧
ત્રિવિધ તાપ નિવારી પુરુષોત્તમ, નિજજન અપનો કરીયે;
દુષ્ટ સ્વભાવ અધમ ગતિ મેરી, દીનદયાળ ચિત્ત ધરીયે. શ્રી. ૨
મેં એક શ્રી વલ્લભકો, તાપર પ્રેમ ભાવ ઢરીયે;
યહ માગું પુરુષોત્તમ પ્રભુ પિય, ભવસાગરતેં તરીયે. શ્રી. ૩

પદ ૩૮ મું.

શ્રી વલ્લભ યહ આશ હોં પાઉં.
નિશદિન આશ કરૂં નિજ ચરણન, નયન નિરખી સીરાઉં. ૧
આપ.કૃપાસોં સકલ મનોરથ, કરો કૃપાનિધિ તાપ નસાઉં;
હોં અધમ ગતિ કછુ નહિ સમજું, તાતેં માહા દુઃખ પાઉં. ૨
અહંકાર અભિમાની લોભ ભર્યો અતિ, દુષ્ટ સ્વભાવ અથડાઉં;
પરમ કૃપા હોય શ્રી પુરુષોત્તમકી, ભક્ત સમાગમ પાઉં. ૩

પદ ૩૯ મું.

શ્રી મહાપ્રભુ આપ કૃપા દ્રષ્ટિ કીજે.
દીન જાણી દયાળુ પ્રભુ ચરણ શરણ લીજે. ૧
મોહ અજ્ઞાન તિમિર અતિ બાઢયો, તાતેં કછુ ન સુઝે;
દેહ કાંતિ અતિ સિથિલ ભઇ, તોઉ ચિત્ત ન પતિજે. ૨
મોતેં અપરાધ બહોત ભયોહે, રાજ ચરણ બલદીજે;
પુરુષોત્તમ પ્રભુ કહા કરોં વિનતિ, મહા અપરાધ ખમીજે. ૩

પદ ૪૦ મું.

શ્રી વલ્લભ ચરણ શરણ ચાહું.
કહા કહું મોહે દિશ ન સુઝે, કહાં જાય સુખ પાઉં. ૧
જીત દેખું તિત વિષ રસ ઉપજે, આપ કૃપાથી બચાઉં;
દુર્લભ દર્શ તિહારો નીકો, નિરખી પરમ ફલ પાઉં. ૨
સકલ પદાર્થ કૃપાથી પૈયે, નિરખી નિરખી ફુલાઉં;
પુરુષોત્તમ પ્રભુપેં માગતહોં, નિજ ચરણ રજ પાઉં. ૩

પદ ૪૧ મું.

શ્રી વલ્લભ ચરણ કમલ શિર નાઉં.
ચિત્ત ઉદ્વેગ રહત મેરે, તનકી તપત બુઝાઉં. ૧
કાહા કરૂં ચિત્ત ચૈન ન પરતહેં; તાતેં અતિ અકુલાઉં;
બાંહ્ય ગહ્યેકી લાજહી તુમહી, ચરન ગ્રહી સુખ પાઉં. ૧

અબ નિશ્ચે જીયમેં યહ ભઇહે, ઔર ન કાહુ લાઉં;
પુરુષોત્તમ પ્રભુ કરો કૃપા જબ, આપ ચરન લપટાઉં. ૨

પદ ૪૨ મું.

જદુનંદન ભવ ભય દુઃખ હરો.
મોહિ દીન જાન કૃપાજુ કીજે, અધમ અપનો કરો. ૧
ત્રિવિધ તાપ વ્રથા જીય મેરે, ધિક્ ધિક્ અનલ ઝરો;
નિજ શરણ બલ શીતલ હોઉં, મમ શિર કમલ ધરો. ૨
જોગ જાગ જપ તપ નહિ કબહું, નિજ વ્રત કાન્હવરો;
પુરુષોત્તમ પ્રભુપેં યહ માગત, વિનતિ ચીત્ત ધરો. ૩

પદ ૪૩ મું.

અરે મન શ્રી વલ્લભ નિત્ય ગાઓ.
વલ્લભ ધ્યાન રટન વલ્લભકો, વલ્લભહીકું સાહો. ૧
નિશદિન વલ્લભહી મુખ ઉચરો, વલ્લભહી નીર ન્હાઓ;
પુરુષોત્તમ પ્રભુ શ્રી વલ્લભ વલ્લભ, વલ્લભ સેવ ફળ પાઓ. ૨

પદ ૪૪ મું.

શ્રી વલ્લભમેં અપરાધી તીહારો.
નિશદિન ગ્લાની બસત જીય મેરે, આપહી ચિત્ત વિચારો. ૧
આપ કૃપાથી હોત અતિ સુખ, તાતેં આપ નિવેરો;
ક્ષમા અપરાધ દોષ મીટાઓ, મેં ચરણ ગ્રહ્યું તિહારો. ૨

તુમ કૃપાલ દયાસિંધુ સ્વામી, જેસેં ચંદ ચકોરો,
પુરુષોત્તમ પ્રભુ શ્રી વલ્લભકો, જશ ગાવત વેદ પોકારો. ૩

પદ ૪૫ મું.

શ્રી વલ્લભ વર મેં અપરાધ કર્યો.
બોહોત દિન વિષય રસ પીનો, તાતેં અંધ કૂપ પર્યો. ૧
આપ કૃપાથી કાઢ જગત ગુરૂ, જબ હોય નિવેરો મેરો;
મેં અપરાધી કછુ નહિ જાનું, જેસોહું તેસો તુમેરો. ૨
દીન જાણી અધમ પર દેખો, મેં તો ચરણ ગ્રહું તેરો;
પુરુષોત્તમ પ્રભુપેં યહ માગત, ત્રિવિધ તાપ નિવેરો. ૩

પદ ૪૬ મું.

વસો મેરે નેનનમેં શ્રી ગોકુલેશ.
નખતેં શીખલોં શીખતેં નખલોં, અંગ અંગ રસિક સુદેશ. ૧
માલ તિલક કંઠમાલ જનેઉ ધર્યો, બ્રહ્મદ્વિજ રૂપ વેશ;
દાસ ગોપાલ હોં બલિબલિ જાઉં, મીટી ગયો મનકો કલેશ. ૨

પદ ૪૭ મું.

નેનન બાનિપરી અબ મેરે નેનન બાનિ પરી;
આન કાહુકી માનત નાહી, બરજ્યોં નેન કરી. ૧
ચાહ રહેત નિશ દિનરી જીયમેં કલ ન પરી;
કલ્યાનકે પ્રભુ પીય રસ વસ કરિ લીને, પલક ન લાજ કરી. ૨

પદ ૪૮ મું.

હમારી વિનતી લીજે માની, શ્રી વલ્લભવર ઉર જાની;
હમ અપરાધ કીયો જો તુમારો, ક્ષમા કરો ઉર આની. ૧
અપની ઓર વિચારો માહાપ્રભુ બાંહ ગહેકી કાની;
વલ્લભદાસ કીજે જુ કૃપા કરી, લીજે રસમેં સાની. ૨

રાગ બિહાગરો. પદ ૪૯ મું.

હમારી જીવન શ્રી વિઠ્ઠલ રાજકુમાર;
કીજે કલી રસાલ રસિક નિશદિન અધિક સનેહ કર. ૧
આઠો જામ ઘડી પલ પલ છિન રહિયે સંગ ઉનકે એ;
વલ્લભદાસ પીય ગોકુલેશવર મેરે તો સર્વસ્વ એ. ૨

પદ ૫૦ મું.

પીય રૂપરી નેનનમેં લાગ્યો બેઠે ગાદીતકીયા આય,
છુટે કેશ છબિ તિલક ભાલ ઉર માલ ધરે;
ધોતી ઉપરના રંગ રંગતહે અતિ રંગ મગાય. ૧
અતિ પ્રસન્ન મુસિકયાત બાત હસિ હસિજુ કહેત,
અધર પ્રાન અતિ રસ રંગ મગાય;
નિરખી નિરખી સર્વસ્વ વારતાં યે પ્રાન વલ્લભપર,
તન મન ચિતવનમેં સુખપાય. ૨

પદ ૫૧ મું.

શ્રી વલ્લભલાલ વિનુ એસે દિન જાત અંગ અંગ ચેન ન પરત;
આઠો જામ સદા યહ નિશદિન, ચોટ લાગી માનો ગાત. ૧
રોમ રોममें વિષસો ફેલી રહ્યો, નેનન નીર વહાત;
વલ્લભદાસ પિય વિછુરેતે છતિયાં કયોંહુ ન દરકાત ૨

પદ ૫૨ મું.

જીન મેરો ચિત્ત હરિલીનો, દ્રષ્ટિ પરતરી માઇ;
વલ્લભલાલ મુસિકયાય નેનન ભરિ, સુંદર તબ હસિ દીનો. ૧
તબતેં કછુ ન સુહાયરી માઇ, ના જાનો કહાકીનો;
વલ્લભદાસ પીય ઠગોરીસી લાગી, અંગ અંગ મહા રસ ભીનો.૨

પદ ૫૩ મું.

ઈન વિનુ મેરે ઓર ન કોઉ શ્રી વલ્લભ જીવન પ્રાન;
રહીયે રાખી નિશ દિન અરૂ અંતર રટિયે નામ સુહાય. ૧
યહ સ્વરૂપ હમારે સર્વસ્વ, નિરખત અતિ સુખ હોઇ;
વલ્લભદાસ પ્રભુ રસિક શિરોમની, રાખો કંઠમેં પોય. ૨

પદ ૫૪ મું.

હમારે ઠાકોર શ્રી ગોકુલનાથ
એસો ઠાકોર ઓર ન કોઉ જાય નમાવું માથ. ૧
અષ્ટ સિદ્ધિ નવ નિદ્ધિ કલ્પતરૂ, જાપેં ઓઢું હાથ;
વૃંદાવનકો ચંદ શ્રી વલ્લભ, સબ સુખ જોહે સાથ. ૨

### પદ ૫૫ મું.

જે જન શ્રી વલ્લભ નામ સંભારે.

શ્રીમદ્ ગોકુલ વાસ કરે નિત્ય, શ્રી ગોકુલનાથ નિહારે.　　૧

ભગવદી જનકો સંગ કરે મન, ભાવના ભાવ વિચારે;

કંઠ માલ મુદ્રા ધરી નીકે, લંબે તિલક નિકારે.　　૨

કામ ક્રોધ મદ લોભ મોહ, મત્સરતા મનતેં ટારે;

શ્રી યમુનાજી નિત્યપાન કરે ઉઠ, અપને કામ સંભારે.　　૩

શ્રી વિઠ્ઠલ પ્રભુ વ્રજ રજ ચાહેં નંદ નંદન ચિત્ત ધારે.　　૪

### ધોળ ૫૬ મું.

ચાલો તો ગોકુલ જઇયેરે, શ્રી ગોકુલનાથજીને જોવાને;

શ્રી જમુનાજીમાં નાહીયે રે, શ્રી ગોકુલનાથજીને જોવાને.　　૧

મેં તો સુંદર શ્યામને જોયારે, શ્રી ગો; મારે મુરલી ધર મન મોહ્યારે.

મને લાગી તાલાવેલીરે, શ્રી ગો; હું તો બંસી સુણી થઈ ઘેલીરે.　　૩

મને ખાન પાન નવ ભાવેરે, શ્રી ગો; મારૂં પળ પળ ચિત્ત ગભ ાવેરે. ૪

મને રાત્રે નિંદ્રા નવ આવેરે, શ્રી ગો; પલંગમાં અનંગ સતાવેરે. શ્ર ગો. ૫

એનાં ચંચળ નેન વિશાલરે, શ્રી ગો; એ તો સુંદર મદનગોપાળરે. ૬

એતો રાસ વિલાસના રસિયારે, શ્રીગો; તેથી મારા ચિત્તમાં વસીયારે. ૭

એની લટકતી ચાલ સુહાવેરે, શ્રીગો; એતો મૃદુલ મનોહર ગાવેરે. શ્રીગો. ૮

એના છુટા કેશ બિરાજેરે, શ્રીગો; એના ભાલ તિલક છબિ છાજેરે. ૯

મારા મનમાં તે લાગ્યો ખટકોરે,શ્રીગો;એનો ચિત્તમાં ચોટયો છે ચટકોરે.
એતો સુંદર વર ગિરિધારીરે, શ્રીગો; એની છબિપર જાઉં બલિહારીરે.
હું તો ગોકુલીયામાં જાઉંરે, શ્રીગો; એનાચરણ કમલ લપટાવુંરે. ૧૨
શ્રી વિઠ્ઠલ પ્રભુ પ્રાણ હમારારે,શ્રી ગો; એના ઉપર તન મન વારૂંરે. ૧૩

ધોળ ૫૭ મું.

તારી વરણાગી વેરાશે વલ્લભનામ નવ જાણ્યું.
તારા દુઃખના દિવસ કેમ જાશે વલ્લભ. ૧
તારી અક્કલ હૈયાની ફુટી, વલ્લભ; તારા લટકામાં વાટ ઉઠી, વ.
તું તો સગામાં સઘળે ગાજ્યો, વ; શ્રી નાથજીનું નામ લેતાં લાજ્યો. ૩
તારાં સગાં નહિ આવે કોઈ સાથે,તું તો વિમુખ થયો છે તારે હાથે.
તારાં ફુલ ફુલ્યાં કરમાશે; વલ્લભ; આવો અવસર ફરી નહિ આવે.
છજાં મહેલ મેડીને ટાંકાં, વલ્લભ; તેતો પ્રાણી તારા મન કેરાં થોથાં. ૬
જેને હશે શ્રી ગુરૂજીની કૃપા, વલ્લભ નામ તેણે જાણ્યું;
તેને લીલાનું સુખ સદા, વલ્લભ નામ તેણે જાણ્યું. ૭
કહે દાસનો દાસ કરજોડી, વલ્લભ; કરો સતસંગ આળસ છાંડી. વ.૮

પદ ૫૮ મું.

જે શ્રી વલ્લભ જે શ્રી વિઠ્ઠલ, જે શ્રી ગોવર્ધનનાથજી;
સાત સ્વરૂપ બિરાજે શ્રી ગોકુલ, શ્રી જમુનાજી સાથજી. ૧
ગાય સંગ ગોપાલ લાલજી, સખા મંડલી પાસજી;
છીતસ્વામી ઓર ગોવીંદસ્વામી, પરમાનંદ સુરદાસજી. ૨

નંદદાસજી કુંભનદાસજી, એતો પરમ રસાલજી;
ચત્રભુજદાસ ઓર કૃષ્ણદાસજી, એહેં આઠો ગ્વાલજી. ૩
વ્રજ ભૂમિમેં ખેલે નિશ દિન, નંદકુંવર નંદલાલજી;
લકુટ કમરીયા મુકુટ બિરાજે, બાજત બેનુ રસાલજી. ૪
વૃંદાવનમેં રાસ રચ્યોહે, મોહિ લઇ વ્રજબાલજી;
શ્રીગિરિધર શ્રીગોવિંદ શ્રી બાલકૃષ્ણજી, બિચમેં શ્રી ગોકુલનાથજી. ૫
શ્રી રઘુપતિ જદુપતિ ઘનશ્યામજી છે, વહુ બેઠી સહુસાથજી;
શ્રી ગોકુલ વારે નાથ ઇનકું, જગત નમાવે માથજી. ૬
નિશદિન એઉનું સ્મરણ કરીયે, ધ્યાન હ્રદયમાં લીજેજી;
સદા સર્વદા શ્રી ગોકુલમાં, સ્મરણ એઉનાં કીજેજી. ૭
શ્રી ગોકુલમેં વાસ કરીને, મર્યાદામાં રહીયેજી;
ગિરિધર ટીલો રમણ રેતીમાં, દરશન કરવા જઇયેજી. ૮
શ્રી યમુના જલપાન કરીને, આપણ સુખીયાં થઇયેજી;
શિવ બ્રહ્માને દુર્લભ જે રજ, તે આપણે અંગ લગાઇયેજી. ૯
શ્રી ગોકુલ ગોવર્ધન મથુરાં, વૃંદાવનમાં રાધે શ્યામ;
શ્રીવિઠ્ઠલ પ્રભુ કહે નિશ દિન, ભજન કરો તુમ આઠો જામ. ૧૦





# પ્રકરણ ૧૩ મું.

## શ્રી ગોકુલસ્થ તિલકાયત શ્રી લક્ષ્મણલાલજી મહારાજનાં ધોળ.



### ધોળ ૧ લું.

સાંજ સમે જમુના ધારે શ્રી લક્ષ્મણ રાય આવેરે હેલી. ૧
લટકતી ચાલે પધાર્યા, શ્રી ગોકુલની ગલીએરે હેલી. ૨
ચઢી અટારી નાર વધાવે, કુસુમની કલીએરે હેલી. ૩
એક એકને કંઠે કરદઇને, કરતી અબળા વાત હેલી. ૪
નેનતણો લટકો જોઇને, હરખે વ્રજનો સાથ હેલી. ૫

---

૧ આ શ્રી લક્ષ્મણલાલજી મહારાજનો જન્મદિવસ સંવત ૧૮૬૪ના શ્રાવણ સુદી ૧૦ નો છે.

કનક વસન મણી કરો ન્યોછાવર, આનંદ ઉર બહુ આણીરે હેલી૬
સદારે સુખ મને એજ આપો, ગુણ ગાવા મન થાય હેલી. ૭
દાસનો દાસ કરે છે વિનંતી, રાખો ચરણુની પાસ હેલી. ૮

ધોળ ૨ જું.

| | | |
|---|---|---|
| શ્રી લક્ષ્મણરાયજી સારરે છોગાલા છેલા. | | ૧ |
| એ સમરે ભવ પારરે | છો૦ | ૨ |
| સમરો શ્રી વલ્લભરાયરે | છો૦ | ૩ |
| શ્રી દાઉદજીના લાલરે | છો૦ | ૪ |
| દાદીજી પ્રાણ આધારરે | છો૦ | ૫ |
| પ્રગટ્યા ધરણીનું ભાગ્યરે | છો૦ | ૬ |
| દૈવીને દીધાં દાનરે | છો૦ | ૭ |
| સેવકનાં સારીઆં કામરે | છો૦ | ૮ |
| કેસર તીલક સોભાલરે | છો૦ | ૯ |
| ટેઢી કસુંબી પાઘરે | છો૦ | ૧૦ |
| કુંડલ જોત અપારરે | છો૦ | ૧૧ |
| બોલે વચન રસાલરે | છો૦ | ૧૨ |
| ગ્રીવા એ તુલસી માલરે | છો૦ | ૧૩ |
| ધોતી ઉપરણો સારરે | છો૦ | ૧૪ |
| હીંડે લટકતી ચાલરે | છો૦ | ૧૫ |

એ છબીપર બલીહારરે છો૦ ૧૬
દાસના દાસને આપો વાસરે છો૦ ૧૭
તમારા ચરણ કમળની પાસરે છો૦ ૧૮

ધોળ ૩ જું.

સાહેલીરે શ્રી ગોકુલ ગામ સોહામણું,
સાહેલીરે બિરાજે શ્રી લક્ષ્મણરાય, વહાલાને વધાવીએ. ૧

સાહેલીરે શ્રાવણ માસ સોહામણો,
સાહેલીરે સોહામણો દશમીનો દિન. વહાલાને. ૨
સાહેલીરે આનંદ વધ્યો અતિ ઘણો.
સાહેલીરે ભક્તની ભીડ ના માયે. વહાલા૦ ૩

સાહેલીરે શ્રી જમુનાંતિર સોહામણો,
સાહેલીરે સોહામણો શ્રી ઠકરાણી ઘાટ. વહાલા૦ ૪
સાહેલીરે શ્રી મંદિરની શોભા અતિ ઘણી,
સાહેલીરે બિરાજે શ્રી ગોકુલ નાથ ધણી. વહાલા૦ ૫

સાહેલીરે આરતી કરે મન મોદશું,
સાહેલીરે શ્રી લક્ષ્મણરાય મહારાજ. વહાલા૦ ૬
સાહેલીરે ભગવદી જુથ સર્વે મળ્યું,
સાહેલીરે દરશન કરવા જાય. વહાલા૦ ૭

સાહેલીરે એ સુખ જોઇને ફુલીઆ,
સાહેલીરે સરીઆં સેવકનાં કાજ. વહાલા૦ ૮
સાહેલીરે દાસનો દાસ કરે વિનંતી,
સાહેલીરે આપો શ્રી ગોકુલ વાસ. વહાલા૦ ૯

ધોળ ૪ થું.

| | | | |
|---|---|---|---|
| તમારી છેલાઈ જોઇને છકી, | લક્ષ્મણરાય છોગાલા. | | ૧ |
| મારે વહાલું નથી તમ થકી, | ,, | ,, | ૨ |
| મને વહાલું તમારૂં નામ, | ,, | ,, | ૩ |
| સેવકનાં પુરો કામ, | ,, | ,, | ૪ |
| ટેઢી પાઘ કસુંબીને તોરા, | ,, | ,, | ૫ |
| દૈવીના મનોરથ પૂર્યા. | ,, | ,, | ૬ |
| બેઉ કુંડલની છબી ન્યારી, | ,, | ,, | ૭ |
| તમારા લટકાની બલિહારી, | ,, | ,, | ૮ |
| ધોતી ધરી કેસરીઆ સોહે, | ,, | ,, | ૯ |
| ઉપરણા જોઈ મન મોહે, | ,, | ,, | ૧૦ |
| વાગો ધર્યો છે નવલી ભાંત, | ,, | ,, | ૧૧ |
| માંહે શોભે સોનેરી છાપ, | ,, | ,, | ૧૨ |
| આભૂષણનો નહિ પાર, | ,, | ,, | ૧૩ |
| માંહે તુલસી ગુંજા સાર, | ,, | ,, | ૧૪ |

| | | | |
|---|---|---|---|
| કૃપા કરીને દરશન આપો, | ,, | ,, | ૧૫ |
| ભાવો ભવનાં બંધન કાપો, | ,, | ,, | ૧૬ |
| જે કોઇ લેશે તમારૂં નામ, | ,, | ,, | ૧૭ |
| તેનાં સરશે સઘળાં કામ, | ,, | ,, | ૧૮ |
| મેં જાણી તમારી પેર, | ,, | ,, | ૧૯ |
| કૃપા કરી પધાર્યા મારે ઘેર, | ,, | ,, | ૨૦ |
| બલિહારી દાસનો દાસ, | ,, | ,, | ૨૧ |
| મને આપો શ્રી ગોકુલવાસ, | ,, | ,, | ૨૨ |
| તમારા ચરણુ કમળની પાસ, | ,, | ,, | ૨૩ |

ધોળ ૫ મું.

સાંભળ સહીયર મુજને જો, કાંઇ અનુભવ થયો કહું તુજને જો;
શ્રી લક્ષ્મણરાય મહારાજજો, એતો પ્રગટયા ભક્તને કાજજો, ૧
સખી શ્રી વલ્લભરસ ભરીઆજો, સેવકના મનોરથ સરીઆજો;
શ્રી દાઉદજીના લાલજો, દાદીજી પ્રાણ આધારજો. ૨

શ્રાવણ સુદ દશમી સારજો, પ્રગટયા ધરણીનું ભાગ્યજો;
દૈવીને દીધાં દાનજો, સેવકનાં સરીઆં કામજો. ૩

રસભરીઆં સર્વે સખીઓજો, પ્રભુ બેઠા ગાદી તકીએ જો;
વહાલે ધોતી ધરી મટકે જો, ઉપરણો ઓઢયો લટક જો. ૪

રહી પાઘ કેસરી ઢળકે જો, શુભ કરણે મુક્તા લલકે જો;
સોહે કેસર તીલક સોભાલજો, આભૂષણ શોભા સારજો. ૫
હાર તુલસી ગુંજા મુક્તા જો, તેના સદા રસીક રસ ભોકતા જો;
મુને ભૂખે ભોજન ના ભાવે જો, સેજલડીએ નિદ્રા ન આવે જો. ૬
મને મેળવો શ્રી ગોકુલનાથજો, હું નમી જોડું બેઉ હાથજો,
એમનું લક્ષ્મણરાયજી નામજો, એ વસે શ્રી ગોકુલ ગામજો. ૭
સખીમળીઓ સુજાતિ સાથજો, અતિ ફુલ્યા મારો નાથજો;
એ શોભાનો નહિ પાર જો, બલિહારિ દાસનો દાસજો. ૮

ધોળ. ૬ હું.

ધન્ય ધન્ય ઠુકરાણી ઘાટ, છોકર લે કેછે. ૧
જ્યાં જપ કરવાનો ઠામ, ગુસાંઇજી બેસે છે. ૨
ધન્ય ધન્ય શ્રીગોકુળ ગામ, શ્રીજી બીરાજે છે. ૩
શ્રીલક્ષ્મણરાય મહારાજ, આરતી ઉતારે છે. ૪
વૈષ્ણવના પ્રાણ આધાર, સૌ સુખ આપે છે. ૫
એ શોભાનો નહિ પાર, આનંદ સાગર છે. ૬
સેવકનાં સરીઆં કાજ, લાડ લડાવે છે. ૭
ધન્ય ધન્ય જગ મોહન ચોક, પ્રભુ પધાર્યાં છે. ૮
દરશન કરવા સૌ સાથ, ભગવદી આવ્યા છે. ૯
બલિહારી દાસનો દાસ, સેવા માગે છે. ૧૦
પ્રભુ આપો શ્રી ગોકુલવાસ, મનમાં માગે છે. ૧૧

ધોળ. ૭ મું.

ધન્ય ધન્યરે શ્રી ગોકુળગામ, રંગભેર હીંચ લ્યોરે ૧
જ્યાં પ્રગટી રત્ન કેરી ખાણ, રંગ. ૨
શ્રી દાઉદજીના લાલ, રંગ. ૩
શ્રી દાદાજીના પ્રાણ આધાર, રંગ. ૪
શ્રાવણ સુદિ દશમી સાર, રંગ. ૫
પ્રગટ્યા ધરણીનું ભાગ્ય, રંગ. ૬
દૈવીને દીધાં દાન, રંગ. ૭
સેવકનાં સરીઆં કામ, રંગ. ૮
શ્રી લક્ષ્મણરાય મહારાજ, રંગ. ૯
વૈષ્ણવના પ્રાણ આધાર, રંગ. ૧૦
સોહે કેસર તીલક સો ભાલ, રંગ. ૧૧
માંહે શોભે અનોપમ છાપ, રંગ. ૧૨
બહુ કુંડળની છબી ન્યારી, રંગ. ૧૩
આભૂષણ શોભા સારી, રંગ. ૧૪
ધોતી ધરી કેસરીઆ સોહે, રંગ. ૧૫
ઉપરણો જોઇ મન મોહે, રંગ. ૧૬
કહે દાસનો દાસ કરજોડ, રંગ. ૧૭
પ્રભુ પૂરો મારા મનના કોડ, રંગ. ૧૮

## ધોળ ૮ મું.

મારે આજ આનંદનો ઓઘરે, આવ્યા અલબેલા;
મારે જોતાં બન્યો છે જોગરે. આવ્યા. ૧
વહાલો ઘોડીએ બેસીને પધારીઆરે લોલ,
હું તો જોઉં છું તમારી વાટરે. આવ્યા. ૨
વહાલા સુખપાલે બેસીને વહેલા આવજોરે લોલ,
મારાં હૈડાં શીતળ થાયરે. આવ્યા. ૩
વહાલા કૃપા કરીને પધારજોરે લોલ,
દૈવીને દેવા દાનરે, આવ્યા. ૪
વહાલા ભાગ્ય ફળ્યાં ગુજરાતનાંરે લોલ,
મારે વહાલે કર્યાં પ્રયાણરે. આવ્યા. ૫
વહાલો શ્રી ગોકુલથી પધારીઆરે લોલ,
શ્રી લક્ષ્મણરાય મહારાજરે. આવ્યા. ૬
મારા મનના મનોરથ પૂરવારે લોલ,
વૈષ્ણવનાં પાળવા લાડરે. આવ્યા. ૭
મારા તનના તાપ સમાવીઆરે લોલ,
મને,ઉલટ અંગના માયરે. આવ્યા. ૮
વહાલા દાસનો દાસ કરે વિનંતિરે લોલ,
મને આપો શ્રી ગોકુળ વાસરે. આવ્યા. ૯

## ધોળ ૯ મું.

શ્રી લક્ષ્મણ લાલનાં વદન સોહામણાંજી, મુજને જોવાના કોડ;
શ્રી ગોકુલમાં મલપતાજી, હીંડે છે મોડા મોડ. ૧
વાંકો અંબોડો હરિને ઢળકતોજી, કેસર તીલક લેલાટ;
પ્રાતઃસમે શ્રીજી સનમુખજી, વાંચે શ્રી ભાગવત પાઠ. ૨
પાઠ ભણીને પધારીઆજી, ભીતર મંદિર મોઝાર;
કટી ઉપરણો બાંધીઓજી, ભોગ સરાવવાને જાય. ૩
ભોગ સરાવી શ્રીજી સજ થયાજી, જાયરે શ્રી જમુનાજીને તિર;
બે બીડલાં લેઇ કર ધર્યાંજી, એક આચમન એક નીર. ૪
સુંદર રથ મંગાવીઓજી, બેસે રાણી ચંદ્રાવલી ભરથાર;
લટકે ને મટકે પધારીયાજી, શ્રીજમુના બેટીજીના તાત. ૫
રતિપતિ દ્વારે નીરખતાજી, વિધવિધના શણગાર;
શ્રી લક્ષ્મણરાયજીની શોભા અભિનવીજી, બલિહારી દાસનો દાસ. ૬

## ધોળ ૧૦ મું.

મોર ગુણ ગાવા શ્રી લક્ષ્મણરાય, સુજાતિ સાથમાંરે લોલ,
વહાલો મારો લટકંતા પધાર્યા કે, ચાલ સોહામણીરે લોલ;
વહાલાજીએ ધોતી પહેરી સાર, ઉપરણો ઓઢયો કેસરીરે લોલ.
વહાલાજીને જરીદાર પટકો સોહે, ઉપર ઓઢી પામરીરે લોલ.
એહુની શોભા ઝાકમઝોલકે, હું કયાં લગી કહુંરે લોલ.

વહાલાજીએ ટેઢી બાંધી પાઘ કે, જામો જરકસીરે લોલ;
વહાલાજીએ તોરા મેલ્યા સારકે, બેહુ બાજુએરે લોલ,
વહાલાજી તો તાલી દઈ ગવરાવે, સુજાતિ સાથમાંરે લોલ.
વહાલોજી તો રીઝીને રીઝાવેક, સહુનાં મન હર્યાંરે લોલ,
વહાલાજી તો તિબારીમાં બિરાજે કે, સૌનાં મન હર્યાંરે લોલ;
દાસી માગે વારંવાર, ચરણ સેવા દીજીએરે લોલ,
કૃપા કરો કરૂણાની દૃષ્ટે કે, માની લીજીએરે લોલ.

ધોળ ૧૧ મું.

જે જે જે કહોને, સખી આજ જે જે જે કહોને;
શ્રી લક્ષ્મણ રાય પ્રગટ પુરુષોત્તમ, એહુનાં ભામરડાં લ્યોને. સખી.
એ છે હમારૂં પ્રાણજીવન ધન, જેને જે ગમે તે કહોને. સખી. ૨
શ્રી ગોકુલમાં બિરાજે મારો વહાલો, એમની શરણાંગત રહોને. સખી.
શ્રી ભાગવત સુબોધની સાર, એહુનાં અધરામૃત લ્યોને. સખી. ૪
કેસરી પાઘ ઉપરણો ધોતી, એ સ્વરૂપ હૃદેમાં લ્યોને. સખી. ૫
ભક્તને કાજે ધરી નર દેહી, એમનાં ચરણામૃત લ્યોને. સખી. ૬
ગુજરાત દેશ પ્રભુજી પધાર્યા, એહુનાં બ્રહ્મસંબંધ લ્યોને. સખી. ૭
દાસનો દાસ કહે કરજોડી રમણ સ્થળમાં રહોને. સખી. ૮

## ધોળ ૧૨ મું.

શ્રી લક્ષ્મણરાયજી હું છું તમ તણોરે, નથી મારે કિંચિત કાંઈ આધાર.
શરણ તમારૂં ને આશરો તમ તણોરે, નથી બળ સાધન કાંઇ લગાર.
યોગ યજ્ઞ બલ નથી વૈરાગનું રે, નથી બળ ભક્તિ જ્ઞાન વિવેક;
નથી ગ્યાન પૂર્વક સાચી દીનતારે, જેથી કરૂણા ઉપજે આપ.
સેવા સ્મરણ કીર્તન નેમ નહીરે, અંતર દોષ તણા ભંડાર;
અનુચિત્ત કૃત સહુ શીર સાટે કરૂંરે, ઉચિત ના બોલું એકવાર.
દુષ્ટ સંગમાં નિશદિન હું પચ્યોરે, બાધકમાં લીઓ સઘળો સાથ;
જગત ભગત કહે છે પાખંડથીરે, નથી મને સાચો હરિ શું સ્નેહ.
અવગુણ કહો પ્રભુ કયાં લગીરે, નથી અજાણ્યું અંતર જામ;
મારા અવગુણ ચિત્તે ના ધરજોરે, આપણું બરદ વિચારો શ્યામ.
મુજ રંકની છેલ્લી વિનંતીરે, હરિ હવડાં કે કોઇકવાર;
જયારે ત્યારે નિજ કૃપા વડે રે, કેવળ મારો છે નિસતાર.
દાસનો દાસ તમારો છે સદારે, મંદ હસી ગ્રહો મમ હાથ.

## ધોળ ૧૩ મું.

લટકાલા લાલ (૨) શ્રી લક્ષ્મણ રાયજીને વરવું તે ધન્ય ધન્ય.
કરૂણા સાગર (૨) દૈવી જીવના તરત તારણ નાથ.
શ્રી દાઉદજીએ પાટ બેસાડયા છે, દાદીજીએ ગોદ ખેલાવ્યા છે,
વૈષ્ણવ જનને ઘણું ભાવ્યા છે. લટકાળા૦ ૧

વહાલા ચંચળ ચાલે ચાલે છે, ચોદેશે નેન ફેરાવે છો,
વૈષ્ણવને લાડ લડાવે છે.        લટકાળા૦ ૨
વહાલા પ્રથમ પ્રદેશ પધાર્યા છે, ઘણા દૈવી જીવને તાર્યા છે;
કરૂણા કરી દર્શન આપ્યાં છે.        લટકાળા૦ ૩
કસુંબી પાઘ બિરાજે છે, મોતીના તોરા રાજે છે;
તે દેખી મનમથ લાજે છે.        લટકાળા૦ ૪
વહાલા કાને કુંડળ લલકે છે, ગાગરથળે હીરા ઝળકે છે;
એ દેખી મનડું હરખે છે.        લટકાળા૦ ૫
વહાલો શ્રી ગોકુળમાં બિરાજે છે, ત્યાં નૌતમ દર્શન આપે છે;
શ્રી યમુનાજી ઘેરાં ગાજે છે.        લટકાળા૦ ૬
એ શોભા જોઇને સુખ થાશે, મારા જન્મ મરણનાં દુઃખ જાશે;
એ લીલા દાસનો દાસ ગાશે.        લટકાળા૦ ૭





# પ્રકરણ ૧૪ મું.



## શ્રી ગોકુલસ્થ તિલકાયત [1] શ્રી કન્હૈયાલાલજી મહારાજનાં ધોળ.



### વધાઇ. રાગ આશાવરી.

#### પદ ૧ લું.

શ્રી લક્ષ્મણનંદનું પ્રાગટ્ય જાણી, નિજજન મનમાં હરખેહો;:
નાચે ગાવે કરે વધાઈ, પૂર્વ સ્નેહને પરખેહો. ૧

---

૧ આ શ્રી કન્હૈયાલાલજી મહારાજનો જન્મદિવસ સં. ૧૯૨૫ ના શ્રાવણ વદી ૮ સોમવારનો છે. અને તે શ્રી ગોકુલમાં સંવત ૧૯૨૬ ના કારતક વદી ૧૧ ને સોમવારે ગોદ પધાર્યા હતા જેથી તે દિવસનો પાટ ઉત્સવ મનાય છે.

ધોળ મંગળ શોભન ગાવે, બેઉ કર તાલ બજાવેહો;
ઢાઢી ઢાઢણ ગોપી ગ્વાલન, નાના રંગ ભજાવે હો. ૨

દાધ દૂધ ને હરદી રોળી, એક બીજાપર છીરકેહો;
પ્રેમ મગન થઇ ભાનજ ભુલી, ઉન્મદ ગ્વાલન ફીરતે હો. ૩

તરીયા તોરણ દ્વારન બાંધત, ધ્વજા પતાકા ફરકેહો;
ચોક ચિત્રામણ મંડપ મોટા, ચીર ચંદરવા ઝળકે હો. ૪

કદળી કેરા થંભ રોપાવત, વચમાં મોતી લળકે હો;
જય જય શબ્દ હોત સુહાઈ, કુસુમ વૃષ્ટિ વરખે હો. ૫

પ્રાકટય અતુલિત પ્રભુનું પરખી, મનમાં મોદ ન માયે હો;
ઘણા જન્મના વિરહાનળ તે, એકક્ષણમાં બુઝાયે હો. ૬

લાવણ્યામૃત પાનકરંતાં, નયન ચકોર ન અઘાયેહો;
વચનામૃત કેરા સીંચનથી, શ્રવણ તૃપ્ત ન થાયે હો. ૭

કૃપામૃતનું મહાત્મ્ય વિચારી, ધન્ય ધન્ય શબ્દ ઉચરતેહો;
સ્પર્શામૃત અધરામૃત માટે, અનેક મનોરથ કરતે હો. ૮

સ્વરૂપ તણા તે સંબંધ માત્રથી, ભાવ ઉદ્દીપન ભીનેહો;
ભાવ વશ થઇ શ્રી વિઠ્ઠલનાથે, સુખ સકળતે દીને હો. ૯

એ પ્રાગટય નિજજન હિતકારી, મરમ કોઇ નવ જાણે હો;
મહદ ચરણ રજ કૃપા બળથી, કંઇ એક અનુભવ થાયે હો. ૧૦

મહદ હૃદયમાં આપ બિરાજે, મહદનું માન બઢાવે હો;
નિજજન ઈચ્છા પૂરણ કરતા, મહદના ગુણ તે ગાવે હો. ૧૧
નિજ સૃષ્ટિને નિજસમ કીધી, ઉગ્ર પ્રતાપ દરશાયેહો;
એ સ્વરૂપના સંબંધ વિના, કાહુ ન ચિત્ત ભટકાવે હો. ૧૨
પ્રમેય બળે પ્રાગટ્ય લીધું, કૃપા વરણ વિચારે હો;
નિજભક્તને શરણે લઈને, સ્વરૂપાનંદ જતાયેહો. ૧૩
સ્વરૂપાનંદમાં મગ્ન થઈને, ગાવે ગીત રસાલ હો;
ઉંચા સ્વરે સૌકો મળી બોલે, જય જય શ્રી કન્હૈયાલાલ હો. ૧૪
જય જય ધ્વનિના કુતુહલ સાથે, લેત હીંચ ઉમંગે હો;
દેહદશાનું ભાનજ ભૂલી, મોહી મોહન રંગે હો. ૧૫

ધોળ ૨ જું.

જીરે ધન્ય દિવસ સોહાગએ, બહુ રંગ;
પ્રગટ્યા ભક્તનો આધારએ; ,, ૧
ઓગણીસેં છવીસ સાલએ, ,,
કારતક વદિ એકાદશી સારએ; ,, ૨
વાર ભલો ચંદ્રવારએ, ,,
પ્રકટ્યા શ્રી પ્રાણ જીવનએ; ,, ૩
શ્રી કૃષ્ણ પ્રાગટ્ય જાણીએ, ,,
ભિન્ન એમાં નહિ રંચએ; ,, ૪

શ્રી લક્ષ્મણરાયજીએ ગોદ લીધાએ, ,,
શ્રી માજી મહારાજે પાટ બેસાડયાએ; ,, ૫
કુંવર શ્રી લક્ષ્મણરાયજીનો કહાવેએ, ,,
શ્રી ગોકુલ સઘળું ગાજેએ; ,, ૬
છીરકયાં કૃષ્ણાગરનાં તેલએ, ,,
શ્યામ છીંટો રંગ રેલએ; ,, ૭
એણી પેરે વહાલો સોહેએ, ,,
ભગવદી સૌ સંગ મોહેએ, ,, ૮
રંગ રંગ શ્રી ઓચ્છવ આજએ, ,,
પ્રગટયા સેવક જનને કાજએ; ,, ૯
ગુજરાત પધારી સીધાં કાજએ, ,,
દૈવી જીવને આપ્યાં દાનએ; ,, ૧૦
આનંદ મનમાં લાવી બહુએ, ,,
ગાય પોતાના દાસ સહુએ; ,, ૧૧

ધોળ ૩ જું.

આજ મારે આનંદ ઓધરે, આવ્યા લાલ બાવા;
મારે જોતાં બન્યો છે જોગરે, આવ્યા લાલ બાવા. ૧
વહાલો ઘોડીલે બેસીને પધારીયારે લોલ,
હું તો જોઉં છું તમારી વાટરે; આવ્યા લાલ બાવા. ૨

વહાલા સુખપાલે બેસીને વહેલા આવજોરે લોલ,
મારાં હૈડાં શીતલ થાયરે; આવ્યા લાલ બાવા. ૩
વહાલા કૃપા કરીને પધારીઆરે લોલ,
દૈવીને દેવા દાનરે; આવ્યા લાલ બાવા. ૪
વહાલા ભાગ્ય ફળ્યાં ગુજરાતીનાંરે લોલ,
મારે વહાલે કીધું છે પ્રયાણરે; આવ્યા લાલ બાવા. ૫
વહાલો શ્રી ગોકુલથી પધારીઆરે લોલ,
શ્રી કન્હૈયાલાલજી મહારાજરે; આવ્યા લાલ બાવા. ૬
મારા મનના મનોરથ પુરવારે લોલ,
વૈષ્ણવનાં પાળવા લાડરે; આવ્યા લાલ બાવા. ૭
મારા તનના તાપ સમાવીઆરે લોલ,
મને ઉલટ અંગ ન માયરે; આવ્યા લાલ બાવા. ૮
વહાલા દાસનોદાસ કરે વિનતીરે લોલ,
મને આપો શ્રી ગોકુલ વાસરે; આવ્યા લાલ બાવા. ૯

ઘોળ ૪ થું.

આજ આનંદ મને અતિ ઘણો, મારે હૈડે હરખ ન માયરે;
પ્રાગટ્ય જાણી પ્રાણવલ્લભનું, કંઈ કંઈ મુજને થાય. સાંભળ સાહેલી.
અતુલિત પ્રાગટ્ય થયું ભૂતળમાં, નિજ જનને દેવાદાનરે;
કલિયુગમાંહે કૃપા વિચારી, કીધું સ્વરૂપનું જ્ઞાન. સાંભળ સા. ૨

ધન્ય ધન્ય ઓગણીસ છવીસ સાલે, સોહે કારતક માસરે;
પાટોત્સવ સ્વરૂપે પ્રાગટ્ય, વદ પક્ષ વ્રતદિન સાર. સાંભળ સા૦૩
ગોકુલમાંહે શોભા વાધી, વર્ત્યો જય જયકારરે;
ઘર ઘર કદલી થંભ રોપાયા, ધ્વજા પતાકા સાર. સાંભળ સા૦ ૪

તરીયા તોરણ દ્વારે બાંધ્યાં, ચોક ચિત્રામણ સારરે;
મોતી કેરા ચોકજ પુર્યા, ફુલડે છાઇ વાટ. સાંભળ સા૦ ૫
મોટા મંડપ મોગરે છાયા, ચીર ચંદરવા સારરે;
મોતી કેરી ઝાલર લળકે, શોભાનો નહિ પાર. સાંભળ સા૦ ૬

વિધ વિધની જાજમ પથરાવી, ગાદી તકીઆ સાજરે;
મંડપ માંહે પ્રભુજી રાજે, સોહે સકલ સમાજ. સાંભળ સા૦ ૭
શ્રી વલ્લભ કુળના બાળ બિરાજે, શોભાતણો નહિ પારરે;
શ્રી પુરુષોત્તમ રૂપ એ કહાવે, જેનો પ્રગટ પ્રતાપ સાંભળ સા૦ ૮

વિપ્ર તે વેદ ધ્વનિ ઉચરતા, દેતા શુભ આશીષરે;
ચારણ ભાટ બંદી જશ બોલે, નામી પ્રભુને શીશ. સાંભળ સા૦૯
વિધ વિધનાં વાજાં ત્યાં વાગે, ઝાંઝ તાલ મૃદંગરે;
ભેરંન ફેરી, તુરી, શરણાઈ, ચંગ, શંખ, ઉપંગ. સાંભળ સા૦૧૦
કીરતનીઆ મળી કીરતન ગાયે, વધાઇનો દિન આજરે;
ધોળ, મંગળ ને શોભન ગાવે, નિજજનનો સમાજ. સાંભળ સા૦ ૧૧

નંદ મહોત્સવની અગણિત શોભા, એ સુખ કહ્યું નવ જાયરે;
દધિ દૂધ છીરકે નરનારી, એક બીજા પર ધાય. સાંભળ સા૦ ૧૨
આનંદના આવેશમાં આવી, લેતાં હીંચ ઉમંગરે;
દેહ દશાનું ભાનજ ભૂલી, ફુલે જોઈ શ્રી અંગ. સાંભળ સા૦ ૧૩
પુષ્ટ પુષ્ટ રસાત્મક પ્રાગટય, પ્રભુ સર્વ શક્તિ [1]ધૃતરે;
લીલારસ અમૃત વૃષ્ટિથી, ભીંજવ્યા સર્વ [2]ભૃત. સાંભળ સા૦ ૧૪
સ્વરૂપાનંદમાં મગ્ન થાતાં, લોક લાજ ગઇ છુટરે;
ભજનાનંદનો લા'વજ લેતાં વેદ [3]શૃંખલા તુટ. સાંભળ સા૦ ૧૫
લોક વેદ મર્યાદા ટળતાં, ઉમગ્યો સિંધુ પ્રેમરે;
પ્રેમ સિંધુ પુરણ ઉભરાતાં, તૂટયા કરોડા નેમ. સાંભળ સા૦ ૧૬
સ્વરૂપ તણી ઉપમા શી દીજે, અનુભવ એક પ્રમાણરે;
પ્રાગટય શ્રી વિઠ્ઠલેશ પ્રભુનું, નિજજન જીવન પ્રાણ. સાંભળ સા૦ ૧૭
ધન્ય શ્રી લક્ષ્મણ તાત કહાવે, ભાગ્યતણો નહિ પારરે;
ધન્ય શ્રી ચંદ્રાવલીજી માતા, લડાવ્યાં લાડ અપાર. સાંભળ સા૦ ૧૮
મોહન સ્વરૂપને લીલા મોહન, નિજજન મોહન રૂપરે;
વ્રજ મોહન જગ મોહન વહાલો, મોહન મતિ અનુપ. સાંભળ સા. ૧૯

---

૧ સર્વ શક્તિ ધારણ કરનાર. ૨ દાસ. ૩ સાંકળ-બંધન.

ધોળ ૫ મું.

ભલે જનમ્યા શ્રી કન્હૈયાલાલ, સાંભળ સાહેલી;
વર વરૂ રે શ્રી વિઠ્ઠલેશરાય, વેગે સૌ પહેલી. ૧

ભક્તને અર્થે પ્રાગટ્ય ધરીયુંને, સરીયાં સેવકનાં કાજરે;
સખી સુજાતિ સહુ મળી, જઇ જોયા શ્રી વિઠ્ઠલેશરાય. સાંભળ. ૨

ગાદી તકીએ બિરાજતા પ્રભુ, બોલે મધુરા બોલરે;
રૂપ રસાલું જોઇને એ, કેમ કરૂં સમતોલ. સાંભળ. ૩

ધોતી ઉપરણો કેસરી, ને કેસર ભીનો રંગરે;
લીલાવટ તીલક સોહામણાં, આભૂષણ પહેર્યાં અંગ. સાંભળ. ૪

નેનાં રસીલાં રસ ભર્યાંને અધર સોહીએ રસાલરે;
[1]દંત પાંત દાડમ કલી, [2]ગ્રીવાએ તુલસીની માલ. સાંભળ. ૫

એ પ્રગટ પ્રભુજીને જોઈને, મારૂં મન રહ્યું છે મોહીરે;
નીરખી મન હરખે ઘણું, ગતિ ભૂલી છે સહુ કોઇ. સાંભળ. ૬

પીઢે પ્રભુજી બિરાજતા, ત્યારે આપણ નમાવતાં શીષરે;
શ્રીહસ્તે માથું ઉઠાવતા, ત્યારે આપણા પ્રાણ અધીશ. સાંભળ. ૭

આજ કાલની છે નહિને, મારે પૂર્વજન્મની પ્રીતરે;
પોતાની જાણીને વહાલે, પાર ઉતારી રસની રીત. સાંભળ. ૮

---

૧ દંતપંક્તિ=દાંતનીહાર. ૨ કંઠમાં.

નવજોબન વ્રજભામનીને, હસી હસી મુખડું જોઇરે;
ભૂતલભર ભૂલી ફરી, મારા પ્રભુ નીરખ્યા નહિ કયાંય. સાંભળ. ૧૦
મહાપ્રભુજી સુખ આપે ઘણું, મારે દુર્લભ આજનો દિનરે;
દીન ઉપર દયા કરી, હું થઇ રહી છું આધીન. સાંભળ. ૧૦
તે દિવસથી મનડું મારૂં, રહ્યું છે એઉને ચરણેરે;
સર્વાંગે પોતાની કરી, રાખી નિજને શરણે. સાંભળ. ૧૧
શ્રીઅંગે આભૂષણ પહેરતાં પ્રભુ, ઉપજાવતા અતિશે મોદરે;
હસીહસી પ્રભુજીસું બોલતાં, ત્યારે કરતા હાસ વિનોદ. સાંભળ. ૧૨
સંસારનું સુખ સઘળું વામ્યાં, મારે આ વર છે અતિ રૂડોરે;
લૌકિકમાં મને કાંઇના સૂઝે, કાલ દીસે છે કુડો. સાંભળ. ૧૩
મુજને પીડે મારા પ્રાણવલ્લભ વિન, પલક એક જો જાયરે;
દરશનમાં અંતર પડે ત્યારે, પલ તે જુગ સમ થાય. સાંભળ. ૧૪
જોયા વિના જીવ આકુલ વ્યાકુલ, હાથ ન લાગે કામરે;
ભૂખ તરસ સરવે ભૂલી ગઈ, ભૂલી શુધને સાન. સાંભળ. ૧૫
દરશનમાં સુખ થાએ ઘણું, ત્યારે શરણે શાનું દુઃખરે;
રાત દિવસ સેવા કરૂં હું, નિહાળું પ્રભુજીનું મુખ. સાંભળ. ૧૬
ગિરિએ પ્રભુજી પધારતા, હું જોઉં વહાલાજીની વાટરે;
પધાર્યાનો સમય થયો, જોતી રહું શ્રી વલ્લભ ઘાટ. સાંભળ. ૧૭

ધોળ ૬ ઠું.

ભાવ ધરીને ભજીલે શ્રી લક્ષ્મણ નંદને,
જે પ્રભુનો દીસે પ્રગટ પ્રતાપજો;
એઉના ચરણ કમળ સદા ઉરમાં ધરો,
જાશે સર્વે હૃદય તણા પરિતાપજો. ભાવ. ૧

પ્રાગટય લીધું જન્મ લીલાના ધામમાં,
બાળ ચરિત્રનો શ્રી ગોકુલ વિસ્તારજો;
[1]ઇંદુ માજીનાં કીધાં લાડ અંગી ઘણાં,
નિજ જનને કંઇ આપ્યાં સુખ અપારજો. ભાવ. ૨

એ પ્રભુનું પ્રાગટય નિત્યજ અનુભવો,
સદા બિરાજે આનંદ એક રસ રૂપજો;
તેથી કરીને જન્મ તિથિ દિન કંઇ લહેતો નથી,
ઘોર કલિમાં પ્રાગટય ગોકુલ ભૂપજો. ભાવ. ૩

દૈવી જીવપર દયા પ્રભુ કીધી ઘણી,
નિજજન માટે કીધો છે ઘણો શ્રમજો;
પૃથ્વી પ્રદક્ષિણા પ્રભુ કીધી ઘણી,
વચનામૃતથી ટાળ્યા જન મન ભ્રમજો. ભાવ. ૪

૧ ઇંદુ=ચંદ્ર તે ઉપરથી શ્રી ચંદ્રાવલીજી માજી.

'दैवोद्धार प्रयत्नात्मा' બિરદ પ્રકાશીયું,
પધાર્યા પ્રભુ અરણ્ય વિકટ પ્રદેશજો;
તામસી જીવને ચરણ રેણુ સુગંધથી,
દીધું નિજપદ કૃપા બળ પ્રમેયજો. ભાવ. ૫
મહા અઘોર કળિના જીવ અતિ અવગુણ ભર્યા,
તેને ક્યાંથી હોય સ્વરૂપ સંબંધ જો;
કૃપા વરણ વિચારી અંગીકૃત કર્યા,
તે સ્વરૂપ કેમ જાણે મૂઢ મતિ અંધજો. ભાવ. ૬
પુરુષોત્તમ પણ કાળને માન આપ્યું ઘણું,
નિજ ને નિજજનમાં દર્શાવ્યા યુગ ધર્મજો;
જેથી કરીને વિમુખ જીવ અળગા રહ્યા,
શ્રી ગોકુલેશ વચનામૃત તણો એ મર્મજો. ભાવ. ૭
સર્વ ભક્ષી પણ અગ્નિને દોષ અડે નાહિ,
ચંદ્રકાંતિમાં લાંછન શોભા આપેજો;
'વૈશ્વાનર' 'વ્રજચંદ' શ્રી વિઠ્ઠલ પ્રભુ,
નિજ જનને નિજસમ કરીને થાપે જો. ભાવ. ૮
એ લીલા દેખી ભાવ ખંડિત થાયે નહિ,
તે જનને તો થાશે સ્વરૂપ સંબંધજો;
(પણ) અખંડિત ભાવ રહેવો કંઈ સહેલો નથી,
રહેશે જેને કૃપા વરણ પ્રબંધજો. ભાવ. ૯

ભાવ અખંડિત જેનો છે આ કાળમાં,
તે જનના તો ભાગ્ય તણો નહિ પારજો;
તે મહદની કૃતિ અપ્રાકૃત જાણવી,
એવા જનતે મોહન રૂપ પ્રમાણજો. ભાવ. ૧૦

ધોળ. ૭ મું.

કળિયુગમાં પ્રભુ પ્રાગટ્ય ધરીયું. શ્રીવલ્લભજીને દ્વારરે;
નહિ સમોવડ જેની કોઇ,તે શ્રી લક્ષ્મણજીકે લાલ. સાંભળ સાહેલી.૧
યેહી કાલમેં દયા વિચારી, લીયો પ્રગટ અવતારરે;
લાલ રૂપ લાલા તુમ પ્રગટે, નિજજન પ્રાણાધાર. સાંભળ. ૨
લલિત ત્રિભંગી સ્વરૂપની લીલા, પ્રગટ કરી વિસ્તારરે;
જીવન ધન્ય તન પ્રાણ હમારે, મોહનરૂપ બલિહાર. સાંભળ. ૩

ધોળ. ૮ મું.

મારે ગુણ ગાવા શ્રી કન્હૈયા લાલકે, સુજાતિ સાથમાંરે લોલ;
વાહાલો મહારો લટકંતા પધાર્યા કે, ચાલ સોહામણીરે લોલ. ૧
વહાલાજીએ ધોતી પહેરી સાર કે, ઉપરણો ઓઢયો કેસરીરે લોલ;
એઉની શોભા ઝાકમ ઝોળ કે, હું કયાં લગી કહું રે લોલ. ૨
વહાલાજીને જરીદાર પટકો સોહે, ઉપર ઓઢી પામરીરે લોલ;
વાહાલાજીએ ટેઢી બાંધી પાગકે, જામો જરકસીરે લોલ. ૩

